# મેરાતુલ અરૂસ,

ઈઆને

# કન્યા દર્પણ.

એવે નામની

ઉરદુ ભાષામાં બનેલી એક કેતાબ જેમાં કુટંબની સ્ત્રીઓને
બોધ આપવા લાયક નસીહતરૂપી કીસ્સોછે તેનો
ગૂજરાતીમાં તરજુમો.



અસલ ઉરદુમાં બનાવનાર,
**મોલવી મોહોમદ નજીર એહમદ,**
ડેપ્યુટી કલેકટર અને સેટલમેન્ટ આફિસર, ગોરખપુર.

**બીજી આવૃતી.**

**આ તરજુમો.**

અસલ ગ્રંથના માલેકની ખાસ પરવાનગી લઈ,

**મુંબઈ,**
દફતર આશકારા છાપાખાના મધે,
બેહેરામજી ફરદુનજીની કુંપનીએ છાપ્યોછે.
કોટ—બેહેરામજી હોરમજજી સ્ટ્રીટ, નાં० ૬ તથા ૧૧.

સને ૧૮૭૮ ઇસવી.

૨૦૯૨

# ગૂજરાતી કરનાર તરફથી.

નામદાર ઈંગરેજ સરકાર તરફથી જેમ આ ઈલાકામાં દરએક લાએક અને નવા ગ્રંથોને ઉત્તેજન તથા મદદ મળેછે, તેવુંજ ઉત્તેજન બલકે અહિંના કરતાં વધારે સારી મદદ, વાય્વ્યપૂણાના ગ્રંથકારોને મળતી જણાયછે. એવાં ભલાં ઉત્તેજનને લીધે આજે વાય્વ્યપૂણાના પ્રાંતોમાં, ઉરદુ અને ફારસી ચોપડીઓનો ફેલાવો અતિઘણો વધી ગયોછે. ત્યાં દર વેળા નવાં નવાં અને ઉપીયોગી ગ્રંથો બાહેર પડતાં જાએછે. એટલુંજ નહિ પણ સરકારની તરફથી મોટાં ઇનામો આપી નવા રીસાલાઓ લખાવ્યામાં આવેછે.

એવાં નવાં પ્રગટ થતાં પુસ્તકોમાંનું એક "મેરાતુલ અરૂસ" ઈઆને "કન્યા દર્પણ" નામનું ઉરદુ ભાષામાં છપાયલું એક પુસ્તક અમારા વાંચવામાં આવ્યું, જેમાં એક નવી વહુને સંસારમાં આવતાં શું શું વેઠવું પડેછે? અને તે આસાનીથી પાર ઉતારવાને કેવી યુક્તિ કરવી પડેછે, તેનો આબેહુબ દેખાવ, તથા સારા અને નરસા ખવાસની સ્ત્રીઓની ચાલથી પોતાને થતું સુખ અને વીપત્તીઓ, તથા સ્ત્રી જાતીએ કેળવણી લીધાથી સંસારમાં થતા ફાયદા, અને કેળવણીના બળે કરી ગરીબીમાંથી અમીરીમાં આવવાનું અજાએબ જેવું વર્ણન, જે મનહરણ રીતે અને નસીહત રૂપે એક બનવાજોગ વારતાના આકારમાં બયાન કીધેલુંછે. જોકે તે દિલ્હીના ઈસ્લામી કુટુંબને લગતું ચરિત્રછે, તોપણ આપણી તરફનાં દેશી કુટુંબોને બંધબેસતું અને વાંચવા આપવાજોગ લાગ્યાથી, અમે તેનો ચાલુ ગૂજરાતીમાં તરજુમો કીધો, અને એના બનાવનાર, મોલવી મોહોમદ નજીર એહમદ, જેઓ હાલ વાય્વ્યપૂણાના ડેપ્યુટી કલેકટર, અને સેટલમેન્ટ આફીસરછે, તેઓ પાસેથી તે છાપવાની પરવાનગી મેળવી, હમણાં એક પુસ્તકના આકારમાં વાંચનારાંઓની હજુર ધરીએ છીએ.

અકસર કરી, દેશી કુટુંબો એલમ, હુનર કે નસીહતોની ચોપડીઓ જાહોજા ઉલટથી વાંચતાં નથી, પણ જો એક કીસ્સો તેઓના હાથમાં આપ્યો હોય, તો તેઓ તે વાંચી વાંચીને કૂચો કરી નાંખેછે; એ અજમાએશ ઉપરથી આ ચોપડીને એક કીસ્સાનો આકાર આપેલોછે, પણ બાતેનમાં તો ઘર સંસારનું ખરેખરૂં ચરિત્ર ચિતારેલુંછે. જે કોઈ વાંચે, તેનો જીવ એહલાએ એમજ નથી, પણ એમાંથી નસીહત, તરબીઅત, સલુક, ચઢતી પડતી, ઇત્યાદી હાંસલ કીધા સિવાય રહેનાર નથી. એ ચોપડી કેવીછે, અને કુટુંબોને વાંચવા આપવાને કેટલી લાયકછે, તે વિષે અમારી તરફથી બોલ્યા કરતાં મોટી પદવીના અને વિ-

દ્વાન યૂરોપીઅનો તરફથી જે મતો બાહેર પડયાંછે, તેમાંના થોડાએક ફકરા નીચે આપેલા પૂરતા ગણાશે. એટલુંજ નહિ, પણ એ ઉરદુ કેતાબ સન ૧૮૬૯ માં છપાઈ બાહેર પડયા પછેથી, ૨ા વરસની મુદતમાંજ તેની લગભગ ૧૦ હજાર નકલો ખપી ગઇ હતી, અને તે ઉપરાંત ચોતરફથી ધૂમ માગણી જારી હતી. વળી એ કેતાબનો એક બાબુએ પોતાની બંગાલી ભાષામાં, તથા એક પંડીતે વ્રજ ભાષામાં તરજુમો પણ કીધોછે.

એ ચોપડી પસંદ કરી એના બનાવનારને વાયવ્યખૂણાની સરકારે રૂ૧૦૦૦) ઇનામ તથા ૨૦૦૦ ચોપડી ખરીદ કરી મદદ આપીછે. બસ તેટલુંજ દેખાડી આપેછે, કે એ ચોપડી દેશી કબીલાઓમાં વાંચવા આપવાને કેટલી ઉપયોગીછે.

ઉમેદ છે, કે ગૂજરાતી વાંચનારી બાઇઓને આ વારતા વાંચતાં પસંદ આવશે, એટલુંજ નહિ, પણ સંસારમાં કેમ વરતવું, કબીલામાં કેવો સંપ રાખવો, કઈ કઈ બાબતમાં પોતાની ચાલથી પોતાને અને કુટુંબને સોસવું પડેછે, તેનો તોલ કરવાને બનશે. વળી એ ઉપરાંત પોતાથી દુર પડેલી બહેનપણી મુસલમાન ઓરતોના ઘરસંસારની રીતભાતો, ચાલચલણ, અદબઅંદાજ, ઇત્યાદિથી માહીતી મેળવશે.

છેવટે, મોલવી મોહોમદ નજીર એહમદ સાહેબે પોતાના પુસ્તકનો આ તરજુમો છાપવાની ખુશીથી પરવાનગી આપી, એટલા માટે અમો એ ગ્રહસ્થનો ઘણો ઉપકાર માનીએ છીએ.

મુંબઈ, નવેમબર સન ૧૮૭૯.

તરજૂમો કરનાર.

---

## આ પુસતક વિષે અપાયલાં મતો.

"મેરાતુલ અરૂસ" પુસતક વિષે વાયવ્યખૂણ પ્રાંતના ડીરેકટર આવ પબ્લીક ઇન્સ્ટ્રકશન, મી० એમ. કેંપસન સાહેબે આપેલા મતનો સાર.

"મને આ કેતાબ મળવાથી ઘણી ખુશી ઉપજીછે. તે એટલા માટે, કે એ કેતાબ સરકારના એક લાયકીવાળા અને કેળવણી પામેલા નોકરની કલમથી લખાયલીછે. . . . . . એ કેતાબ ઘણી દિલપસંદ અને આ દેશના લોકોની હાલતને મળતીછે. હમણાં તલક એવી જાતની કોઇ કેતાબ બની નથી. એની ઇબારત અને બયાન કરવાની રીતિ જોતાં એ ઉરદુ જુબાનનો એક ઘણો સારો નમુનોછે. . . . . . . . . . . . . . .
નજીર એહમદની આ બનાવટ દરરોજ વાંચવા લાએક અને સમજવાને સાધારણછે. એની મતલબ સાફ અને અમલ કરવા જોગછે. એમાં આશકી મતલબ અને નાજુક ખેયાલો, જેમાં આ દેશના ગ્રંથકારો પોતાની વડાઇ સમજેછે, તેવું કાંઈ નથી, અને મને ઉમેદછે, કે બીજા ઘણાઓ એ ગ્રંથકારની નકલ કરશે."

નેનીતાલ તા૦ ૨૨ મી જુલાઈ સન ૧૮૬૯ ની તેરીખની એક નોંધ ઉપરથી સારાંસ.

"આ ચોપડી સ્ત્રી જાતના ફાયદાને માટે બનાવ્યામાં આવેલીછે. એમાં ઇસલામ લોકોના એક ઉંચ ખાનદાનનો એક લાયક કીસ્સો બ્યાન કીધેલોછે. એ આખો કીસ્સો ખાસ લોકોની જુબાન અને બોલવા ચાલવાની ઢબમાં લખેલોછે, કે જે આ મુલકની અસલ ઉરદુછે. જેમ બપકાને માટે મોટા મોટા શબ્દો, અને રંગીનીને માટે ભારે વીચારો મૂકેછે, તેમ એમાં નથી. એમાં એવા બનાવો લખ્યાછે, કે જે દરએક વહુને પોતાના સાસરીયામાં વારેવાર સનમૂખ આવ્યા કરેછે. વળી એમાં જનાનખાનાની રીતી અને તરીકો એવો તો દરસાવ્યોછે કે, જે યૂરોપીઅન આ ચોપડી વાંચશે, તે એથી કરી સોથી પેહેલાં આ દેશના રીવાજ અને ચાલચલણની વાકેફી મેળવશે. અહીંઆંની સ્ત્રીઓની ભાષા, તેઓના દિલની વલણ, તેઓનો ધીક્કાર, બચ્ચાંઓ તરફનો લાડ, પ્યાર, ઘરસંસારમાં ઓરતોનો અખતીયાર, તેઓની હઠ ભરેલી રસમો, અદેખાઇ, મક્કર, ફેલ ફરેબ, ઇત્યાદિ સરવે આ કેતાબથી જાહેર થાયછે. અને એના લખાણમાં કોઈ સહરાગાટ, કે નહિ બનવાજોગ બનાવ જણાતો નથી. દેખઇતુંછે, કે બનાવનારે અસલ મતલબ બયાન કીધીછે. અને કીસ્સારૂપી નસીહત એમાંથી નીકળેછે. . . . . . . કરતાએ જાબજા જે ખયાલો ઉભા કીધાછે, તેમાંથી સચ્ચાઇ અને ખમીરની ખાસીયત જણાઈ આવેછે. જે શખસોનું બયાન એ કીસ્સામાં કીધુંછે, તે વાંચનારને પોતાની આગળ ગોયા તેની નકલ થતી હોય એવું દીસેછે. જ્યાંસુધી હું જાણું છું, ત્યાં તલક કોઇ હિંદુસ્તાની લખનારે એની અગાઉ એવી સારી ઢપછબથી વાતચિત્ત અને બોલવા ચાલવાની રીતે અસલ મતલબને એવું રૂપ નથી આપ્યું. જ્યારે એ કેતાબ જાહેર થશે, ત્યારે સેંકડો આદમીઓ તેને શોખથી વાંચશે, અને શીખાઉઓને માટે વગર શકે તે ફાએદેમંદ ઠરશે."

વાયવ્યખુણાના લેફટનેન્ટ ગર્વનર, સર ઉલીઅમ મીઉરની સરકારના એક દસતાવેજમાંથી સારાંસ.

"નામદાર લેફટનેન્ટ ગર્વનર બાહાદુર, 'મેરાતુલ અરૂસ' કેતાબને જોઇ ઘણો ખુશી થયોછે. એ કેતાબ એવા દરજાનીછે, કે ગર્વનર મજકુરની નજદીક ઉરદુમાં કોઇ પણ કેતાબ એના બરોબરીની નથી. જે કાંઈ તારીફ ડીરેકટર સાહેબે લખીછે, તે તારીફ એને ઘટતીછે. એમાંની સર્વે હાલતો જેમ ગુજરતી નજરે જોતાં હોઇએ તેવીજછે. એની ભાષા સરળ તથા વગર સહુરાગતનીછે, તેમજ હિંદુસ્તાનીઓના ઘરસંસારનો મામલો ખરેખરો, અને જેવી રીતે ચાલુછે, તેવોજ બયાન કીધેલોછે. વળી જે શખસોનું જીકર એમાંછે, તે દરએકના ખમીરની હાલત જુદી જુદી જણાઈ આવેછે. તેમજ જગેજગ વગર અલંકારે પણ દિલપર અસરનું થવું, તથા દિલને પલાળવું એમાંથી જણાએછે, અને દરએક બનાવમાંથી ખસલતોનો સુધારો, અથવા એરીઓ વચેના સારાં સલુકની એક નસીહત નીકળેછે. એમાથી આ પણ અછી રીતે દેખાઇં આવેછે, કે હીંદુસતાંનમાં ઓરતોનો ઘરસંસારના મામ-

લામાં ઘણો હાથ હોયછે; તેમાં જ્યારે ચઢતા વર્ગ, અને નેક જાતીને કેળવણીની અસર થઇ હોએ, ત્યારે તો તેનો અખતીયાર વધારે સરસ બદલો આપનાર નીપજી શકેછે. આમતો માન્યામાં નથી આવતું કે હિંદુસ્તાનીયોમાંથી કોઇ ગ્રહસ્થ આદમી 'આ કેતાબ' વાંચ્યા પછી, ઓરતોની કેળવણીથી અતિઘણા જે ફાયદા થાયછે, તે વિષેનો ઇનકાર કરે. એ ઉપરાંત આ કેતાબમાં એક સારો ગુણ એછે, કે તે હિંદુસ્તાની ઓરતોને વાંચવા આપવાને ઘણી લાયકછે. બેશક તેઓને દિલપસંદ લાગશે, અને તેઓની સમજ તથા અક્કલમાં વધારો કરશે. કોઈ પણ ગ્રહસ્થ હિંદુસ્તાનીએ પોતાના કુટુંબમાં એ કેતાબ વંચાવવામાં કશી ફિકર રાખવી નથી જોઇતી. બલકે ખાતરી રાખવી જોઇએછે, કે એથી તેઓનું દિલ રીજશે, અને એલમનો ફાયદો પણ હાંસલ થશે. આખી કેતાબમાં કોઇ બાબદ એવી નથી, કે જે પાકીજા અને સલાહથી ભરેલી નહિ હોય, ઇઆ જેથી કોઇ એવા કાયદા કે અસલ રેવાજની તાલીમ નહિ મળતી હોય, કે જે અક્સર કરી ઇંસાનોની નજદીક એબથી દૂર અને નેકીથી ભરેલા હોય. મોહોમદ નજીર એહમદની મોટી તારીફ એ વાતમાંછે, કે તેને રાસતીની તરફ એક નવો રસ્તો કાહાડયોછે, અને સાદી તથા સલીસ ઇબારતમાં ફાએદેમંદ તથા દેલ લોભાવનારા લખાણનો નમુનો બીજાઓને વાસ્તે પેદા કરી આપ્યોછે. નામદાર લેફટનેન્ટ ગર્વનરને ભરોશોછે, કે ઘણાએક લોકો આ રીતની જલદીથી નકલ કરશે. . . . . . . .

નામદાર લેફટનેન્ટ ગર્વનર સાહેબ, મોહોમદ નજીર એહમદને એક હજાર રૂપિઆનું ઇનામ બખશવાને ખાસ ખુશી જણાવેછે. બલકે કદરદાનીની રાહે પોતાની ખાસ ગીરોથી એક ઘડીઆળ, કે જે ઉપર ઘટતો લેખ કોતર્યામાં આવશે, તે બખ્શીસ કરશે. અને ઉમેદ રાખેછે, કે આ ઇનામ મોહોમદ નજીર એહમદને. . . . . . ભરી દરબારમાં ઇનાયત કરવું. હુકમ આપ્યામાં આવેછે, કે સરકારને માટે એની ૨૦૦૦ નકલો શીલા છાપ ઉપર સૌથી સરસ છપાઇની જલદીથી છપાય, તથા મોહોમદ નજીર એહમદને પરવાનગીછે, કે બનાવનાર દાખલ એ કેતાબની કાપીરાઇટનો હક પોતે રાખે, તથા પોતાની તરફથી તે છપાવવાની ગમે તો ઘટતી તદબીર કરે. ઉમેદછે, કે એ કેતાબ ઘણી ફેલાવો પામશે, કારણકે એની એબારત સાદી, સરળ, દેશી જબાનો વાંચનારની નજરમાં ઉંચી અને નવીજ ઢપની જણાશે.

નામદાર લેફટનેન્ટ ગર્વનર સાહેબની નજરમાં આ મુનાશેબ આવેછે, કે એ કેતાબને માટે પરીક્ષા લેનારી બોર્ડને ભલામણ કરવી, કે એ પરીક્ષામાં દાખલ કરવાને લાયકછે, કેમકે આ મૂલકના લોકોમાં ચાલતા સાધારણ કીસ્સા અને વગર અર્થની હેકાએતો, કે જે ઘણુંકરી પસંદ કરવા જોગ નથી, તેને બદલે એ કેતાબ, કે જેની નાદર મજમુનોથી વાંચનારાઓને માત્ર સલીસ ને મધુર ચાલુ જબાનથી વાકેફીઅત મળશે, એટલોજ ફાએદો નથી, પણ ઘરસંસારના ખટલાની પણ એથી ઘણી વાકેફી હાંસલ થશે, તથા બેશક જેઓને પોતાની મુનાસેબના લોકો સાથ રાત દહાડો કામ પડેછે, તેઓને દરરોજનો મામલો સમજવા, સમજાવવાને પણ ઘણું સવળ થશે."

# મેરાતુલ અરૂસ.

આ ઉરદુ કેતાબના બનાવનાર, મોલવી મોહોદ નજીર એહમદ, પોતાની કેતાબના દીબાચામાં આ પુસ્તક બનાવવાના કારણમાં જણાવેછે કે—

"જોકે આ મુલકમાં ઓરતોને પઢાવા લખાવવાનો રીવાજ નથી, તોપણ મોટાં શેહેરોમાં મોટાં ખાનદાનો અને ઉંચાં કૂળની અકસર ઓરતો કુરાને મજીદનો તરજુમો, તથા મજહબને લગતા ફકરાઓ, અને નસીહતોના ઉરદુ રીસાલાઓ વાંચેછે તથા વંચાવેછે. હું ખોદાનો આભાર માનું છું, કે હું પણ દિલ્લીના એક એવાંજ કૂળનો આદમીછું.

"ખાનદાનના રેવાજ મુજબ મારી દીકરીઓ પણ કુરાને શરીફ, તથા તેના અર્થ, અને કયામત નામું, તથા રાહેનીજાત, ઇત્યાદિ, ઉરદુ નાહના નાહના રીસાલા ઘરમાનાં મોટાંમાયોથી શીખ્યાં. રાત દહાડો ઘરમાં પઢવા લખવાની ચરચાતો ચાલુજ હતી. હું જોતો હતો, કે અમો મરદોની દેખાદેખીથી છોકરીઓને પણ શીખવા ઉપર એક જાતનો ઉલટછે, અને તે સાથે મને એ પણ જણાતું હતું, કે એકલા મજહબનોજ અભિઆસ બચ્ચાંઓની હાલતને માફક નથી. ફકત એજ બાબદો તેઓની નજર આગળ રહેછે, તેથી તેઓના દિલોને કંટાળો, તથા તેઓની તબીઅતને કચવાટ, તથા જેહનમાં ઘટાડો થાયછે. માટે હું એક એવી ચોપડીની શોધ કરતો હતો, કે જે નીતી અને નસીહતોથી ભરેલી હોય, તથા જેમાં એવા બનાવો દરશાવેલા હોય, કે ઓરતોને પોતાની જીંદગીમાં સામે આવનારા હોય. ઓરતો તરેહવાર વેહેમો, જાહેલીઅત, અને આડા માર્ગને લીધે હમેશાં રંજ મુસીબતમાં ફસેલી રહેછે, માટે તેઓના એઆલોને સલાહ આપે, અને તેઓના વહીવટને મદદ મળે તેવી તે ચોપડી હોય. વળી તે કોઈ એવી દિલપસંદ ઢપમાં હોય, કે જેથી વાંચનારીઓનું દિલ કંટાળે તથા તબીઅત ધભરાએ નહિ. પણ તમામ કેતાબખાનું શોધી વાળ્યો, તોપણ એવી કોઇ કેતાબનો પત્તો મુતલક મળ્યો નહિ, ત્યારે મેં 'આ કીસ્સા'નો વિચાર બાંધ્યો, ને પ્રથમ અકબરીનો અહેવાલ રચ્યો. છોકરીઓને તો ગોયા તે પોતાનો ખોરાકજ થઇ પડીયો; તેથી દરરોજ ચોપડી

પૂરી કરી આપવાની માગણી કરવા લાગી. એથી મેં અસગરીનો અહેવાલ પણ પૂરો કીધો. એમ કરતાં ધીમે ધીમે એ ચોપડીની ચરચા મોહોલ્લામાં થવા લાગી, ને કેટલીએક ઓરતો તે સાંભળવા સારૂં આવવા લાગી, જેણે સાંભળયું તે રીઝી ગઇ. કેટલાંએક મોટાં મોટાં ઘરોમાં ચોપડી મંગાવી. કેટલાંએકે એની નકલો લેવાની ખાહેશ કીધી. એ દરમીયાન મારી વડી દીકરીનાં લગ્ન કીધાં, અને મોટી કીમતના ઘરેણાને બદલે, એ કેતાબ મેં તેને પલ્લામાં આપી. તેણીને સાસરે પણ એ કેતાબની ખૂબ વાખવાખી થઇ. જ્યારે મેં જોયું, કે એ ચોપડી ઓરતોને માટે ઘણી ફાયદા ભરેલીછે, અને તેણીઓ એને સારી-પેઠે દિલ લગાડી વાંચેછે તથા સાંભળેછે, ત્યારે એને મેં વાલ્યખૂણાની મદ-રેસાઓના ડાઇરેકટર સાહેબની મારફતે સરકારમાં મોકલી, સરકારની કદરદા-નીએ તો મારી આબરૂ, અને આ ચોપડીની કીમતને એટલી તો વધારી, કે તેનું બયાન થઇ શકતું નથી. હુંતો દિલભાવતી પોતાની મુરાદ અને મેહન-તનો બદલો પામી ચૂકયોછું.



# મેરાતુલ અરૂસ.

## ફરજંદોને સૂચના.

જે આદમી દુનિઆની હાલતપર કાંઇબી વિચાર નથી કરતું, તો તેના કરતાં વધારે અગ્નાની બીજું કોઈ નથી. વિચાર કરવાને લાયક દુનિઆમાં હજારો બાબદોછે; પણ તેમાં સરવેથી સરસ અને સરવેથી અગતની બાબદ તો આદમીનો હાલછે. વિચારવું જોઇએ કે જયારથી આદમી પેદા થાયછે, ત્યારથી મરવા સુધીની જીંદગીમાં તેને શું શું બાબદો સામે આવેછે, તથા કેવી રીતે તેની હાલત બદલાતી જાએછે? ઇનસાનની જીંદગીમાં સરવેથી સારો વખતુ બચપણનોછે. એ ઉમરમાં આદમીને કોઈપણ જાતની ફિકર રેહેતી નથી. મા અને બાપ ઘણીએક માયા અને પ્યારથી તેને પાળેછે, તથા જ્યાંસુધી બનેછે ત્યાં તલક તેને સુખ આપેછે. બચ્ચાંનાં સારાં ખાવાં, અને સારાં પેહેરવાથી મા બાપને ખુશી ઉપજેછે; બલકે બચ્ચાંઓનાં સુખને વાસતે મા બાપ પોતાની ઉપર ઝેહમત અને દુખ ખેંચી લેછે. મરદ બાપ બનવા પછી મેહેનત કે મજુરી કરી કમાયછે. કોઈ ધંધો, કોઈ વેપાર, કોઈ ચાકરી કરેછે. મતલબ કે જેમ બની આવેછે તેમ બચ્ચાંઓનાં સુખને વાસતે પૈસા પેદા કરેછે. તેમજ ઓરતો જેઓ મા બનેછે, તેઓ અગર બાપની કમાઇ ઘરના ખરચને બસ નથી પડતી તો પોતે પણ પૈસો પેદા કરવાને વાસતે કેટલોએક વખત મેહેનત કરેછે. કોઇ મા લોકોનું સીવેછે, કોઈ સુતરના ગોટા વીંટાળેછે, કોઈ ટોપીઓ વેતરેછે. તેમાં કોઈ દુખની મારેલી તો રેંટિઓ કાંતી, ઇઆ ઘંટીમાં દળી, ઇઆ રાંધવાની ચાકરી કરીને પોતાનાં બચ્ચાંઓને પાળેછે. ફરજંદ ઉપરની માયા મા બાપને જે હોયછે, તે કદિ દેખાડવાની કે બનાવટની હોતી નથી; પણ સાચી અને ખરા દિલની હોયછે. મહાગ્નાની પરમેશ્વરે ફરજંદની મમતા મા બાપને એવી લગાડીછે કે ફરજંદો તેથી પરવરશી પામે. શરૂઆતમાં બચ્ચાં અશકત અને પરવશ હોયછે. નથી બોલી જાણતાં કે નથી સમજતાં, નથી ચાલી શકતાં કે નથી ફરી શકતાં. અગર તેવી હાલતમાં મા બાપ માયાથી તે ફરજંદોને પાળતે નહિ તો એ બચ્ચાં ભૂખે મરી જતે. કયાંથી તેમને રોટલી મળતે, કયાંથી તેઓ કપડાં

લાવતે, અને કેમ કરી મોટાં થતે ? ફક્ત આદમી ઉપરજ એવી બંધી નથી. જાનવરોમાં પણ બચ્ચાંની મમતા ઘણી કઠણછે. જુઓ મરઘી પોતાનાં બચ્ચાંઓને કેવી રીતે પાળેછે ! સારો દહાડો તેઓને પાંખોમાં દાબી બેસી રહેછે, અનાજનો એકપણ દાણો મળેછે તો તે પોતે નથી ખાતી ને બચ્ચાંઓને બોલાવીને ચાંચમાંથી તેઓની આગળ મૂકેછે. અગર જો ખલીર કે બિલાડી તેનાં બચ્ચાંને મારવા આવેછે, તો તે પોતાના જીવની દરકાર છોડી દઈ લડવા ઘમ્મા મરવાને સામે થાયછે ! મતલબ એકે માબાપને એ ખાસ મોહોબત ખોદાએ ફક્ત એટલા માટે આપીછે, કે બચપણમાં અશક્ત બચ્ચાંને જે જરૂરનુંછે તેથી તે અટકી નહિ રહે, બલકે ભૂખની વખતે ખાણું, તરસની વખતે પાણી, સરદીથી બચવાને ગરમ કપડાં અને હરેક તરેહની સુખની ચીજ ઘટતી વખતે તેને મળી આવે. અજમાએશથી આતો જાણીએ છીએ કે એ ખાસ મોહોબત જ્યાંસુધી બચ્ચાંઓને જરૂર અને હાજત હોયછે ત્યાં સુધીજ રહેછે. જ્યારે મરઘીનાં બચ્ચાં મોટાં થાયછે ત્યારે મરઘી તેમને પાંખમાં ઢાંકી રાખવું છોડી દેછે, ને જ્યારે તે બચ્ચાં ચરી ફરીને પોતાનું પેટ પોતે ભરી લેવાને શક્તિવાન થાયછે ત્યારે તે તેમને કાંઈ પણ મદદ નથી કરતી. બલકે જ્યારે ઘણાં મોટાં થાયછે ત્યારે તેને એવી રીતે મારવા દોડેછે કે ગોયા તે તેમની મા નહિ હોએ. એજ માફક આદમીના માબાપોનો પણ હાલછે. જ્યાંસુધી બચ્ચું ઘણું નાહાનુંછે ત્યાં તલક મા દૂધ પાયછે, તેને ગોદમાં લઈ ફરેછે, પોતાની ઉંઘ વેચી હીંચકા નાંખીને સુવાડેછે, પણ જ્યારે બચ્ચું ખીચડી ખાવાજોગ સમજદાર થયું તો મા તેને દૂધથી બીલકુલ છોડાવી દેછે. જે દૂધ વરસો સુધી પ્યારથી ધવાડતી હતી, તે હવે કઠણાઈ અને ક્રૂરપણાથી પીવા દેતી નથી. ધાવણાને કડવી ચીજો લગાડેછે, ને જો બચ્ચું ધાવવાની જીહીત કરેછે તો તેને મારેછે, અને ધમકાવેછે. થોડી મુદતબાદ બચ્ચાંઓનો હાલ એવો થઈ જાયછે કે તેને કેડે લેવું પણ માને અકારૂં થાયછે. શું તમોએ તમારાં નાહાના ભાઈ બેનોને એ બાબદમાં માર ખાતાં નથી દીઠાં, કે જેઓ માની કેડેથી ઉતરતાં નહિ હતાં, ને મા ગુસ્સાથી કહેતી કે "કેવું હઠીલું છોકરૂં છે, કે કેડેથી ઉતરતું નથી." આ ઉપરથી એમ નહિ સમજવું કે માને માયા રહી નથી, પણ દરએક પંગતીએ એક ખાસ તરેહની મોહોબત હોયછે. બચ્ચાંનો હાલ હમેશ એકસરખો નથી રહેતો. આજે દૂધ પીતુંછે, કાલે ખાવા લાગ્યુંછે, પછી પગે ચાલવા શીખ્યુંછે. જેમ જેમ બચ્ચું ઉમરે વધેછે તેમ તેમ તેના પ્રમાણ મુજબ મોહોબતનો રંગ પણ બદલાતો જાયછે. છોકરા અને છોકરીઓ પઢવા કે લખવા શીખવાને વાસતે કેવો અને કેટલો માર ખાયછે ? જોકે નાદાનીથી બચ્ચાં તે સમજતાં નથી પણ મા બાપના હાથથી જો કાંઈ સખતી પહોંચેતો તે ખચિત કરી બચ્ચાંના પોતાના ફાયદાને માટેજછે.

દુનિઆમાં તમને મા બાપથી જુદાં થઇને ઘણા દિવસ જીવવુંછે. કોઇના પણ મા બાપ સદાકાલ જીવતાં રહેતાં નથી. સારાં ભાયેગનાં છોકરા છોકરી તે છે કે જેઓ મા બાપના જીવતાંજીવત એવો અદબ તથા એવો ધંધો શીખ્યાં હોએ કે જેથી તેમની તમામ જીંદગી સુખ અને આરામમાં ગુજરે. તેમજ પૂરાં હિણભાગ્યનાં ફરજંદો તે છે કે જેઓએ મા બાપની જીંદગીની કદર નહિ બુજી, અને જે આરામ મા બાપની દોલતથી તેઓને મળયું તે અકારત કીધું; અને એવા સારા નચિંતાઇ ભરેલા ને બેફિકરીના વખતને સુસતી તથા રમત ગમતમાં ગમાવ્યો; તથા આખી ઉમર રંજ સખતીમાં કાપી; પોતે દુખી રહયાં, ને મા બાપને પણ પોતાને લીધે આપદામાં નાખ્યાં. ઉપર કહયું તેવાં મરવા ઉપરજ કાંઈ મુકરર નથી, લગન વેહવા થયા પછી પણ ફરજંદો મા બાપના જીવતા જીવત છૂટાં થાયછે. જ્યારે ફરજંદો જવાન થાયછે ત્યારે મા બાપો ઘરડાં થઇ ફરજંદના મોહોતાજ બનેછે. ઘરડાં થવા પછી ફરજંદોને મા બાપથી મદદ મળવી તો કમ હોવી જોઇએ; સામી તેઓએ મા બાપની ચાકરી તથા મદદ કરવી ફરજછે. માટે છોકરા અને છોકરીઓએ ખચિત કરી વિચારવું જોઇએ કે મા બાપથી જુદાં થયા પછી તેઓની જીંદગી કેમ કરી ગુજરશે.

દુનિઆમાં સૌથી ભારી બોજો મરદોને માથેછે. ખાધાનું, કપડાં અને દરરોજના ખરચની સરવે ચીજો પૈસાથી હાંસલ થાયછે; ને સરવે ખટરાટ પૈસનોજછે. ઓરતોને વાસતે તો ખુશી ભરેલુંછે કે ઘણું કરી તે કમાવા અને પૈસો પેદા કરવાની મેહેનતથી બચી જાયછે, પણ જુઓ મરદ કેવી કેવી સખત મેહેનત કરેછે. કોઈ ભારી બોજો માથે ઉઠાવેછે, કોઈ લાકડાં વેહેછે, કોઈ સોનાર, લોહાર, ધાતુગર, કસારો, કુંડળગર, સોનું કુટનાર, ફુ-બકી મારનાર, તારકસ, ઢોળ ચઢાવનાર, જડીયો, વણકર, ટીલીગર, બતીઓ, હુક્કા બનાવનાર, મીનાકાર, કલઇગર, ધૂળધોયો, સિકલગર, આરસી બના-વનાર, જરદોજ, મનીહાર, નાળબંદ, નગ બનાવનાર, કલાબટુ કરનાર, સુ-રહાંણ બનાવનાર, ધાતુ કાડનાર, ઢોલી, સુતાર, ખરાદી, નાળિયરવાળો, કંગઇ બનાવનાર, વાંસફોડો, કાગદી, જુલહીયો, રફુગર; રંગરેજ, છીપી, પાઘડી બાંધનાર, દરજી, હુક્કાનળી બનાવનાર, મોચી, મોહોરકંદ, ઢાંડફોડો, મોસ-તરી, ડબગર, કુંભાર, હલવાઈ, તેલી, તંબોળી, રંગારી, અત્તારી, ઘાંચી ઇત્યાદિ જે ધંધાદારીછે, તે સરવેના કામોમાં એકસરખી મેહેનતછે, ને એ તમામ મેહેનત પૈસા કમાવાને માટે મરદ સેહેવેછે તથા ઉઠાવેછે, પણ એ કહેવાથી એમ નહિ સમજવું કે ઓરતોએ ખાવા અને સુવા સિવાએ દુનિઆનું કોઇ કામ કરવાનું નથી ! ખરૂંછે કે ઘર સંસારનું સરવે કામ ઓ-રતો કરેછે. મરદ પોતાની કમાઇ ઓરતો આગળ લાવીને મૂકેછે, અને ઓ-

રતો પોતાની અક્કલથી તેને એવા બંદોબસ્ત અને સલુકથી ઉઠાવેછે કે સુખની સાથે આબરૂ ઇજત ઉપર એકે સખુન આવવા નથી દેતી. હવે બારીકીથી જોઇશું તો જ્યાંસુધી એક પૈડું મરદનું અને એક પૈડું ઓરતનું હોતું નથી ત્યાંસુધી દુનિઆની ગાડી ચાલી શકતી નથી. મરદોને પૈસો પેદા કરતાં એટલો વખત નથી બચતો કે તે ઘરના નાહાના નાહાના કામોમાં રોકે.

ઓ છોકરાઓ, એવું શીખો કે માટીડા થયા પછે તે તમને કામ આવે અને ઓ છોકરીઓ, તમે એવો હુન્નર હાંસલ કરો કે ઓરત થયા પછી તમને તેથી ખુશી અને ફાએદો થાય. ખરૂંછે કે મરદ સાથે સરખાવતાં પરમેશ્વરે ઓરતોને કાંઇએક કમજોર પેદા કીધેલીછે ખરી; પણ હાથ, પગ, કાન, આંખ, અક્કલ, સમજ, યાદ, એ સરવે મરદની બરાબરજ ઓરતને આપેલુંછે. છોકરાઓ એજ ઇંદ્રિઓથી કામ લઇને કામેલ, પંડીત, હકીમ, કારીગર, ધંધાદાર અને હરેક બાબદમાં પહોંચેલા તથા હુન્નરમંદ બનેછે. ત્યારે છોકરીઓ પોતાનો વખત ઢીંગલાં ખેલવામાં તથા કહાણીયો સાંભળવામાં ખોઇ અપટ રહેછે. જે જે ઓરતોએ વખતની કદર બૂજી અને વખતને કામકાજમાં રોકયોછે, તે મરદની માફક દુનિઆમાં નામવર અને પ્રખ્યાત થઇયોછે. જેમકે નુરજાંહાન બેગમ, જેબનનેસા બેગમ, ઇઆં હાલની નવાબ સેકંદર બેગમ, અથવા અંગરેજોની શાહાજાદી માહારાણી વીક્ટોરિઆ. આ ઉપર કહેલી ઓરતોએ એક નાના જેવાં ઘરનો કે કબીલાનો નહિ પણ આખા મુલક અને ખંડનો બંદોબસ્ત કીધોછે. કેટલીએક નાદાન ઓરતો એમ વિચારેછે કે "ઘણું શીખીને શું મરદોની માફક મોલવી બનવુંછે? ને એમા મેહેનત કીધાથી શું ફાએદોછે?" પણ એમ નહિ, જે ઓરતો વધારે શીખીછે તેઓને તેથી જ્યાદે ફાયદો પણ મળેલોજછે. અમે કબૂલ કરીએ છીએ કે ઘણો માહાભારત એલમ ઓરતોએ શીખવાની ફરજ નથી પણ જેટલો જરૂરનોછે તેટલોબી ઘણુંકરી ઓરતો હાંસલ કયાં કરેછે? થોડામાં થોડું પોતાની ભાષા શીખી લેવી એતો ઘણું જરૂરનુંછે. અગર એટલું પણ નથી આવડતું તો બેશક તેને નામોશી જેવુંછે, તથા પોતાના ઘરની વાત પારકાને જાહેર કરવી પડેછે, ઇઆ તે છુપી રાખીઆથી નુકસાન થાયછે. ઓરતોની વાતો ઘણુંકરી ખાનગી અને લજ્જા ભરેલી હોયછે પણ કદી પોતાની મા બેનને તે જાહેર કરવાની જરૂર પડેછે, ને એવું બનેછે કે તે વખત ઉપર મા બેન ઘણાં દૂર હોયછે તો એવી વેળાએ ઇઆતો લજ્જાને છોડવી પડેછે ઇઆ નહિ કેવાના સબબથી નુકસાન ખમવું પડેછે. પઢવા વાંચવા કરતાં લખવું કાંઇએક મુશકેલછે પણ જો કોઇ ચોપડીમાંથી રોજ ચાર લીટીઓ નકલ કરયા કરે અને તેમજ પોતાના દિલથી ઉપજાવીને લખ્યા કરે તથા એ બાબેની સલાહ પૂછયા કરેતો, જરૂર કરી થોડા મહિનામાં તે લખવાનું શીખી જશે. ખચીત કરી શોભતા દસકતની જરૂર નથી. લખવું એ પણ

એક હુન્નરછે, જે આગતની વખતે ઘણો કામ આવેછે. અગર લખાણ ભુલ ભરેલું હોય અથવા અક્ષર બેડોળ અને બેઢપ લખાએતો તેથી બેદિલ થઇને લખવું માંડી વાળવું નહિ, કોઈપણ કામ શરૂઆતમાંજ સારૂં થતું નથી. અગર કોઇ મોટા કાબેલને એક ટોપી વેતરવા અને સીવવા આપો, જેણે કોઇ દહાડા તે કામ કીધેલું નથી તો જરૂર ટોપીને તે બીગાડી નાખશે. એક દાખલો લ્યો કે ચાલવું હાલવું જે હમણાં તમને આટલું સેહેલું લાગેછે, ને વગર હરકતે અહિંથી તહિં દોડતાં ફરોછો, પણ કદાચ તમને યાદ નહિ હશે કે એ તમે કેટલી મુશકેલીથી શીખ્યાંછો ? તમારાં માબાપ અને વાલીઓને સારી પેઠે યાદછે કે પેહેલાં તમને ટેકા વગર બેસતાં પણ નહિં આવડતું હતું, જ્યારે તમને કેડેથી ઉતારી નીચે બેસાડતાં ત્યારે એકજણ પકડી રહેતું, ઇઆ તકીઆનો ટેકો કરી આપતાં હતાં ! એ પછે તમે ફસડીયાં મારવા શીખ્યાં, પછે ઢાલીયો પકડીને ઉભું રહેવા લાગ્યાં અને જ્યારે તમારા પગ વધારે મજબૂત થયા ત્યારે ધીમે ધીમે ચાલતાં શીખ્યાં, તેમાં પણ સેંકડો વખત તમને ઠોકર લાગતી, ને દરરોજ તમે તૂટી પડતાં હતાં. હવે તેજ તમે છો કે ખોદાના ફજલથી આજે બેધડક દોડોછો, ફરોછો ? એજ મુજબ એકવાર લખવું પણ આવડી જશે. આથી અગર તમને છોકરાઓના જેવું સારૂં લખવું નહિ પણ આવડે તોપણ જરૂર જોગુતો આવડશેજ, ને એટલી મુશકેલીતો નહિ રહેશે કે ધોબીનાં કપડાં, કે દળનારીની દળાઇને વાસતે દીવાળપર કાપા ખેંચવા ઇઆ કાંકરા કે પથરા ગણીને રાખવા પડે. ઘરનો હિસાબ કેતાબ અને લેણદેણ મોઢે યાદ રાખવું ઘણું મુશકેલછે, ને બાજે મરદોની એવી આદત હોયછે કે જે રૂપિઆ પૈસા ઘરમાં આપેછે તેનો હિસાબ પૂછયા કરેછે. અગર મોઢાં ઉપર યાદ નહિ રહીતો મરદને શક પડેછે કે એ રૂપિઆ કયાં ખરચ્યા ? જેથી મકામો પોતપોતામાં કંકાસ ને કજીઓ ઉઠેછે. અગર ઓરતો એટલું લખવાનું શીખીલે કે પોતાનેજ સમજવાને બસ થાએ, તો તેટલું પણ કેવું સારૂંછે ?

લખ્યા પઢયા ઉપરાંત, સીવવું ભરવું તથા રાંધવું સીધવું એ બંધો હુન્નર હરેક છોકરીને શીખવો જરૂરછે. કોઈ આદમીને આ વાતની ખબર નથી કે આવતા વખતમાં તેની સામે કેવો બનાવ આવી ઉભો રહેનારછે. મોટા અમીર અને મોટા દોલતમંદો એકાએક ગરીબ અને હાજતમંદ થઈ જાયછે. અગર કોઈ હુન્નર હાથમાં હોયછે તો તે જરૂરની વખતે કામ આવેછે. આ એક જાણીતી વાતછે કે, આગલા વખતના પાદશાહો દોલત અને હકુમત છતાં જરૂર કરીને કોઇ હુન્નર શીખી રાખતા હતા, કે જે મુસીબતની વખતે કામ આવે. યાદ રાખજો કે દુનિઆની કોઈ હાલત ભરૂસો રાખવા જોગ નથી. માટે આજે તમને સુખ અને ફરસુદ હાંસલછે તેટલે ખોદાના શુકર કરો કે તેણે પોતાની મેહેરબાનીથી આપણા ઘરોમાં બરકત ને ફરાગત આપીછે, પણ એમ કહેવાની મતલબ

એવી નથી કે તમે એ આરામની કદર નો કરો, ઇઆ આવતા વખતને વાસ્તે પોતાને એવું ધારી નચિંત રાખો કે એ આરમ હમોને હમેશાં હાંસલ રહેવાનો. સુખના દાહાડામાં કેટલીએક ચોકસ આદતનો માહાવરો રાખવો જરૂરછે; અગરચે ખોદાએ તમને નોકર ચાકર પણ આપ્યા હોય તે છતાં પણ તમારે પોતાની આદતને બગાડવી જોઇએ નહિ. કદાચ ખોદા ન કરેને તમારી એ મોટાઈ જતી રહેતો એ આદત ઘણી કામ આવશે. પોતે ઉઠીને પાણી નહિ પીવું ઇઆ નાના નાના કામોમાં ચાકરો ઇઆ નાના ભાઈ બેનોને મેહેનતુ આપવી, ને પોતે એદી બનીને બેસી રેહેવું, એ ઘણું નામુનાસેબ અને આદતને બગાડવાની નિશાનીછે. માટે તમોએ પોતાનું સરવે કામ પોતે કરવું જોઇએ. બલકે તમો હોશિઆરી અને ચાલાકીથી રહોતો પોતાનું કીધાં ઉપરાંત ઘરનાં ઘણાએક કામ તમે ઉઠાવી શકો. જો તમે થોડી થોડી પણ મેહેનત કરતાં રહોતો પોતાની માને ઘણીએક મદદ, ને ટેકો કરી શકો. પોતાથી બનતું કોઇ એવું કામ છોડી દેશો નહિ કે જે મા પોતાને હાથે કરે ઇઆ બીજાંઓને તેને વાસ્તે બોલાવતી અને મેહેનત આપતી ફરે.

ઓ મારી પ્યારી દીકરીઓ, રાતના જ્યારે સુવા જાઓ, ત્યારે પોતાનું બીછાનું પોતાને હાથે બીછાવી લ્યો, ને સવારના સકાળે ઉઠીને તે વાળી ઉ-ચકી તેને ઘટતી જગાએ મૂકયા કરો. તમારાં કપડાંની ગાંસડી તમારાં ક-બજામાં રાખો. જ્યારે કપડાં બદલવાની જરૂર હોય ત્યારે ફાટેલું ઇઆ ઉ-ખડેલું પોતાને હાથે દરૂસ્ત કરો. મેલાં કપડાંની જતન કરો. જયાં સુધી ધોબણ કપડાં લેવા આવે ત્યાંસુધી તેને એલાહેદાં રાખો. અગર કપડાં બદલી મેલાં કપડાં ઉચકી ઠેકાણે નહિ મૂકશો તો કદાચ ઉંદર કરડશે ઇઆ પડયાં પડયાં વધારે મેલાં થશે, ને ધોબણથી તે સારાં ધોવાઈ શકાશે નહિ. વળી ભીની જમીન અને પસીનાથી હવાએલાંને લીધે, તેમાં ઉધેઈ લાગુ પડશે. ધોબણને પોતાનાં મેલાં કપડાં પોતે જોઇને આપ્યા કરજો; ને જયારે ધોઇને લાવે ત્યારે તમે પોતે જોઈને લેયા કરજો, કે કોઈ કપડું ઓછું કરી ઇઆ કેયેથી ફાડી લાવી નહિ હોય, અથવા કેથે ડાઘડુઘ બાકી રહી નહી ગયો હોએ. એવી રીતે જયારે તમે પોતાનાં કપડાંની ચોકસી રાખ-શો તો તમારાં કપડાં ખૂબ સાફ ધોવાયા કરશે, ને કોઈ કપડું ખોવાશે નહિ. જે ઘરેણું તમે પેહેરી રાખતાં હોય તેમાં મોટી કીમતના જે દાગીના હોય, તે સુતા આગમચ અને સવારના ઉઠો તારે તેપર નજર કરજો કે સરવે સલામતછે કે નહિ. ઘણીએક બેખબર છોકરીઓ રમતાં કૂદતાં જ-ણસ નાંખી દેછે, તે કેટલાએક દહાડા ગયા પછી તેને જણાયછે, કે બાળી ગુમાઈ ગઇ, છલ્લું નીકળી પડયું, તેટલે તો ઘરમાં કેટલીએક વખત આડું દેવાઇ ગએલું હોય, ત્યારે કયાંથી જણાય કે જરા જેટલી ચીજ કયાં જતી રહી ઇઆ કઇ

જગાએ મટોડામાં ડઠાઇ ગઇ ? પાછળથી તે ગાફેલ છોકરીઓ જણસને વાસતે અફસોસ કરી રડેછે, ને તમામ ઘરને સોધાસોધમાં હેરાન કરી નાંખેછે. જ્યારે મા બાપ જાણેછે કે એ છોકરી જણસની સંભાલ રાખતી નથી, ને ખોઈ નાંખેછે ત્યારે તેઓ પણ અફસોસ કરેછે. તમારે હમેશાં વિચાર રાખવો જોઈએ કે ઘરના કામોમાં તમારે લાએકનું કયું કામછે. ઘણુંકરી નાના ભાઈ બેનો રડતાં અને મમત કરતાં હોયછે, તેને તમે સંભાળી શકો તો માતાને તેઓ મેહનત નહિ આપે. મોહું ધોવરાવવું, તેના ખાધા પાણીની ખબર રાખવી, કપડાં પેહેરાવવાં, એ સરવે કામ તમારે લાયકનાંછે, ને જો ચહાવતો તમે કરી શકો, પણ જો તમો ભાઇ બેનો સાથ મરાયા કરો ઇઆ મમત કરો તો તમે પોતાને હાથે પોતાની વકર ખુઓછો તથા માતાને સુખ આપવાને બદલે વધારે દુખ આપોછો; તે ઘરનું કામકાજ જુએ કે તમારી પંચાતી ચૂકવ્યા કરે ?

ઘરમાં જે ખાણું પકેછે તેને એવી મતલબથી જોયા નહિ કરીએ કે કયારે રંધાઈ રહેશે, ને કયારે ખાવા મળશે. ઘરમાં જો કૂતરાં કે બિલાડાં કે બીજાં કોઈ જાનવર પળતાં હોય, ને તે જો પેટ ભરવાની આશાથી ખાવાને ઇનતેજાર રહેતો તેમાં કાંઈ અજબ જેવું નથી, પણ તમારે તો દરેક વાતમાં એવું ધ્યાન રાખવું જોઇએ કે ગોશત કેવી રીતે પકાવ્યામાં આવેછે, નીમક કેટલું નાંખેછે, ઇત્યાદિ. તમે જો હરેક પકવાંનને ધ્યાનથી જોયા કરો તો ભરૂસોછે કે થોડાજ દિવસમાં તમે રાંધવાનું શીખી શકશો, ને તમને એ હુનર આવડી જશે; જે હુનર દુનિઆના તમામ હુનરોમાં સૌથી વધારે અગત્યનોછે. સાધારણ ખાણા ઉપરાંત તરદુદના કેટલાંએક પકવાનની રીતિ પણ શીખી લેવી જોઇએ. આવ્યા ગયાની મેજબાનીમાં હમેશાં તરેહ તરેહના પકવાનની જરૂર પડેછે. કબાબ, પલાવ, મીઠા ચાવલ, જરદો, મસાલો ભરેલી ચટણી, મુરબ્બો, દૂધપાક, એ સરવે સ્વાદદાર અને તરદુદનું ખાણુંછે. તે હરેકની બનાવટ યાદ રાખવી જોઇએ. કેટલીએક વાણીમાં જાજી તરદુદ હોતી નથી પણ તેને સ્વાદદાર પકાવવામાં તારીફછે, જેમકે માછલી, કારેલાં ઇત્યાદિ.

સીવવું એ કાંઇ ઘણું કઠણ કામ નથી. વેતરવામાં અક્કલ ખરચવી જોઇએછે ખરી, ને તેને દિલ લગાડીને સમજી લેવું ઘણું જરૂરનુંછે, ઓરતોને ખરમાં સરવે જાતનાં કપડાં વેતરવાંતો અગત્ય કરીને પેહેલાં શીખી લેવાં જોઇએ. હમે કેટલીએક બેવકૂફ ઓરતોને જોએલીછે કે પોતાનાં કપડાં લઇ બીજી ઓરતોની પાસે વેતરાવા માટે ધક્કેલા ખાયા કરેછે, અને જરાજેટલી વાતને લીધે બીજાંઓની ખુશામદ કરતી ફરેછે. મરદોનાં કપડાંમાં અંગરખાં કાંઇએક મુશકેલછે, પણ તમે જો તમારા ભાઈઓનાં અંગરખાં વેતર્યા કરોતો બે ચાર અંગરખાં વેતર્યાથી તે સમજમાં આવી જશે.

છોકરીઓ શરમને મારે મોઢેથીતો નથી બોલતી, પણ દિલમાંતો જાણેછે કે કુંવારાપણાના (મહિઅરે રહેવાના) થોડા દિવસ કાંઈ ઓરજછે. આખર સાસરે જવુંછે. લગન પછી (સાસરે ગયા પછી) બીલકુલ નવી તરેહની જીંદગી ગુજારવી પડેછે. જેમકે તમે મા, મમાઇ, માસી અને કબીલાની તમામ ઓરતોને જુઓછો. મહિઅરે રહેવાનો વખ્ત ઘણો થોડોછે. ને એ વખ્તનો મોટો ભાગતો નાદાનીમાં ગુજરી જાયછે અને જીંદગીનો મોટો પાહાડતો હજુ સામે આવનારછે, કે જે તરેહ તરેહના કુથલા અને જાત જાતના બખેડાથી ભરેલોછે, હવે તમે વિચારો કે તમે કોઇ એવી ઉંચે ઉપાડની છોકરીતો નથી કે લગન પછી તમોને કાંઈ જુદીજ જાતનું નસીબ મળી જાય. જેમ દુનિયા જાહાનની વહુ દીકરીઓને હોયછે, તેવુંજ તમારે માથે પણ આવશે. ત્યારે ધ્યાન ધરી જોવું જોઇએછે કે, ઓરત જાત કેવી રીતે જીંદગી ગુજારેછે? લગન પછી તેઓની કેવી રીતે ઇજત હોએછે? મરદ તેનો દરજજો અને ખાતરદારી કેવી રીતે કરેછે? કેટલાંએક ચોકસ લોકોની હાલત ઉપર નજર ના કરશો. જેવી કે કેટલીએક જગાએ સંજોગથી જોઇએ તે કરતાં પણ જ્યાદે પ્રીતિ હોએ, યઆ ઓરત મરદને માથેની થઇ હોય, યઆ કેથે જબરૂં ખડાખાસટુ ચાલતું હોય, ઇઆ ઓરતની આબરૂ બીલકુલ ઉઠી ગઈ હોય. એ વાતતો જુદી જાણવી, તમારેતો દેશના સાધારણ લોકોના રેવાજ અને ચલણ જોવાં જોઇએ. એ સાધારણ રેવાજ જોતાં હમોનેતો ઓરતોની કશી બૂજ કદર નથી દીસતી. લોકોએ તેઓને "કમઅકલી"નો એતાબ આપેલોછે. મરદો વારેવાર "તીરીઆ ચરિત્ર" અને "તીરીયા હટ" બોલતા ફરેછે. મરદો ઓરત જાતીને બેવફા જાણેછે, અને કહેવતછે કે "ઘોડો, સ્ત્રી અને તલવાર" એ ત્રણથી કોઇએ વફાઇ જોઇ નથી. એક કવિએ કવિતામાં પણ તેમની બદી કીધીછે,—

"અગર નિક બુદી સરંજામે જંન,
"જનારા મજંન નામ બુદી, નજંન."

"અગર ઓરતનું છેવટ સારૂંજ હોતે, તો ઓરતોનું જે "જંન" (માર) નામછે તેની જગોએ "મજંન" (નો માર) કરીને હોતે." (એટલે ઓરતો કસુરવાળી ને કમઅકલીછે તેથીજ તેઓને "માર" નું નામ આપ્યુંછે) એ સરવે વાતો તો ચોપડીઓમાં લખેલીછે. હવે આપણે સંસારમાં જોઇશું તો ઘરના ઘસડબોળા ઉપરાંત દુનિઆનાં કોઇ નવાઈનાં કીમો ઓરતોથી લીધેમાં નથી આવતાં, યઆ કોઈ ઉમદા કામની સલાહ અને મસલહતમાં ઓરતોનો ભાગ નથી લેતું. જે ઘરોમાં ઓરતોની ઘણી ખાતરદારી તથા ઘણી ઇજત હોયછે ત્યાં પણ જો ઓરતોને કાંઈ પુછવામાં આવેછે તો માત્ર એટલુંજ કે "કેમ બાઇ આજે શું તરકારી નાખ્યામાં આવશે? છોકરીને વાસતે ગુંથેલો જોડો મંગાવશો કે દોહોડા હાંસીઆનો? સોપારી માં-

ગચંદી લેશો યા જાજી? જરદો પૂરબી લેવો પસંદછે કે અમાનતખાની!
રજાઇને પીળી ધારી જોઇશે કે આ સુરમઇ રંગની?" આવી વાતો સિવાએ
કોઇબી ઓરત દેખાડી આપશે, કે મરદોએ મોટાં મોટાં કામોમાં કદી તેમની
સલાહ લીધીછે? કે આ કોઇ મોટું કામ તેણીના હાથમાં સોંપ્યુંછે? ત્યારે ઓ
ઓરતો શું તમને એવી હિણપસતી સાથે જીવવું નાખુશ નથી આવતું!
અને શું પોતાની બેએતબારી અને બેઇજતી પર તમને અફસોસ નથી હોતો?
શું તમોને એટલી ઉલટ નથી આવતી, કે મરદોની નજરમાં તમારી ઇજત
વધે? પણ ખરૂંછે કે તમે તમારે હાથે તમારો વકર ખોઇ નાખ્યોછે. તમે
પોતેજ કારણ આવી મરદની આંખ આગળ નીચી પડીઓછો. તમારામાં
કાબેલીઅત હોતે તો, મરદો તમને કેમ કરી તુચ્છ ગણતે? મુશકેલતો એજછે
કે તમે ફક્ત દાળ રોટલી પકાવવા, અને ફાટું તૂટું સીવ્યામાંજ પોતાની
બડાઇ સમજોછો. ત્યારે જેવી તમારી લયાકતછે તેવીજ તેની બૂજછે!
તમારી હાલની ચાલુ હાલત, જેમાંની એક મૂરખાઇ, એક મક્કર, તથા બેવ-
ફાઇછે, તે ઉપરથી અગર દુનિઆભરના એલજામ તમો ઉપર લગાડવામાં
આવે તો વાજેબ, અને દુનિઆભરની બુરાઇઓ તમોપર કહાડવામાં આવે
તો વાજબી બોલાએ.

માટે ઓ ઓરતો, તમે મરદોનાં દિલ બેહલાવો, તેઓની જીંદગીને તમારી
ખુશીની પુંજી ગણો, તેઓની આંખોને વસંતનો બાગ કરી જાણો, તેઓની
આનંદી વધારનારી, ને તેઓના ગમને દૂર કરનારી થાઓ. અગર તમા-
રાથી મરદોનાં મોટાં કામોમાં ભાગ અપાએ, અને તમારામાં મોટાં કામો
બજાવવાનાં સલૂક હોયતો, મરદ તમારા હાથ ધોઈ ધોઇને પીએ, અને તમોને
પોતાના સિરના તાજ બનાવી રાખે. તમારાં કરતાં વધારે સારો તેઓનો
ગમખાર, તમારાં કરતાં વધારે સારો તેઓનો સલાહ આપનાર, તમારા
કરતાં વધારે સારો તેઓનો ખેરખાહ બીજો કોણ હોય? મગર મોટા કામો
કરવાની આવડ તમારામાં કયાંથી હોય! ઘરની ચપ્પટ દીવાલમાં તો તમે જાણે
કેદ પડેલાંછો. કોઇને મળવાની કે કોઇ સાથ વાત કરવાની, નથી તમારામાં
અકલ, કે નથી હોશ, આદમીથી આદમી શીખેછે. મરદો પઢી લખીને
અકલ અને ગ્નાન હાંસલ કરેછે, અને જેઓ લખ્યા પઢયા નથી તેઓ પણ
હજારો તરેહના લોકો સાથે ભેળાઇને દસ જણથી દસ તરેહની વાતો સાંભળેછે,
પણ તમારા નસીબમાં તો પડદામાં ભરાઇ બેસવાનુંછે. આપણા દેશની રીત
અને રેવાજે ઓરતો ઉપર પરદેનશીનીની ફરજ લાવી નાંખેલીછે. ત્યારે
પઢવા લખ્યા સિવાએ બીજી કઇ તદબીરછે, કે જેથી તમારી અકલનું વધવું
થાય? એક લેખે જોતાં મરદો કરતાં પણ ઓરતોને વાંચવા શીખવાની વધારે
જરૂરછે. મરદતો બાહેરના ફરનાર હરનાર પડયા, તેથી લોકો સાથે હળી

મળીને પણ જ્ઞાન હાંસલ કરી લેશે, પણ તમે ઘરમાં બેઠાં બેઠાં શું કરશો? શું સીવવાની ટોકરીમાંથી અક્કલનાં પડીકાં કાહડી લેશો? ઇઆ અનાજની કોઠી-માંથી અજમાએસનું પોટલું ભરી લાવશો? માટે વાંચવા શીખો કે તમે ખૂણામાં બેઠેલાં છતાં તમામ દુનિઆની મુસાફરી કરી શકશો. એલમ હાંસલ કરો કે પોતાના ઘરમાં બેઠાં છતાં જમાનાઓની વાતો તમોને મળયા કરશે.

ઓરતોએ પોતાની ઓલાદની શોભાને ખાતર પણ ડાહાપણ હાસલ કરવાની ઘણી જરૂરછે. છોકરીઓ સાસરે જાએ ત્યાં તલક, અને છોકરાંઓ ઘણુંકરી દસ વરસની ઉમર તલક ઘરોમાં કેળવણી પામેછે. એ મુદતમાં માતાઓની ખાસીઅત અને ચાલચલગતની બચ્ચાંઓમા અસર થાયછે. માટે એ ઓરતો, ફરજંદોની આવતી જીંદગી તમારા અખતીઆરમાંછે, જો તમે ચાહોતો શરૂઆતથીજ તેઓના દિલમાં એવો એરાદો અને એવો ઉંચો ખીઆલ ભરી નાંખો કે તેઓ મોટા થઇ સારૂં નામ અને સારા દેખાવ હાસલ કરે, તથા તમામ ઉમર આશાએશમાં ગુજારીને તમારા શુકરગુજાર થાએ. અને જો તમે ચાહોતો તેઓની આધીનતાને એવી બગાડી નાંખો, કે જેમ જેમ મોટાં થાય તેમ ખરા બીનાં લક્ષણ શીખતાં જાય, તથા છેવટ સુધી એ શરૂ-આતનો અફસોસ કર્યા કરે. માટે બચ્ચાંઓ બોલતાં થયાં અને કેળવણી લેવા જોગ જ્ઞાન હાસલ થયું કે જો માતાઓમાં ડહાપણ હોયતો, ત્યારથીજ બચ્ચાંઓને તાલીમ આપતાં જવું. નિશાળ અને મદરેશામાં મોકલવાની આશામાં છોકરાંઓના કેટલાંએક વરસો નકામાં જાએછે. એકતો ઘણી નાહની ઉમરમાં બચ્ચાંઓને નિશાળે જવાની નાખુશી હોયછે, ને તેમાં વળી માતાની મોહોબત ચઢાવો કરી આપેછે, તે એમ કે નાહના બચ્ચાં જેઓ હજુ પોતાને કેળવણીની જરૂરીયાત સમજતાં નથી તેઓને ઉસતાદની કેદમાં મૂકવાને દિલ કરતાં નથી. ત્યારે હવે માતાઓ જો ચાહેતો એ અઇઆમમાં તેઓને ઘણુંએક શીખવી પઢાવી શકે. છોકરાંઓ નિશાળે બેઠા પછી પણ ઘણું સખતી વગર ઉલટથી શીખેછે, અને ઘણે દહાડે તેઓની શક્તિમાં વધારો થાયછે. એ વખતમાં તેઓને માતાઓથી ઘણી મદદ મળી શકે એમછે. પેહેલુંતો માતાના સરખી મેહેરબાની અને પ્યાર બીજામાં કયાંથી હોએ? બીજુંતો રાત દિવસ સાથેને સાથે રહેવું, જરા બચ્ચાંની વલાણ ઉલટ ભરી જોઇ કે જટ એકુ હરફ ઓળખાવી દીધો, અથવા કાંઇ આંકજ યાદ કરાવ્યા, કે કદી ઉગમણુ આથમણુની દિશાજ બતાવી દીધી. એવી રીતે માતાથીતો વાતેવાતમાં એટલું શીખવી શકાએછે કે, જે ઉસતાદ વરસો સુધીની કેળવણીમાં વઠીક શીખવી શકતો નથી. વળી માતાઓની તાલીમમાં આ પણ એક ઉત્તમછે કે છોકરાં-ઓને દેહસત નથી ઉપજતી, બલકે ઉલટથી વધારો થતો જાયછે. એમાં ફરજંદની સંભાળને સંભાળ, તેઓની પરવરશીની તદબીર, તેઓના જાનની

સલામતી, માતાઓનાજ અખતીયારમાં રહેછે, અગર ન કરે ખોદા, કોઇ કોઇ માતાઓમાં એવા ડહાપણની ખામી હોયછેતો, તેના ફરજંદોના જીવ જોખમમાં રહેછે. એવું કોણ કમબખત હશે કે માતાની મોહબત ઉપર ગુમાન લઇ જાએ, પણ એજ મોહોબતનો જો બેવકૂફાઇથી ઉપયોગ કીધામાં આવેતો બનવા જોગછે કે નફાની જગાએ ઉલટું નુકસાન પહોંચાડે. જરા વિચાર કરી જુઓ, શું હજારો જાહેલ અને કમઅક્કલ માતાઓ એવી નથી કે જેઓ બચ્ચાંના હરેક દરદને નજર લાગી, પડછાયો પડયો, ઝપાટો લાગો, અને ધોકો પહોંચેલો જાણી દવાદારૂની જગાએ જાહારો, પીછી, ઉતાર ઇત્યાદિ કરાવ્યા કરેછે, ને તેવા અણઘટતા એલાજની અસર તમેજ સમજી લો કે શું થતી હશે?

• આ સરવે કહેવાની મતલબ એજછે કે સંસારની સરવે શાન્તિ અક્કલ ઉપર, અને અક્કલની શાન્તિ એલમ ઉપર મુકરરછે. હવે તમને એક રમુજી વારતા સંભળાવું છઉં, જેથી તમોને જણાશે કે વગર હુનરવાળાંને કેવી સખતી પહોંચેછે.

૨૧૧૮

# અકબરી નામની બીજાજદાર વહુની વાત.

અકબરી ખાનેમ* નામની એક બેવકૂફ છોકરીનાં લગન, મીઆં મોહોમદ આકેલ નામના જુવાન સાથે થયાં હતાં. એ છોકરીએ પોતાની બેવકૂફીથી સાસરામાં વરસ, બે વરસ પણ નિભાવ નહિ કીધો. લગન થયાને ચોથે કે પાંચમેજ મહિનેથી પોતાના ખાવંદપર તકાજો કરવા લાગી, કે તમારી માં અને બેનોમાં મારો નિભાવ નથી થતો, મને જુદું ઘર માંડી રાખો. મીયાંએ કહ્યું "તમારી જે કાંઇ પંચાતી મારી મા બેન સાથ થતી હું જાણુંછું, તેમાં સરવે તમારોજ વાંકછે. મોહોલ્લામાં જે હલકે વાંધેના લોકો રહેછે તેઓની છોકરીઓને તમે બેનપણી કરી રાખીછે. ભાંડુ ભઠીયારીની છોકરી ચુનીયા, તથા બખશુ કલઇગરની છોકરી જુલફન, કીમુ ભીસ્તીની છોકરી રેહમત અને મુલન ભાજીવાળીની છોકરી સલમતી, એ સઘળીઓ રાત દહાડો તમારી પાસે આવ્યા કરેછે, અને તમને એ વાતનો કશો પણ ખેઆલ નથી કે એ લોકો આપણી બરોબરીયાં નથી, નથી આપણને એઓ સાથ સગાઇ, કે નથી ઘરોબો, કે નથી પીછાણ, કે નથી મોહોબત. એ બાબે આખા મોહોલ્લામાં

* ખાનેમ એટલે બાઇ, બાનું.

ચરચા ચાલેછે કે આવી તે કેવી વહુ લાવ્યાછે કે જ્યારે જોઇએછ ત્યારે આવી હલકી છોકરીઓ પાસે બેઠેલી હોયછે, જોકે આપણા મોહોલ્લામાં કાજી અમામઅલી, હકીમ મુફાદદોલા, મુનશી મમતાજ એહમદ, મોલવી રૂહઅલ્લા, મીર હોશેન રઝા, એવા મોટા ને આબરૂદાર લોકે પણ રહેછે, ને તેઓની વહુ દીકરીઓ આપણા ઘરમાં આવ જાવ કરેછે, પણ તે કોઇ સાથ તમે વાત પણ નથી કરતાં. માટે જો માજીએ તમને હલકાં અને નીચ લોકોની છોકરીઓ સાથ મળવાને ના કહી હોયતો તેમાં નરસું શું કહ્યું ?" આ બેવકૂફ છોકરીએ જવાબ દીધો કે "મોહોબતનું મળવું દિલને ભાવતું હોયછે. મારી માની પડોશમાં એક બાસુ મનીહાર રહેતો હતો, તેની બનુ નામની છોકરી મારી સખી થતી હતી. જ્યારે હમે નાહાના હતાં, ત્યારે એકેક સાથ રમતાં હતાં, ને બે ઢીંગલીના વેહવા પણ મેં બનુની સાથે કીધા હતા. તે બનુ બિચારી ઘણી ગરીબ હતી, તેથી હું મારી માની હરસે ઘણીએક ચીજો તેને આપતી હતી. મારી માએ મને ઘણીવાર મના કીધી પણ બનુની દોસતી મેં છોડી નહિ." મીયાંએ જવાબ દીધો કે "એમ કરવામાં તમે ઘણી જબ મારી." એ સાંભળી પેલી હેમક ઓરત બાવંદપર તણાઇ બોલી, "જુઓ ખોદાના કસમ લઇને હું કહુંછું, કે મને કહો તે જુબાં સંભાળીને કેહજો, નહિતો પીટી પીટીને મારૂં ખુન કરી નાખીશ." એટલું બોલી રડવા લાગી ને પોતાના મા બાપને કડુવા દેવા લાગી, કે "ખોદા ! મા બાપનું ભૂડું થજો કે તેઓએ મને આ કમબખતીમાં નાંખીછે, મને એકલી જોઇને સરવે મને સતાવા લાગ્યાછે; ઓ ખોદા હું મરૂં ને મારો જનાજો નીકળો." એમ બોલતાં. ગોસ્સાની મારી પાન ખાવાની તબકડી જે ઢાલીયા ઉપર મૂકેલી હતી તેને લાત મારી ઉરાડી નાંખી, એટલે તેમાંનો તમામ કાથો, ચુનો બીછાનાં ઉપર ઉડી પડયો. રંગીન ઓઢણી જે ઘડી વાળી પગ આગળ મૂકેલી હતી તેને ચુનો લાગવાથી તેનો તમામ રંગ ખરાબ ગયો. તબકડીને પડવાનો ધપકારો સાંભળીને સામેના ઓરડામાંથી સાસુ દોડી આવી. માને આવતી જોઇને છોકરો તો બીજે દરવાજેથી વટી ગયો. પણ પોતાના દિલમાં પસ્તાવા લાગ્યો કે કયાંને કયાં મેં આ સૂતેલા ચિત્તાને છેડયો. સાસુએ આવીને જોયું તો ચાર પૈસાનો કાથો જે ગઇ કાલેજ પકાવી ચાળીને કુલ્લીમાં ભરયો હતો, તે સઘળો નીચે પડેલોછે. બીછાનું કાથાથી લટપટ થઇ ગયુંછે, ઓઢણી ચૂનાથી તરબોળ થઇ પડીછે ! સાસુએ વહુને પેટમાં ચાંપી અને ફોકટમાં પોતાના બેટાને કેટલુંએક બુરૂં બોલી. એટલી ખાતરદારી કીધાથી તો જુંફતાને લેટવાનું બહાનું મળયું ! સાસુએ ઘણુંએક સમજાવયું તથા કાલાવાલા કીધા પણ તેની કશી અસર આ મકરબાજ વહુ ઉપર થઇ નહિ. તેના રડવા કુટવાનો આવાજ સાંભળીને પડોસણો ભેગી મળી અને બહાંસથી બન્યું કે બખશુ કલઇગરની છોકરી જુમરૂન

વહુને મહિર દોડી ગઇ, ને ત્યાં ટકા ચઢાવી એકની ચાર કીધી. ખોદાની મેહેરબાનીથી અકબરીની મા પણ ઘણી તીખી હતી, તે સાંભળતાંજ ડોલીમાં બેસી વેવાઇને ત્યાં આવી પહોંચી અને ઘણીએક લડી વઢીને છોકરીને પોતાની સાથે ઘેર લેઇ ગઇ. આથી કેટલાએક મહિનાઓ સુધી બંન્ને તરફથી આવવું જવું, મોકલવું ચાકલવું બંધ પડ્યું.

આ બેવકૂફ અને મકરબાજ છોકરી, જેનું નામ અકબરી હતું તેને સાસરામાં "મીજાજદાર વહુ" નો એતાબ મળયો હતો. એ છોકરી બેવકૂફ, બેહુનર, ને બદસ્વભાવની હતી, પણ તેની નાહાની બેન "અસગરી" નામની ઘણી ડાહી, સમજુ અને સારા સ્વભાવની હતી. નાહની ઉમરમાંથીજ તે ધરમ પુસ્તકનો તરજુમો તથા નસીહતોની ચોપડીઓ શીખી હતી. લખતાં પણ તેને આવડતું હતું. ઘરનો હેવાલ પોતાના બાપને દેશાવર ખાતે દર અઠવાડીએ લખી મોકલતી હતી. બધી જાતનાં કપડાં વેતરી તથા સીવી જાણતી હતી તથા જાત જાતનું સ્વાદદાર ખાણું પણ પકાવી શકતી હતી. આખા મોહોલ્લામાં આ ડાહી છોકરી અસગરીની ઘણી વખાણ થતી હતી. માના ઘરનો તમામ કારોબાર અસગરીના હસ્તકમાં રહેતો હતો. જ્યારે કેઇવાર બાપ રજા લઇને પરદેશથી ઘેર આવતો, ત્યારે ઘરના વહીવટ બાબેની સરવે સલાહ તેનાથી પૂછતો. રૂપિઆ, પૈસા, કોઠડી અને પેટીઓની કુંચીઓ સરવે કાંઇ અસગરીની પાસે રહેતી હતી. મા બાપ બંને ખરાં જીગરથી અસગરીને ચહાતાં હતાં, બલકે મોહોલ્લાના સરવે લોકો અસગરીપર પ્યાર રાખતાં હતાં. પણ એની વડી બેન અકબરીતો આ નાહની બેનથી અણમની રહેતી. વખતે એકલી જોતીતો તેને ચીખતી પણ ખરી. તોપણ અસગરી પોતાની વડી બેનનો અદબ કરતી, અને મા આગળ તેની રાવ ફરીઆદ પણ નહિ કરતી. સંજોગે બન્નેની માગણી એકજ ઘરમાં થએલી હતી. મોહોમદ આકેલ અને મોહોમદ કામેલ નામના બે સગા ભાઇઓ હતા, તેમા અકબરીના વેહવાતો વડા ભાઇ મોહોમદ આકેલ સાથે થયા હતા. અસગરીનું નામ મોહોમદ કામેલ સાથે પડી ચૂક્યું હતું; મગર લગન થયાં હતાં નહિ. અકબરીના ખરાબ સ્વભાવને લીધે નજદીક હતું કે અસગરીની માંગણી તૂટી જાએ. પણ એ છોકરીઓની માસી જે મોહોમદ આકેલના ઘરની નજદીકમાં રહેતી હતી, તે હમેશાં સલાહ કરાવતી, અને જોકે ઉપર કહ્યું તેમ અકબરી મગાઇને જતી રહી હતી, પણ તેની માસીએ ઘણોએક ધિક્કાર તથા ઠપકો આપી તથા તરેહવાર પાઠીઆં ગોઠવી બંન્ને તરફ સમજૂતી કરાવી. તે પછે કેટલાએક મહિના બાદ તે રમજાનની ઇદના * બહાનાથી ભાણજીને પાછી સાસરે લઇ

* રમજાનની ઇદ તે મુસલમાન લોકોનો નવાં વરસનો દિવસ.

આવી. કેટલાએક દહાડાતો મોહોમદ આકેલ મીજાજી વહુ સાથે ઉંચે મોઢે રહયો. એક દિવસે મોહોમદ આકેલે પોતાની માને કહ્યું કે “ આજે રાતે મેં એક દોસ્તને મેહેમાન નોતરેલોછે, વાસતે ખાણું કાંઇએક વધારે અને સારૂં કરવું.” માએ જવાબ દીધો, “ દીકરા, ખોદા જાણેછે કે કેવી શક્તિથી હું રોટલી પણ કરૂ છઉં.’ તરણ દિવસ થયા, ખાધાની વખતે મને તાહાડનાં લખલખાં ભરાયછે ને મને પોતાની શુધ પણ રહેતી નથી. ખોદા પડોશીનું ભલું કરે કે તે એટલું પણ રાંધી આપેછે. તમે ઇજન કીધા અગાઉ ઘરમાં જરા પૂછી લેવું તો હતું.” મોહોમદ આકેલે અજબ થઈ પોતાની ઓરત તરફ હાથ કરી કહ્યું કે, “ શું એ એટલાં કામની પણ નથી ? ” વહુમાં એટલી ધીરજ કયાંહતી કે આટલો બોલ સાંભળી ચૂપ રહે. તેથી સાંભળતાંજ બોલી ઉઠી, “ એ બુઠી માને પૂછો કે દીકરાનાં લગન કીધાંછે કે લોનડી વેચાતી લાવીછે ? લ્યોજી રોજમાં ચુલો ફૂંકવો ! ” મોહોમદ આકેલે વિચારયું કે હમણાં જો લાંબી ટૂંકી કરૂંછું તો પેહેલાંની માફક ફજેતી થશે. તેથી દલગીરીથી ચૂપ થઇ ગયો, અને મેજબાનીને માટે બજારમાંથી કાંઇ વેચાતું લઈ આવ્યો; એટલે એ વાતતો હીયાંજ ઢંકાઇ ગઇ.

હવે મોહોમદ આકેલની સામે બીજી એક મુસકેલી આવી પડી. એટલે જે તે બિચારાએ ઇદની એક અઠવાડીઉં અગાઉથી મીજાજદાર વહુજીના કપડાંની તૈયારી કરવા માંડી. દરરોજ તરેહ તરેહનાં કપડાં, રંગબેરંગી ચૂડીઓ, દોહરા હાંસીઆના અને ટીલી કસબથી ભરેલા જોડા લાવતો હતો પણ તે કાંઇ મીજાજદારની ખાતરમાં આવતું નહિ હતું. એમ કરતાં ઇદને બાત્ર એકજ દહાડો બાકી રહેલો હતો તેથી ઘણો દલગીર થઇને અકબરીની માસી પાસે ગયો. તેણે આવતો જાણતાંજ ઘરમાં બોલાવી ઓવારણાં લઇ પ્યારથી બેસાડીને પાનની બીડી બનાવી આપી. પછે પૂછ્યું કે, “ કહોજી અકબરી સારી પડતીછે ?” મોહોમદ આકેલે જવાબ દીધો, “ સાહેબ તમારી ભાણેજી તો કોઈ અજબ મીજાજની ઓરતછે, એનેથી મારો દમ તો નાકમો આવ્યોછે. એના ઢંગ કાંઈ ઓરજ તરેહના અને સઘળું બોલવું ઉલટુંછે.” માસીસાસુ બોલી, “ દીકરા, તેનો કાંઇ અંદેસો ના કરો, હજુએની ઉમર નાહનીછે. બચ્ચાં છોકરાં થશે, ને ઘરનો બોજો માથે પડશે, એટલે પોતાની મેળે મીજાજ સુધરી જશે. દીકરા, ખોદાએ તમોને સરવે વાતે લાયક કીધાછે, એવું નહિ થાય કે લોકો હસે ને તમારી ફજેતી થાએ.” મોહોમદ આકેલ બોલ્યો કે “ હુંતો એવાજ વિચારથી ઘણા અખાડા કરતો ફરૂંછું. હવે જુઓ, કાલે ઇદછે તો પણ હમણાં સુધી નથી ચૂડા પેહેર્યાં, કે નથી કપડાં તેયાર કીધાં. જરા તમે પોતે તસદી લઇ આવી સમજાઓ. મેંતો ઘણું પણ કહ્યું, માએ ઘણા કાલાવાલા કીધા પણ કાંઇ માનતી નથી.” માસીસાસુએ કહ્યું “ ઠીકછે.” પછે માસીએ જઇને અકબરીને ચૂડા પેહેરાવ્યા, કપડાં વેતર્યાં, જલદીને વાસતે

સરવે જણા મળીને સીવવા બેઠાં. માસીએ કહ્યું, "દીકરી, ઇજારની કળીઓને તમો સીવો, તમારી સાસુ બોરખ કાપે એટલામાં હું તમારી ઓઢણીપર કોર ટાંકું છું." જારે અકબરી કળીઓ લગાડી રહી ત્યારે ઘતરાઇને માસીને કેહવા લાગી. "લ્યોજી હજુ તો તમારા બેઉ પગ્ગા બાકીછે તેટલે હું તો બેઉ પાએજાઓને કળી લગાડી પણ રહી." માસીએ જોયું તો કળીઓ સઘળી ઉલટી સીવેલી. અકબરીની સાસુ દેખતાં શરમને લીધે મોઢાં ઉપર તો કાંઇ બોલી નહિ પણ છુપા છુપા બે ચાર બચીયા એવા તો ભર્યા, કે અકબરીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, અને ઇશારતથી કહ્યું કે, "રાંડ વાંજણી જરા જોતો ખરી ઉલટી કળીઓ મૂકી બેઠી." અકબરીએ પોતાનું સીવેલું સરવે પાછું ઉખેડયું અને ફરીથી કળી મૂકવા લાગી. જ્યારે કળી મૂકી ચૂકી ત્યારે માસીએ જોયું તો સરવેમાં ચુન આવેલી. હવે તો માસીથી ખમાઇ શકાઇયું નહિ, તેથી અકબરીની સાસુની આંખ ચોરાવીને એક સોએ અકબરીના ટાંચામાં ભોકી, ને કળીયો ફરીથી ઉખેડી પોતે લગાડી. એવી રીતે બોદા બોદા કરીને મીજાજી વહુનાં કપડાં તૈયાર કરી લીધાં. મોડી રાત થઇ હતી તેથી અકબરીની માસી પોતાને ઘેર ગઈ, અને એ લોકો પણ સૂતાં.

## ઈદની ગડબડ ને મીજાજદારનો મરડાટ.

સવાર પડતાં બચ્ચાંઓ ઇદની ખુશાલીમાં સકાળમાંજ ઉઠયાં, કોઇએ રાતની હાથે બાંધેલી મેદી છોડી, કોઇએ અત્તર અને બોશબોઇને માટે ઘભરાટ કીધો. કોઇએ ઉઠતાંજ ઇદની માગણી શરૂ કીધી. મોહોમદ આકેલ પણ બામદાદની નેમાજથી ફારેગ થાઈ હમામમાં નાહાવા ગયો, તે નાહી ધોઇને ચાર ઘડી દહાડો ચડતાં પાછો ઘર આવ્યો. છોકરાંઓને જોયાં કે કપડાં બદલીને ઇદઘાને વાસતે તૈયાર થઇ બેઠાંછે, પણ મીજાજદાર વહુતો પોતાની આદત મુજબ હજુ સુઇ રહીછે. મોહોમદ આકેલે પોતાની નાહની બેન મેહેમુદાને કહ્યું કે, "મેહેમુદા જાઓ તમારી ભાભીજીને જગાડો." પેહેલાંતો મેહેમુદા અચકી ઉભી, કાંએકે તે આ મીજાજી વહુથી ઘણી બીહીતી હતી. જ્યારથી પરણી આવી ત્યારથી મીજાજદારે પોતાની આ નાહાની નણંદ સાથે એક દહાડે પણ પ્યારથી વાતચિત કીધી હતી નહી, તેમજ પોતાની પાસે આવવા કે બેસવા પણ દીધીતી નહિ. તોપણ ભાઈના કહેવાથી ને ઇદની ખુશીમાં મેહમુદા દોડતી દોડતી ગઈ ને બોલી, "ભાભીજી ઉઠો." ભાભીએ ઉઠતાંજ મેહેમુદાને એક તમાચો ખેંચી કાહાડયો. મેહેમુદા રડવા લાગી. બાહેરથી તેનો આવાજ સાંભળીને ભાઈ ધસી આવ્યો, તેને રડતી જોઇ પોતાના પાસામાં ચાંપી પૂછયું કે "શું છે?" મેહમુદાએ રડતી રડતી કહ્યું કે "ભાભીજીએ મારી." મીજાજદાર બોલી "જુઓ વાંજણી જૂઠી, પોતેજ દોડતાં પડી ગઈ, ને નાહક

માહરૂં નામ છેછે." મોહોમદ આકેલને ગોસ્સો તો આવ્યો પણ વખત જોઇને તામસ કરી ગયો. પછે મેહમુદાને પ્યાર કરી પટાવી મુગી રાખીને બાબી-જીને કહ્યું, "બેર હવે ઉઠો, નાહો, કપડાં બદલો. દહાડો ઘણો ચઢીઓછે, હું ધંદઘા જાઉં છું." મીજાજદારે ટીચકું ચઢાવીને કહ્યું, "હું તો એટલા સબારેથી નથી નહાતી. હમણાં થંડીનો વખતછે, તમે તમારે ધંદઘા જતા કાંએ નહિ, મેં કાંઇ તમોને મને કીધાછે કે?" મોહોમદ આકેલને આવા રોકડા જવાબથી ઘણું દુઃખ થયું. મીજાજદાર સદાની એવી કમબખત હતી કે પોતાના ખા-વંદને હમેશાં નાખુશ રાખતી હતી. એટલામાં મોહોમદ આકેલને તેની માએ પોકારી કહ્યું કે, "દીકરા, બજારમાં જઇ દૂધ લાવી આપો, ને તે પછે બેર સાથે ધંદઘા સીધારો." મોહોમદ આકેલે કહ્યું, "ઘણું સારૂં, પૈસા આપો કે દૂધ લાવી આપું, પણ જો મારા આવ્યા અ-ગાઉં, એ કપડાં નહિ બદલસે તો, સઘળાં કપડાં હું ચુલામાં નાંખીશ." મોહો-મદ આકેલતો દૂધ લેવા બજારે ગયો. માને માલમ હતું કે દીકરાનો મીજાજ ઘણો ગયોછે અને એનો સ્વભાવ પણ બેર તરેહનોછે, કે ઘણું કરી એને ગોસ્સો આવતો નથી. પણ જો આવ્યો તો પછી એની અકલ ઠેકાણે રહેતી નથી, માટે એવું નહિ થાય કે ખરેખર નવાં કપડાં બાળી નાંખે. તેથી પોતે જલદીથી વહુ પાસે ગઇ ને બોલી "દીકરી, ખોદાને વાસતે એવું ના કરો કે બેસતું વરસ અપશુકનમાં જાય. ઉઠો, નહાઓ ને કપડાં બદલો. મીજાજદારે કહ્યું. "નહિં હું તો આ વખતે નથી નહાતી, જરા પછી નહાઇશ." સાસુએ ઘણીએક આજીજી અને કાલાવાલા કરી વહુને ઉઠાડી, નવરાવી ધોવરાવી, બાલ હોળીને કપડાં પેહેરાવી, મોહોમદ આકેલના આવ્યા અગાઉ એશકી કરી બેસાડી. મોહોમદ આકેલ ઘેર આવતાં બીબીનો આ ફેરફાર જોઇને ખુશી થયો, અને ધંદઘા જતાં મેહેમુદાને પૂછ્યું, "કહો બેન તમારે વાસતે બજારમાંથી શું રમત લાવું?" મેહેમુદાએ કહ્યું, "એક સારી સોભતી "રેહેલ"* લાવજો કે તે ઉપર હું મારો ભણવાનો સેપારો મૂકીશ, તથા ખડીઓ કલમ મૂકવા સારૂં એક નાહાની ઇસકોતરી પણ લાવજો." મીજાજદાર પોતેજ બોલી ઉઠી, "ત્યારે મારે સારૂંશું?" મોહોમદ આકેલે કહ્યું "જે તમે કહો તે લેતો આવું." મીજાજદાર બોલી, "મકખણુકા અને સીંગોડાં, તથા ચીની બેર, મટનની ફળી અને ઘણી સારી નારંગીઓ; એક ઢોલકડું ને એક ખંજરી એટલું લાવજો." એ સાંભળી મોહોમદ આકેલ હસવા લાગ્યો ને પૂછ્યું કે "ઢોલકડી, ખંજરીને શું કરશો?" પેલી બેવકૂફ મીજાજદારે જવાબ દીધો કે "વજાડશું; વળી બીજું શું કરે?" મોહોમદ આકેલે જાણ્યું કે હજુસૂધી એ બેવકૂફમાં નાદાન બચ્ચાંની

* વાંચતી વેળા પુસતકને લાકડાંની ઘોડી ઉપર મૂકેછે તે.

માફક ખાવા અને રમવાના એઆશો ભરેલાછે. કપડાં બદલ્યાથી જે ખુશી, મોહોમદ આકેલને ઉપજી હતી તે સરવે ધૂળ મળી ગઇ, અને તે નાખુશ દિલથી દદસા જતો રહ્યો.

આણીમેર એ ગયો કે મીજાજદારે વળી એક નવો બુટ્ટો ઉભો કીધો. સાસુને કહ્યું કે "મને એક ડોલી મંગાવી આપો, હું મારી માને ઘેર જાઉંછું." સાસુએ જવાબ દીધો, "વારૂં આ વખત, તે કાંઇ ઘેર જવાનોછે? ચાર મહિના ઘેર રહીને હજુતો આઠ દિવસ થયા તમે આવ્યાંછો, ને વળી આજે ઇદને દહાડે જવું તો ઘણું નામુનાસેબછે." મીજાજદારે કહ્યું, "આજે મારો જીવ ઘણો ગભરાયછે, ને દિલને ચેન પડતું નથી. મને મારી સગી બાસુ મનીહારની દીકરી બનુ યાદ આવેછે." સાસુ બોલી, "હા દીકરી, કોઇને કોઇ સાથે એવી પ્રીત હોયછે; જેવી તમોને બનુનીછે. અગર તમારૂં દિલ એમજ ચાહાતું હોયતો તેને બોલાવી મંગાવો." મીજાજદારે કહ્યું, "વાહ! શું જબરાં તેડાવનારાં! જો એમજ બોલાવનાર હતાં તો કાલેજ તેને બોલાવીને ચૂડા પેહેરાવ્યા કાંએ નહિ?" સાસુએ જવાબ દીધો, "દીકરી મને શું ખબર કે તમોને તેની યાદ એકાએક આવશે?" મીજાજદાર બોલી, "બસ બાઇ બસ, અવે ભાંજગડ કરવામાં શું ફાયદો, જો ડોલી મંગાવવી હોયતો મંગાવી આપો, નહિતો હું સલમતીના બાપ પાસે મંગાવુંછું." સાસુએ કહ્યું, "છોકરી, કાંઇ તમારી શુધશુધ ગઇછે? મીયાંને પૂછ્યું પરછીઉં નથી, ને પોતાની મેળે જાઓછો? શું મને મારો બુઢાપો ગુમાવવોછે, કે છોકરાની રજા વગર ડોલી મંગાવી આપું?" મીજાજદાર ટચકો કરી બોલી, "મીયાં શાના ને પૂછવું શાનું, શું કોઇ પોતાના મા બાપને ઇદ જેવે દહાડે પણ નહિ મળે કે?" એટલું કહીને મૂલન ભાજીવાળી પાસે ડોલી મંગાવી ચાલી ગઇ. થોડા વખત પછી મોહોમદ આકેલ ઇદગાથી છૂટીને ઘરમાં આવતાંજ મોટેથી બોલવા લાગ્યો, "લ્યો બુ તમારી ઢોલકડી ને ખજરી, લ્યો વજાડો." પણ જોયું તો સઘળાં ચુપાચૂપ થઇ બેઠેલાંછે. તેથી માને પૂછ્યું કે "શું થયું, બેરતોછે?" મેહેમુદા બોલી ઉઠી કે "ભાભીજી જતાં રહ્યાં." મોહોમદ આકેલે અજબ થઇને પૂછ્યું, "એઓ શા માટે ગયાં? કયાં ગયાં? ને જવા કેમ દીધાં?" મા બોલી કે "બેઠી બેઠાડેલી એકાએક કહેવા લાગી કે હું તો મારી માને ઘેર જાઉંછું. મેં ઘણું પણ સમજાવ્યું અને ના પાડી. પણ કશું માન્યું નહિ, મૂલન પાસે ડોલી મંગાવીને ચાલી ગઇ, ને હું તો રડતીજ બેસી રહી." મોહોમદ આકેલ એ સાંભળતાંજ આગનો ભભુકો થઇ ઉઠયો, અને ધાર્યું કે હમણાંજ સાસરે જઇને તે નાપાક ઓરતને સજા કરે. એવા વિચારથી તે બાહેર નીકળ્યો. એની મતલબ મા સમજી ગઇ, તેથી માએ પાછો બોલાવ્યો પણ તેણે કશો જવાબ દીધો નહિ. મા બોલી, "શાબાશ બેટા શાબાશ! હું તમને બોલાવુંછું ને તે સાંભળવા

છતાં કાંઇ જવાબ નથી દેતા! તેરમી સદીમાં માની મરજાદા એવીજ રહી ગઇછે!" એ સાંભળતાંજ મોહોમદ આકેલ પાછો આવ્યો. માએ પૂછ્યું, "બેટા કહોતો ખરા કે આવી ધૂપમાં કયાં જાઓછો? હજુતો હમણાં ઇદગાથી આવ્યા, ને એટલામાં પાછા બાહેર ચાલ્યા! મા મરે, તમારો જીવ થાકી જશે." મોહોમદ આકેલ બોલ્યો, "મા હું કયે નથી જતો, મસજીદમાં હાફીજજીને મળવા જાઉં છું." માએ કહ્યું "ઓ દીકરા જરા હોશ ધર, મેં કાંઇ પોતાના બાલ ધૂપમાં સફેદ નથી કીધા, જુઓતો શેઠ મને ઠગેછે તે! હાફીજજીની પાસે જાઓછોતો અંગરખો અને ફુપેટો ઉતારી મૂકીને સુખેથી મસજીદમાં જઇ બેસો." એ સાંભળી મોહોમદ આકેલ અચકવા લાગ્યો. માએ હાથ ખેંચીને તેને પોતાની પાસે બેસાડ્યો: અને તેના માથા તરફ જોઇને બોલી; ઇદગામાં જતાં આવતાં તમારા બાલ સઘળા ધૂળથી ભરાઇ ગયાછે, જરા તકીયાપર માથું મૂકી લેટો તો હું તે સાફ કરૂં. મોહોમદ આકેલ માના કહેવાથી જરા લેટ્યો. મેહેમુદા બાઇને લેટેલો જોઇ પંખો નાંખવા લાગી. એક ગમથી ઇદગામાં જવા આવવાની થાક, વળી પંખાની થંડી હવા, ને તે ઉપરાંત માથા ઉપર માનો માયા ભરેલો ફરતો હાથ. આથી કરી તેના જીવને જરા ચેન પડ્યું, ને તે ઉંઘાઇ ગયો.

જયારે જાગ્યો ત્યારે દહાડોતો નમી ગએલો હતો, ને ગોસ્સો પણ ધીમો પડ્યો હતો. માએ કહ્યું, "ઉઠો, હાથ મોઢું ધુઓ, ને સાંજની નેમાજ પઢો, વખત થોડોજ રહ્યોછે, પછી આવોતો તમને કાંઇ કામ સોંપું." ટૂંકમાં, મોહોમદ આકેલ નમાજ પઢીને આવ્યો તોમાએ કહ્યું, "લ્યો હવે તમે સાસરે જાઓ, પણ તમોને મારા જાનના કસમછે કે જો ત્યાં તમે કાંઇ લડવા વઢવા ચાહતો." મોહોમદ આકેલે કહ્યું, "એમછે તો મને મોકલોજ ના." મા બોલી, "દીકરા એ બોલવું કઢંગું છે. સાસરૂં તો તમારૂં, ને બીજા કોને મોકલું? લ્યો આ એક રૂપિઓ, એ તમારી સાળી અસગરીના હાથમાં ઇદની મુબારકબાદીનો આપજો તથા આ એક અડધો રૂપિઓ અને રમકડાંમાંથી અડધાં રમકડાં માસીસાસુના દીકરા મીયાં મુસ્લેહમને વાસ્તે લેતા જાઓ અને એક ખુમચામાં સેવ તથા દૂધ તથા મીઠાઇની ટોપલી આપણી દાસી અજમત પાસે ઉચકાવીને સાથે લેતા જાઓ, પણ ખબરદાર કાંઇ બોલવું ચાલવું નહિ." મોહોમદ આકેલે કહ્યું "ત્યારે પેલી ઢાલકડી ને ડફલી પણ લેતો જાઉં?" માએ કહ્યું "લ્યો, પણ ત્યાં કાંઇ લાંબી ટૂંકી બોલી ઉઠતા ના."

મોહોમદ આકેલ સાસરે જઇ પહોંચ્યો. ઘરમાં અકબરી પોતાની સહીયોની સાથે ધૂમ મચાવી રહી હતી, તેની ગડબડનો આવાજ છેક ગલીના નાકા સુધી સંભળાતો હતો. પેહેલાં તો દાસી અજમત ઘરમાં ગઇ. અસગરીએ તેને દૂરથી આવતી જોઇને હરખેથી બેનને કહ્યું; "બેન, અરે બેન,

અખાડા કરો, તમારે સાસરેથી દાસી આવીછે." અજમતે અંદર જઇને મોહોમદ આકેલને તેડયો; "સાહેબજાદા આવોજી." એટલે મોહોમદ આકેલ ઘરમાં આવ્યો ને સાસુને નમ્યો. સાસુએ કહ્યું, "જીવતા રહો ને લાંબા ઉમરના થાઓ." એવામાં અસગરી પણ પોતાની ઓઢણી સરખી કરીને ઓરડામાંથી બહાર આવી, ને ઘણીએક મલાજાથી વાંકી વળીને બનેવીને સલામ કીધી. અસગરીને બનેવીએ ગોદમાં લઇ પ્યારથી પાસે બેસાડી; ને રૂપિઆ આપતો કીધો. અસગરી પોતાની માનું મોહું જોવા લાગી. માએ કહ્યું, "લઇ લ્યો, બનેવી ઇદનું આપેછે." અસગરીએ રૂપિઆ લઇ ફરીથી સલામ કીધી અને પાસેથી ઉઠીને મલાજાથી બીજી જગાએ બેઠી. પછી સારા સલુકથી એક ધોતું પાથરણું લાવી બનેવીની આગળ બીછાવ્યું, તથા એક રકાબીમાં સેવ, એક પ્યાલામાં દૂધ, એક તબકમાં સાકર અને ચમચો લાવી સામે મૂક્યો. સાસુએ કહ્યું, "દીકરા જરા ખાઓ." મોહોમદ આકેલે ઓજર કીધો કે "મને ઇદગાહમાં વધારે વખત થવાથી હમણાંજ જરાવાર થયો મેં ખાણું ખાધુંછે." સાસુએ કહ્યું, "તેનો શું મુજાકો, સેવ તો પાણી થઇ જશે વાસ્તે ઉઠો ખાઓ." મોહોમદ આકેલ ખાતો હતો તેટલામાં અસગરી એલચી લવીંગ નાખીને સ્વાદદાર પાન બનાવી લાવી. ખાઇ રહ્યા બાદ અહિં તહિંની વાતો ચાલી. થોડા વખત પછે મોહોમદ આકેલે કહ્યું, "જી હું રજા લઉંછું." સાસુએ કહ્યું, "હવે ક્યાં જશો, આજે તો યાંજ સુઇ રહો." મોહોમદ આકેલે કહ્યું "આજે ઇદનો દહાડોછે તેથી આવ્યા ગયાને મળવુંછે, ને કેથે કંઇ મોકલવું ચાકલવું પડે, વળી હું માને રાતને વાસ્તે કહી પણ નથી આવ્યો." સાસુ બોલી, "મળવા ભેટવાનો તો હવે વખત રહ્યો નથી, રાતતો પડવા આવી અને મોકલવા ચાકલવાને તો વેવાણ પૂરતાંછે," અને હસીને એમ પણ બોલી કે "તમે કાંઇ વેવાણનું દૂધ નથી પીતા." અજમત હમણાં જશે તે તમારા રહ્યાની ખબર કરશે. મોહોમદ આકેલે ઘણાંએક બહાનાં કાહાડયાં પણ સાસુ આગળ એકુ ચાલી શક્યું નહિ, ને મોહોમદ આકેલને જબરદસતીથી રહેવું પડયું. ચાર ઘડી રાત ગુજરી, ને ખાધા પીધાથી ફારેગ થયાં. અસગરીએ વાસણ માંજ્યાં, પડી ખડી સૌ ચીજો ઉંચકી ઠેકાણે મૂકી, બાહેરના દરવાજાને સાંકળ દીધી, કોટડીઓને તાળાં મારી કૂંચીઓ માને સોંપી, બાહેરના ઓરડા તથા બબરચીખાનાના ચેરાગો મેળવ્યા. પછે મા તથા બેન અને બનેવીને પાન બનાવી આપ્યાં અને નચિંતાઇથી જઇને સૂતી.

## મોહોમદ આકેલને તેની સાસુ જુદો રેહવા ઉસકેરેછે.

હવે સાસુએ મોહોમદ આકેલને પૂછયું, "કેમ દીકરા, તમો માટી બૈરમાં એવું શું આવી પડયું છે કે દિન ઉગતે લડાઇ ચાલ્યા કરેછે? અકબરીની તો

એવી નઠારી આદતછે કે કદી ભૂલમાં પણ સાસરાની વાત મારી આગળ નથી કરતી. સારી દુનિઆમાં દીકરીઓનો દસતુર હોયછે કે સાસરાની જરાએ જરા વાતો આવી માને કહે, પણ નથી જણાતું કે એને ખોદાની એવી શું મનાઇછે કે પૂછતાં પૂછતાં મોહું થાકે તોપણ એ બંદી એક બોલ બોલતી નથી, પણ મોહોલ્લાના લોકોમાં ચાવાચીથી થાયછે તે જતાં આવતાં લોકોથી હું ઘેર બેઠાં સાંભળ્યા કરૂં છું." મોહોમદ આકેલ સાસુથી એ સાંભળીને થોડા વાર ચૂપ થઇ બેઠો, ને શરમને મારે મોઢામાંથી કાંઇ જવાબ નીકળયો નહિ, પણ તેણે મનમાં ધાર્યું કે ઘણે દહાડે આવો સંજોગ આવ્યોછે ને પોતેજ વાતને છેડી પૂછેછે, તો આવેલી તકપર મુગું બેસવું એ ભૂલછે, બેહતરછે કે આખી જીંદગીનું દુઃખ બાહેર કાઢું, કદાચ આજની વાતચિતથી હવે પછીનું સમાધાન થશે. પછે તેને શરમાઇ શરમાઇને કહ્યું, "તમારી દીકરી હયાં હાજરછે, એમને પૂછો કે મારે ત્યાં એઓને શું દુઃખ પડયું ? એઓની માવજત અને મદારત કરવામાં કઇ વાતની કમતી પડી ? અહીંઆં એઓ સાથે કોણ લડયું વઢયું યા ભુંડું કહ્યું ? તમોતો જાણોછો કે ઘરમાં અમે ગણતરીના માણસો છીએ. માજી વિશેતો તમામ મોહોલ્લો જાણીતોછે. તેઓ એવાં ઠંડાં ને સાદાંછે કે, આખી ઉમરમાં તેમને કોઇ સાથે જરા પણ બોલવું થયું નથી. અગર તેમને કોઇ દસ બોલ કઠણ પણ કહેતોતે સાંખી જાયછે. મારો નાહનો ભાઇ મોહોમદ કામેલતો સારો દહાડો લખવા પઢવામાં ગુથાઇ રહેછે, સવારનો ગયેલો રાતે ઘરમાં આવેછે, ને ખાણું ખાધું કે સુઇ જાયછે, તેને એમની સાથે વાત કરતો પણ મેં હજુ કોઇવાર જોયો નથી. મેહેમુદાતો એઓને જોતાંજ થથરેછે—અને હુંતો અહીંઆં હમણાં હાજરછું, વાસતે જે કાંઇ રાવરાણી કરવી હોયતો હમણાં બેદેહશત કહો." મોહોમદ આકેલની સાસુ દીકરીની તરફ મોઢું કરીને બોલી. હા, જે કાંઇ તારા દિલમાં હોય તે તું પણ ખોલ્લેખોલ્લું કહી દે; દિલમાં રાખી મૂકેલું સારૂં નહિ, દિલમાં રાખ્યાથી દુઃખ વધેછે ને ટંટો જયાદે થાયછે. જોકે અકબરી જૂઠું બોલવા તથા બનાવટ કરવામાં જબરી હતી, તોપણ આ વખતે પોતાના ખાવંદના મોઢાંપર કોઇ વાત બનાવાનો જોગ બંધ નહિ બેઠો, ને જીવમાં થથરી રહી, કે મેંતો મા આગળ ઘણીએક જૂઠી બનાવટો કીધેલીછે તેનો ભરમ રખેને હમણાં ફૂટી જાય. માટે તેણે એ વાતજ ઉડાવી નાંખી ને એટલુંજ બોલી કે "હુંતો જુદું ઘર માંડીને રહેવાની." સાસુએ જમાઇને પૂછ્યું કે, "કેમ ભાઇ તમોને જુદું ઘર માંડી રહેવામાં શું અડચણછે ? સરવે વાતે ખોદાની ફજલછે. તમે ખુદ નોકરી કરોછો, ખુદ કમાઓછો, કોઇ વાતમાં મા બાપને આસરે નથી. પોતાનું ખાવું, પોતાનું પેહેરવું ને બીજાંઓનો હાથ પકડી બેસવામાં શું ફાયદો ? વહુ દીકરાં કયાં સંપોવાયછે ? જુદાં રહેવામાં જે નચિંતાઇ મળેછે,

તેવી મા બાપના ઘરમાં મળતી નથી. જુદાં રહ્યાં તો જે આલું તે ખાધું, જે આલું તે રાંધ્યું. વળી જરા વિચારી જુઓ કે મા બાપની સાથે રહીને લાખ કમાએ તોપણ કાંઇ નામદારી નહિ. લોકો તે શું જાણે કે તમે પોતાનું ખાઓછો, કે મા બાપને માથે પડેલાછો ?"

મોહોમદ આકેલે જવાબ દીધો,—"નચિંતાઇ વિશે જો પૂછોતો તેનો જવાબ હું સારીપેઠે આપી શકું છું કે, તેની કદર જુદું પડવાની પછી માલમ પડશે. હાલતો બંધો વખત આઇતું પકાવેલું ખાઇ બેફિકર થઇ બેસવાનું છે. જુદું થવાથી તો આટો, દાળ, ગોસ્ત, તરકારી, કાંદા, લાકડાં એ સરવેની ચિંતા કરવી પડવાની, અને તમેજ વાજબી બોલો કે ઘર ચલાવવામાં કેટલો બખેડોછે? વાસતે વગર કારણે આવી સરવે આફતો પોતાને માથે લેવી એમાં મને તો ડહાપણ નથી દીસતું, બીજું તમે કહ્યું કે જે ચાહ્યું તે ખાધું ને જે ચાહ્યું તે રાંધ્યું, તો તેમ હમણાં પણ કયાં નથી? એમને પૂછો કે કોઇવાર પણ શું એવી કાંઇ ઇચ્છા જણાવીછે, ને તે પૂરી નથી પડી? ખરૂંછે કે મોટા કબીલામાં એવી અડચણો થાયછે ખરી. એકના દિલને મીઠા ચાવલ ભાવેછે, તો બીજાને વઘારેલી ખીચડી જોઇએછે, ત્રીજાને પલાવ, ચોથાને ખુરમો, પાંચમાને વેદ પહરેજી ખાવું ફરમાવ્યુંછે. આવી રીતે દરરોજ દસ જણને વાસતે દસ તપેલાં બની શકેતો નહિ પણ અમારે ત્યાં એટલો મોટો કબીલો કયાંછે? માટે જે ભાવે તેની ફરમાશ કરનાર પણ અમે ને નહિ કરનાર પણ અમેજ. એમ કરતાં શોક હોયતો પોતે ખાણાની વરધી કર્યા કરે: એ વિશે ખૂદ મારા મા કેટલીએક વખતે કહી મૂકયાંછે. એમને પૂછો કે કહ્યું હતું કે નહિ? હવે નામદારી વિશે તમે જે ફરમાવ્યું તે પણ મને ડહાપણ ભરેલું નથી લાગતું. આપણને આપણા સુખ સાથે કામછે, લોક પોતાના દિલમાં જે ગમે તે સમજે. એમ કરતાં લોકો એમ પણ જાણે કે અમે મા બાપને માથે પડયાંછે; તો તેમાં અમને નરસ શું લાગવાનુંછે? મા બાપછે કોઇ પારકાંતો નથી. મા બાપે અમને પાળયાં, પરવરશ કીધાં, ખવરાવ્યું, પેહરાવ્યું, પઢાવ્યું, લખાવ્યું, લગન વેહવા કીધા. આ સઘળી વેળા નરસું નહિ લાગ્યું, તો હમણાં કયાં હોમાનું પીછ અમારે માથે વળગ્યુંછે, ને કઇ દોલત પામ્યાં છીએ કે તેઓના આધાર પર રહ્યાથી અમોને નામોસી લાગવી સમજાએ?"

સાસુએ જવાબ દીધો કે "અગર સઘળાંજ લોકો તમારી માફક સમજ્યા કરે તો પછે જુદાંજ કેમ કરી રહે. દુનિઆનો કાયદોછે અને તેમજ ચાલતું આવેછે ને ચાલ્યું જશે, કે દીકરાએ મા બાપોથી જુદું પડવું, અને હું તો જાણુંછું કે દુનિઆમાં કોઇ વહુ એવી તો નહિ હશે કે, જેનો ખાવંદ કમાતો હોય તે છતાં સાસુ નણદોમાં રહેવું પસંદ કરે."

મોહોમદ આકેલ બોલ્યો કે "એ તમારૂં કેવું ખરૂં છે. અગર છોકરા મા

બાપથી જુદાં નહિ રહેતે તો શેહેરમાં એટલાં ઘર ક્યાંથી હોતે, પણ દરએકની હાલત જુદીછે. મારી હાલત જોતાં જુદું રહેવું મુતલક વાજબી નથી. ફકત દશ રૂપિઆનો હું કમાનાર, તો એટલી આમદનીમા જુદું ઘર ચલાવવું ઘણું મુશકેલછે, અને વળી એ નોકરીનો પણ ભરૂસો નહિ. ન કરે ખોદા જુદા રહ્યા પછે જો નોકરી જતી રહી તો પાછો બાપને ઘર આવવું મને તો મોત જેવું લાગેછે. ખરૂં તો એછે કે નામોસી અને નરસું તો તારેજ લાગવાનું કે મીયાં જુદા તો રહ્યા પણ જખ મારી પાછા બાપના ટુકડાપર આવી પડયા. વાસતે આવી વાતમાં લોકોની નકલ કરવી નહિ જોઇએ, પોતાની હાલત પોતેજ જોવી જોઇએ. પેલી કહાણી તમે સાંભળી હશે કે, "એક શખસે બજારમાંથી નીમક અને રૂ ખરીદ્યું, તેમાંનું નીમક ખચ્ચરપર લાદ્યું અને રૂ ઘધેડા ઉપર ચઢાવ્યું. ચાલતાં ચાલતાં રસતામા એક છાલકી નદી મળી. પેલા શખસે ખચ્ચર તથા ઘધેડાને પાણીમાં ઉતાર્યાં. નદીની અધવચમાં આવીને ખચ્ચરે ડુબકી મારી. થોડાએક વખત રહીને માથું ઉંચકી પાછું ઉપર આવ્યું તો ઘધેડાએ પૂછ્યું, કેમ દોસ્ત ખચ્ચર, તમે એ શું કીધું? ખચ્ચરે જવાબ દીધો કે ભાઇ તમે તો નસીબવાનછો કે તમારા પરતો રૂ લાધેલુંછે ને તેનો બોજો તો ઘણો હલકો હોયછે. હું કમબખ્ત ઉપર નીમક લાધેલું છે તેના ભારથી મારી કમર કપાઇને લોહીલુવાણ થઇ ગઇછે. આપણો ધણી એવો ઘાતકીછે કે તેને આપણા દુઃખનો કશો ખ્યાલ નથી, જે મળેછે તે ઉઘડમાપ લાધી મૂકેછે. મેં વિચાર્યું કે મુકામે પહોંચતાં પહોંચતાં કમર તૂટી જવાની, માટે પાણીમાં જાઇ ડુબકી મારૂં. એટલે નીમક પાણીમાં ભીંજાઇને થોડુંઘણું પીગળી જશે, ને એમ કીધાથી જે કંઇ હલકું થયું તે લાભ. ઘણું થશે તો ધણી વળી છ સાત ડાગોળાં વધારે મારશે; આખે રસ્તેતો ડાફાં ખાતો આવ્યોછું. જો હવે મારો બોજો અડધોઅડધ થઇ ગયોછે. બેવકૂફ ઘધેડાએ પણ ખચ્ચરની એ નકલ કરીને ડુબકી મારી, આથી રૂ ભીનાઇને ઉલટું ભારી થયું. પાણીમાંથી માથું બહાર કાહડ્યું તો હલાઇ શકાતું પણ નહિ હતું. ખચ્ચર હસ્યું ને બોલ્યું, કેમ ભાઇ ઘધેડા, કેવા હાલછે? ઘધેડાએ કહ્યું દોસ્ત હુંતો માર્યો જાઉંછું. ખચ્ચરે કહ્યું ઓ બેવકુફ તેં હમણાં મારી નકલતો કરી પણ એટલુંતો સમજવું હતું કે તારી પીઠ ઉપર રૂછે નીમક નથી." વાસતે મેહરબાન મા, એવું નહિં થાય કે લોકોની નકલ.કરતાં મારો હાલ પેલા ઘધેડાની મીસાલનો થાય." સાસુએ કહ્યું "ભાઇ તમેતો કોઇથી માહાત થનાર નથી, અને હુંતો તમારી માફક કાંઈ તર્કશાસ્ત્ર શીખેલી નથી, હુંતો સીધી વાત એટલીજ સમજુછું કે દશ રૂપિઆનો દરમાયો તમે કમાઓછો, ને ખોદાના ફજલથી હાલ સસતો સમોછે, બાળ બચ્ચાં નથી, ખોદા રાખે બે જણ મીયાં બીબી ખાસી તરેહ ગોસત, રોટી, ખાઓ. દિલ

થાજતો નેનસુખ પેહેરો. તમારી માફક આવલી ફિકર કર્યાં કરીએ તો દુનિઆનું કારખાનું બંધ થઇ જાય. નોકરી તે નોકરી, જીંદગીનો ભરસો કોણેછે. જ્યાંસુધી જીંદગીછે ત્યાં તલક હસી ખુશીથી દહાડા કાઢવા જોઇએ." મોહોમદ આકેલ બોલ્યો, "હું પણ એજ જાણવા માગુંછું કે, જુદું રહેવામાં ખુશીછે કે સાથે રહેવામાં ?" સાસુએ જવાબ દીધો, "દલીલ અને તકરાર કરવામાં શું ફાયદો, સીધો જવાબ એમ કેમ નથી દેતા કે મારે માથી જુદું રહેવું પસંદ નથી ? એક વાત તમોને તમારી બીબીએ કહી તે કબુલ કરવામાં તમોને આટલી બલા વળગેછે ! અને વળી કહોછો કે હું એની ખાતરદારીમાં કમી નથી રાખતો ! આરામ અને ખુશી તેમાંજછે કે જેમાં બીબી ખુશી રહે ને આરામ સમજે." એટલું કહીને વાતમાને વાતમાં દુખ લાગે એવા ચપકા ભરવા લાગી. મોહોમદ આકેલ આ વખતે અખાડા કરી ગયો ને રાત પણ વધારે થઇ હતી તેથી સાસુને કહ્યું કે હવે તમે આરામ કરો. હું એ બાબદ ઉપર ફરી વિચાર કરીશ, પછે સરવે સુવા ગયાં.

મોહોમદ આકેલતો સારી રાત એના બેખાબમાં સૂતો નહિ અને પોતાનાં દિલમાં વિચાર કર્યા કીધા. સવારનાં ઉઠયો ને જુએછે કે અસગરી ઝાડું કાહાડેછે. બંનેવીને જોતાં અસગરીએ સલામ કીધી ને બોલી કે "ભાઇ સાહેબ, નાહાવાને વાસતે ગરમ પાણી તૈયારછે." મોહોમદ આકેલે જવાબ દીધો કે, "નહિ બાઇ, હુંતો મસજીદમાં જમાતની સાથે નીમાજ પઢીશ. અસગરીએ કહ્યું, "ભાઇ સાહેબ ચાલી જશો ના, આપને વાસતે ચા તૈયારછે પણ તે સાદી પીશો કે દૂધની ?" મોહોમદ આકેલે જવાબ દીધો, "જેવી હશે તેવી." અસગરી બોલી, "તમારો અવાજ કાંઇ ભારી ભારી લાગેછે; કદાચ શળેકમનું જોર હશે તો દૂધ નુકશાન કરશે." મોહોમદ આકેલે કહ્યું. "નહિ નજલાની અસરતો કાંઇ નથી પણ રાતના માજીની સાથે ઘણો વખત સુધી વાતો કરતાં ઉજાગરો થએલોછે."

મોહોમદ આકેલ નેમાજ પઢીને પાછો આવ્યો, ને સાસુને જોવાં તો તેઓ નેમાજથી ફારેગ થઇને પાન ખાતાં હતાં, તેઓને સલામ કરીને તે બેઠો. અસગરીએ એક બાજઠ લાવી સામે મૂકયો. ટીપાટમાં ગરમ ગરમ ચા, બે પ્યાલાં, બે ચમચા અને એક રકાબીમાં ખાંડ લાવી મૂકી. મોહોમદ આકેલે ચા પીધી તો તે સારા રંગની, ખોશબોદાર હોવાથી તેનો જીવ ખુશ ખુશ થઇ ગયો. અકબરીતો પોતાની આદત માફક પડીને ઉંઘાતી હતી. મોહોમદ આકેલ બોલ્યો, "મા એઓને પણ નેમાજની તાકીદ કરો." સાસુએ કહ્યું, "દીકરા એ પોતાની મમાઇને ઘણી વહાલીછે, તેમના પ્યારે એની ખસલત ને આદત સૌ ખરાબ કરી નાખીછે. જ્યારે એ નાની હતી ને હું કોઇ વાતમાં ધમકાવતી તો કેટલાએક દિવસ સુધી મારી સાથે રીસાઇ બેસતી હતી; ને કોણની તાકાત કે અકબરીને કોઇ હાથ લગાડ. અકબરી જરાજરામાં મમત કરીને

જે હાથમાં આવતું તે ભાંગફોડ કરતી; તેના ડરથી કોઇ કશું બોલી નહિ શકતું હતું. એ ઉપરથી અકબરીના બાપ સાથે દરરોજ પંચાતી થતી હતી." હવે મોહોમદ આકેલ રોખસત થવા લાગ્યો. સાસુએ કહ્યું કે "દીકરા રાતની વાત યાદ રાખવી ને તેનો કાંઇ બંદોબસ્ત જરૂર કરવો."

## મોહોમદ આકેલનું માથી જુદું રેહવું.

આખે રસતે મોહોમદ આકેલ એજ વાતનો વિચાર કરતો આવ્યો. ઘરમાં પહોંચ્યો તો માને એનો ચેહેરો ફિકરમંદ જણાયો. તે સમજી કે આજે બચીત સાસરે લડીને આવ્યોછે; તેથી પૂછ્યું કે "મોહોમદ, આખર મારા કહેવાને તમે માન્યું નહિ." મોહોમદ આકેલે કહ્યું, "માજી, લડાઇ બડાઇ કાંઇ થઇ નથી." માએ પૂછ્યું "ત્યારે એટલા સુસ્ત શાથીછો ?" મોહોમદ આકેલે કહ્યું, "કાંઇએ નહિ; સૂતો ઉઠી આવ્યોછું તેથી કદાચ તમોને મારો ચેહેરો ઉદાસ લાગતો હશે." મા બોલી "દીકરા જરા સૂધી પકડો, મેં તમોને સૂતા ઉઠેલા શું થોડીજ વખતે જોએલાછે કે શું ? સાચું કહો, શું બિનાછે ?" મોહોમદ આકેલે નાચાર થઇને રાતનો તમામ હેવાલ માની આગળ કહી સંભળાવ્યો. સાંભળતાંજ માના બદનમાંનું તમામ લોહી ઉડી ગયું. પણ તે ઓરત ઘણી સમજુ હતી, તેથી ધીરજ ધરી કેહેવા લાગી." જોકે મારી મરજી એવી હતી કે જ્યાંસુધી મારા દમમાં દમછે, ત્યાં તલક તમો સરવેને મારાં કલેજાં સાથે ચોંટાડી રાખું અને તમો બંને ભાઇઓ સલાહથી રેહો. પણ હમણાં હું જોઉંછું કે વખત ઉલટો ને ઉલટોજ નજર આવેછે. લ્યો આજે હું તમોને કહુંછું કે તમારા લગનને બીજેજ મહિનેથી મીજાજદાર વહુનો એરાદો જુદું ઘર માડવાનોછે. તમો જે દર મહિને દસ રૂપિઆ મને લાવી આપોછો તે તેને મુતલક પસંદ પડતું નથી. દર વખત તમારી બૈરીની સહીપોથી હું સાંભળુંછું કે, વહુ બીબીમારોના મોહોલ્લામાં ઘર લેવાનીછે અને સાથે જુલફનને લઇ જનારછે. જ્યારે પણ એ સઘળી છોકરીઓ સાથે મળેછે ત્યારે એની એજ વાતો પોતપોતામાં કરેછે. મેં એકવાર તમારી માસીસાસુના મોઢા ઉપર પણ એ વાત કહી દીધી હતીકે, મીજાજદાર વહુને, અગર અમારી સાથ રહેવું પસંદ નથી તો પોતાનું ખાવા પેહેરવાનું જુદું કરે; પણ આજ ઘરમાં રહે. આખર તમારી માસીસાસુથી જણાયું કે, મીજાજદાર વહુને એ પણ ઠીક લાગતું નથી. આદમી લગન જે કરેછે તે સુખ અને ખુશી પામવાને કરેછે. રોજની લડાઇ અને દિન ઉગતનો ઝઘડો, એ ઘણી ભુંડી વાતછે. વાસતે જો તમારી બીબીને એજ પસંદછે ને જુદું રેહેવામાં તેમની ખુશીછે તો બિસમલ્લાહ તેમાં મારી અડચણ નથી. જ્યાં રેહો ત્યાં ખુશી અને ભરપૂર રેહો. ખોદાએ ફરજંદની એક મમતા મને લગાડલીછે

માટે જ્યારે તમે કોઈ કોઇવાર આવી, એક નજર દેખાડશો તો એટલાથી હું સબુરી ધરીશ, અને ઘરના કામકાજથી કોઈવાર પરવાર મળશે ત્યારે હું પોતે આવી તમોને જોઈ જઈશ." માના આ કહેવાથી મોહોમદ આકેલનું દિલ ભરાઇ આવ્યું, ને જારજાર રડવા લાગ્યો, ને સમજ્યો કે આજે માથી જુદાઈ થાયછે. મા પણ રડવા લાગી. થોડાએક વખત ગયા પછી મોહોમદ આકેલે કહ્યું, "બીબી જોઈએતો રહે ને જોઇએતો જાય, પણ હુંતો જુદો નથી રહેવાનો." માએ કહ્યું, "એમ વળી હોય કે સારાં માણસો બેરીને મૂકી છૂટે! તમનેતો પોતાની ઉમર એની સાથે કાહાડવીછે, હુંતો હવે કબરમાં પગ-લટકાવી બેઠેલીછું. આજે મરૂતો કાલે બીજો દહાડો થાય. વાસતે મારી સલાહ માનોતો જે તે કહે તે કરો. અમેતો જે દિને તમારાં લગન કીધાં તેજ દહાડેથી તમોને જુદા થયલા સમજીએ છીએ. તમે કાંઇ જુદા છોકરા ને હું કાંઇ જુદી મા થવાના નથી. કયો દીકરો પોતાની મા સાથે સદા રહ્યોછે?"

આ બાબેની સલાહ મોહોમદ આકલે પોતાના દોસ્તોથી પણ પૂછી. તે સઘળાઓએ એમજ કહ્યું કે, "રખણો દર્દ કરવો સારોછે અને સાથે રહેવાનું કાંઈ બંધણ નથી. માથી જુદા રહો પણ તેમની ચાકરી ને તાબેદારી કરતા રહો." જ્યારે સરવે કોઇએ એવીજ સલાહ આપી ત્યારે મોહોમદ આકેલે પણ વિચાર્યું કે ખેર, જુદો રહીને પણ જોઇ લઉં; કદાચ એથી એ ઓરત સુધરી જશે, ને ઘરને પોતાનું ઘર કરી સમજશે. માંઠો સ્વભાવ, હઠ, બદ જુબાની છોડી દેતો જુદું રહેવામાં જેમ એબ નથી, તેમ ગુનો પણ નથી. એટલું જકુની કે ઘર સંસારની ફિકર કરવી પડશે, ને તંગી ભોગવવી પડશે? દુનિઆમાં રહીને કોઈ પણ વાતમાં ફિકર વગરતો છુટકોજ નથી. હમણાં બીજી ફિકર નથી તો, એ દરરોજનો ફેસાદ મારે માટે એક સંતાપછે. વળી ખોરાકીની તંગીનો અંદેશો કરવો પણ ફોકટછે. જેટલું રજક મુકરર કરેલુંછે તેટલું કોઈ પણ રીતે મળવાનું, આદમીની કોશિશ, ને તદબીરથી શું થવાનુંછે? એવો અંદેશો કરીને મોહોમદ આકેલે જુદું રહેવાનો ઘાટ ઘડયો. અને એના ઘરની નજદીકમાં એક ઘર પણ ખાલી હતું તે દર માસે એક રૂપિઆને ભાડે લીધું, ને લખત કરીને તેના દરવાજા ઉપર પોતાનું તાળું પણ માર્યું. પછી સાસરે કહેવડાવ્યું કે જુદું ઘર લીધુંછે માટે જો બીબી આવેતો નવા ઘરમાં ઉઠાંતરી કરીએ. વળી પોતાની માને પણ કહી દીધું કે "પેલું તારકશ વાળું ઘર લીધુંછે." માએ જે કાંઇ મીજાજદાર વહુ તરફનો સરસામાન હતો, જેવાં કે કપડાંની પેઠી, વાસણ, બીછાનું, કુરતીન, પલંગ, ઇત્યદિ તે સરવે એક એલાહેદી કોટડીમાં મૂકાવ્યું. સાંજના મીજાજદાર વહુ પણ સાસરે આવી. સવારનાં ઉઠી માએ કોટડી ખોલીને મોહોમદ આકેલને કહ્યું કે, "લ્યો ભાઈ, તમારી ચીજો તમે મીવાં બીબી ગણી તપાસી લ્યો." મોહોમદ આ-

કેલ બોલ્યો "મા, તમે એ શું બોલોછો! એ ચીજો શું કોઈ પારકી જ-ગાએ હતી?" માએ કહ્યું "દીકરા એમ નથી. ઉચકતાં મૂકતાં કોઈ ચીજ હયાં ત્યાં થઈ જાએ એટલા માટે કહુંછું." પછી દાસી અજમતને કહ્યું, "અજમત તું અને પડોશણ મળી એ સરવે સામાન તારકશવાળા ઘરમાં પહોંચાડી આવો." એ-વામાં અકબરીની સહીઓ ચંપા, રેહેમત, જુલફન અને સ્લમતી, એઓ પણ આવી પહોંચી; અને બોલબોલતામાં સરવે સામાન ઉઠાવીને હયાંથી ત્યાં લઈ જઈ મૂકયો. મીજાજદાર વહુ હસીખુશીથી નવાં ઘરમાં આવી રહી.

પેહેલા ત્રણ દહાડાતો બંન્ને વખત મોહોમદ આકેલની માએ ખાણું તૈયાર કરી મોકલ્યું, ચોથે દહાડે મોહોમદ આકેલે બીબીને કહ્યું, "લ્યોજી, હવે-તો ખાવા પીવાનો બંદોબસ્ત તમે કરો." મીજાજદારે જવાબ દીધો, "હજુ-તો સરવે સામાન વીખરાઈ પડેલોછે, તે ગોઠવાએ ને નચિંતાઈથી વાસણ ચુલો જોઈશ; હમણાંતો મને ફુરસદ નથી." એથી કરી સાત દહાડા સુધીતો ભઠી-પરથી પકાવેલી રોટી અને બજારમાંથી રાતે કવાબ, ને દિવસના દહીં મંગાવી બંન્ને જણ ખાઈ લેતાં હતાં. આખરે મોહોમદ આકેલે વારેવાર બોલીને મીજાજદાર પાસે ખાણું રંધાવવાનું શરૂ કીધું. મીજાજદારે કદી ખાણું પકાવેલું નહિ, તેથી રોટી બનાવી તો તરેહવાર આકારની; નહિ ગોળ કે નહિ ચોરસ; એક કાન એમ નીકળેલો તો ચાર ચૂસ્યાં એમ. ધારપરથી જાડી, વચમાંથી પાતળી, કેયેથી બળેલી, કેયેથી કાચી; ધુમાડાથી કાળી. વળી દાળ રાંધી તો દાળ જુદી ને પાણી જુદું. મતલબ કે મીજાજદાર એવું તો સ-વાદદાર અને સુઘીઆંનું રાંધતી હતી કે જેના જોવાથી, ભૂખ ભાગી જાય! પાટીઓ કરતી તો બેરંગ, બદસવાદ. નીમક નાંખતી તો ખારૂં ઝેર જેવું કરતી, અથવાતો ફીકુ ફ્ચક. એક બે દહાડાતો મોહોમદ આકેલે સબર પકડી, પણ છેવટે તેને પોતાની માને ઘેર ખાવાનું શરૂ કીધું. મીજાજદારે પણ પો-તાના સુખનું ઠેકાણું એવી રીતે કરી લીધું કે બેઉ વખત બજારમાંથી પૂરી, મલાઈ, માવો, રાબડી, કવાબ મંગાવીને ખાતી, અને ઘરમાં જે પાકતું હતું તે જુલફન ઈત્યાદિ ખાઈખાઈને માતતી હતી. એવી રીતે એ બિલાડીઓને નસીબે સીકું તો તૂટયું પણ દસ રૂપિઆના પગારમાં એવાં સવાદીઆં કેમ ચાલી શકે! તેથી છુપાછુપ સામાન વેચવા લાગી. તેની મોહોમદ આકેલને કાંઈ ખબર નહિ હતી. એક દિને મોહોમદ આકેલ ચાકરી ઉપર ગએલો હતો, ને મીજાજદાર ઉંઘાઈ હતી. એવામાં ચંપા આવી અને જોયું કે વહુતો બેખબર ઉંઘાએલીછે, તેથી તેણે પોતાના ભાઈ મીરનને ચે-તાવ્યો. તે જબરો ચોર હતો. મીજાજદારતો ભર ઉંઘમાંજ હતી તેટલે મીરને આવી ઘરમાં ફરી વળીને તમામ વાસણો અને કેટલોએક સામાન ચોરી લઈ ગયો. મીજાજદારે ઉઠીને જોયું તો ઘરમાં સાવરણી વાડેલી. કોટડીને

તાળું મારેલું હતું તેમાંનો સામાનતો બચ્યો. બાકી જે ચીજો બાહેર હતી તે એકેએક લઇ ગયો. પાણી પીવાને માટે એક કળશિઓ પણ નહિ રહ્યો. મોહોમદ આકેલ ચાકરીએથી આવ્યો ને આ ચોરી સાંભળીને ઘણોજ દલગીર થયો. પણ ચળીઆં ચૂઠી ગયા પછી પસતાઇને શું કરે. મીયાં બીબી સાથે ઘણા વઢયા અને પોતાનું માથું ખૂબ પીટયું, આખર રળી બળીને બેસી રહ્યાં. કરજ દરદ કરીને હલકાં હલકાં બે તપેલાં વેચાતાં લાવ્યો. નાધલાં નાધલાં વાસણો માએ પાસેથી માગી લાવીયો. તવો, રકાબી, એવું સાસુએ મોકલાવ્યું. આવી રીતે તરત વેળા કામ ચાલુ થયું.

## એક કુટણીના હાથપર અકબરીનું ઠગાવું.

વળી એવું બન્યું કે, એ દીંગાંમમાં એક કુટણી શેહેરમાં આવેલી હતી અને તમામ શેહેરમાં તેનીજ ચરચા ચાલતી હતી. મોહોમદ આકેલે બીબીને ચેતાવી હતી કે કોઈ અજાણી ઓરતને ઘરમાં આવવા નહિ દેવી, કાંકે આ દહાડાઓમાં એક કુટણી આવેલીછે, ને તે કેટલાંએક ઘરો લુટી ચૂકીછે. એટલું ચેતાવ્યા છતાં મીજાજદાર અસલથીજ બેવકૂફ હતી, તેની આદતજ હતી કે હરેક કોઇની સાથે જલદીથી મળી જતી. એક દાહાડો તેજ કુટણી "હજ્જન"નો * એટલે ભગતાઇનો વેષ લઇને એજ ગલીમાં આવી. એ મક્કાર "હજ્જન" બેવકૂફ ઓરતોને ફુસલાવવા સારૂં તરેહ તરેહની ભેટો અને સેંકડો જાતની ચીજો પોતાની પાસે રાખતી હતી, તેમાં ઘણુંકરીને ધરમને લગતી ચીજો, જેવી કે કરબલાની ખાકની તસબીહ, મક્કાના પવીત્ર કૂવાનું પાણી, મદીનાના ખજૂરો, કોહેતુરનો સુરમો, કાબાની પાક જગાના પરદાના કટકા, દરિઆઇ અકીક, પરવાળાંના દાણા, ધરમના ફકરાઓ કોતરેલી માદળીઆંની તખતીઓ અને એ ઉપરાંત ઘણીએક દવાઈ રાખતી હતી. ગલીમાં આવીને તેણે પોતાની બેઠક કીધી એટલે ઘણીએક છોકરીઓ ત્યાં ભેગી થઈ ગઈ. મીજાજદારે પણ સાંભળ્યું તેથી જુલફનને કહ્યું કે, "જ્યારે એ ગલીમાંથી ઉઠે ત્યારે એને અહીંઆં બોલાવી લાવજે, હું પણ તેની ભેટોની જીઆરત કરીશ." જુલફન ત્યાંજ ઉભી રહી, ને જેવી હજ્જન ઉઠી કે તેને બોલાવી લાવી. મીજાજદારે ઘણી આબરૂ આપી તેને પોતાની પાસે બેસાડી અને તેની પાસેની સરવે ચીજો જોઈ. તેમાંથી સુરમો અને માદળીઆંની તખતી એ બે ચીજો મીજાજદારે પસંદ કીધી. હજ્જને મીજાજદારને વાત ઉપરથી પારખી લીધી કે આ ઓરત જલદીથી પસરી જશે. તેથી એક પૈસાનો ઘણો સરખો સુરમો તોળી આપ્યો અને બે આનામાં માદળીઆંની તખતી આપી તથા ફીરોઝાની એક વીંટી મુફતમાં ભેટ કીધી. આથી મીજા-

* હજ કરી આવેલી તે "હજ્જન."

જદાર અંજાઇ ગઇ. તે પછી હજ્જને દરિઆની મુસાફરી તથા અરબસ્તાનની વાત, અને બીજી બે ચાર વાતો જોડી કાહડીને એવી કીધી કે, મીનાજ્જદારે હોંસે હોંસે સાંભળી, ને તેની તરફ ઘણી મેહરબાની દેખાડવા લાગી. હજ્જને પૂછ્યું, "કેમ બાઈ, તમોને કાંઈ બાળ બચ્ચાં નથી કે?" મીનાજ્જદારે નીસાસો નાંખીને કહ્યું, "એવાં નસીબ કયાંથી લાવે!" હજ્જને પૂછ્યું, "લગન થયાને કેટલી મુદત થઈ?" મીનાજ્જદારે કહ્યું "હજુ એક વરસ નથી થયું." હવે તો આ મીનાજ્જદારની બેઅકલી હજ્જનને ખોલલી જણાઈ આવી; તે દિલમાં કહેવા લાગી કે, એને તો બચ્ચાંનું નામ સાંભળતાંજ એવી હાયે એંચી કે જાણે કાંઇએક મુદતની ઉમેદવાર હોય! પછી હજ્જને કહ્યું, "નાઉમેદ થવું નહિ જોઇએ, તમોને તો એટલાં બચ્ચાં થશે કે તમે તેને સાચવી પણ નહિ શકશો. હમણાં ઘરમાં એકલાછો તેથી જીવ ઘભરાતો હશે, પણ મીયાં તમારી સાથ કેમ ચાલેછે?" મીનાજ્જદાર બોલી, "તેઓ તો હમેશાં મારાથી નાખુશ રહેછે."

મતલબ કે, પેહેલીજ મુલાકાતમાં મીનાજ્જદારે હજ્જન સાથ એવી તો ભોળાઇ બતાવી કે, પોતાનો અવલથી તે આખર સુધીનો અહેવાલ તેને કહી દીધો. તેમજ હજ્જને વાતોવાતમાં તમામ ભેદ જાણી લીધો. એક પોહોર સુધી હજ્જન ત્યાં બેઠી. જ્યારે જવા લાગી ત્યારે મીનાજ્જદારે ઘણી આજીજી કીધી કે, "ભલી બાઈ હજ્જન વળી કયારે આવશો?" હજ્જને કહ્યું, "મારી ભાણુજી મોમગરોની ગલીમાં રહેછે, અને તે ઘણી આજારીછે, તેના એલાજને વાસતે હું આગરેથી આવીછું. તેને દવાઈ આપવા, ભરવા ચોપડવાથી મને ફુરસદ મળતી નથી, પણ ખોદા ચહાશે તો બીજે ત્રીજે દહાડે તમોને મળી જયા કરીશ."

વચમાં એક દિવસ ગયા પછી, હજ્જન પાછી આવી અને એક રેશમી નાડું લેતી આવી. હજ્જનને દૂરથી આવતી જોઈ મીનાજ્જદાર ઘણી ખુશ થઇ ગઈ અને પૂછ્યું, "આ નાડું કોણનું છે?" હજ્જને કહ્યું, "વેચવાનું છે." મીનાજ્જદારે પૂછ્યું, "કેટલાંએકમાંછે?" હજ્જનબોલી, "ચાર આનાનું છે; મોહોલ્લામાં એક બાઈ રહેછે, તે હમણાં તંગીમાં આવી પડીછે, તે પોતાનો સામાન વેચી વેચીને ગુજારો કરેછે, તેની ઘણીખરી ચીજો હું વેચી આપું છું." આવું સસતું નાડું જોઇને મીનાજ્જદાર લલચાઈ ગઇ, ને તરત પૈસા કાહડીને હજ્જનને આપ્યા; અને ઘણા હરખથી હજ્જનને કહ્યું, "ભલી બાઇ, જે જે ચીજ વેચવાની હોય તે પેહેલાં મને બતાવ્યા કરજો." હજ્જને જવાબ દીધો, "ઘણું સારૂં; પેહેલાં તમો પછી બીજાં." એ પછે જ્યાં ત્યાંની વાતો થઈ. જતી વેલા હજ્જને એક કોથળી કાહડી તેમાં કપડાં તથા કાગળનાં પડીકાંઓમાં થોડાં લવંગો હતાં, તેમાંથી બે લવંગો હજ્જને મીનાજ્જદારને આપ્યાં અને બોલી, કે "દુનિઆમાં મોહોબત એટલા માટેજ હોયછે કે એક બીજાને ફાયદો

થાય. બે લવંગો હું તમોને આપુંછું, તેમાંનું એક તમો પોતાના અંબોડામાં બાંધજો, ને બીજું સારૂં તો એમછે કે તમારાં મીયાંની પાઘડીમાં મુકાએ. પણ એમ થયાથી કદાચ તમારા મીયાંને શક આવે, વાસ્તે તજામામાં સીવી લેજો, અને તેની અસર આજથીજ જણાશે. પણ એટલું કરવું કે તમારે સોજી અને પાક જગામાં રહેવું. જ્યારે હું મક્કે હજ કરવાને ગઈ હતી તો તેજ વાહાણમાં ભોપાળની એક બેગમ પણ ચહડી હતી. કદાચ તમે તેનું નામ સાંભળયું હશે. બાકીસજાંહાની બેગમ, તેનું નામ હતું. ખોદાએ સરવે કાંઇ તેને આપેલું હતું. દોલત પૈસાની કાંઇ ભૂખ નહિ હતી. નોકર, ચાકર, લોનડી, ગોલામ, પાલખી, નાલકી સરવે કાંઈ તેની પાસે હતું, માત્ર કોઈ ફરજંદ તેને હતું નહિ; તેથીજ તે દલગીર રહેતી હતી. બીજું નવાબ સાહેબનું એના ઉપર મુતલક હેત નહિ હતું. તે પણ ધાર્યામાં બચ્ચાં નહિ થવાના સબબથીજ હતું. નહિતો બેગમ શોભામાં ને દેખાવમાં તો આફતાબ, માહાતાબ સરીખી હતી. વળી એટલી ખૂબસુરતી ને દોલત છતાં એવો તો સાદો મીજાજ કે અમે જેવાં કમીનાઓને પોતાની બરોબર બેસાડતી તથા વાતો પૂછતી. એ બેગમને ફકિરો ઉપર ઘણો એતેકાદ હતો. એક વખતે એણે સાંભળયું કે ત્રણ કોસ ઉપર કોઈ પૂરો પહોંચેલો ફકિર આવેલોછે, તો અંધારી રાતે પોતાને ઘેરથી પગે ચાલતી તેની પાસે ગઈ; ને એક પોહોર સુધી હાથ જોડીને તેની આગળ ઉભી રહી બોલી, કે 'ફકિરોનાં નામ ઉપર કુરબાન થાઉં.' એથી પેલા ફકિર સાહેબે માથું ઉંચકી જોયું ને બોલ્યો. 'જા મા, રાતના તને હુકમ મળશે તેમ કરજે.' પછી રાતે બેગમને ખોઆબમાં બેશારત થઇ કે, 'હજ કરવાને જા; એટલે તારી મોરાદ હાંસલ થશે.' સવારનાં ઉઠી હજની તૈયારી કરવા લાગી. બેગમે પાંચસો ગરીબોનું નોળ પોતે આપીને તેઓને વાહાણે ચહડાવ્યાં. તેમાં એક હું પણ હતી. દર વખતે એની પાસે હું રહેતી હતી. તે બેગમ સાહેબ (જેઓને ખોદાતાલા બંનો જાંહાંનમાં હસતાં રાખે) મારી ઉપર ઘણી મેહેરબાની કરવા લાગ્યાં; અને મને પોતાની સહી કરીને કહેતાં હતાં. દસ દહાડા સુધીતો વાહાણ દરિઆમાં બરાબર ચાલ્યું. અગિયારમે દહાડે દરિઆની વચ્ચે એક પાહાડ નજરે આવ્યો. નાખુદાએ કહ્યું કે 'હબસાણનો પાહાડ જે કહેછે તે એછે. એ ઉપર એક ઘણો પહોંચેલો ફકિર રહેછે, જે કોઇ તેની આગળ જાએછે તે મુરાદ પામેછે.' બેગમ સાહેબે નાખોદાને કહ્યું કે 'કાંઇ કરી મને એ પાહાડપર પહોંચાડો.' નાખોદા બોલીઓ, 'બાઇ સાહિબ વાહાણતો પાહાડની નજદીક જઇ નથી શકવાનું, પણ જો તમો ફરમાવો તો વાહાણને લંગરવાર કરી તમોને એક મછવામાં બેસાડી લઇ જાઉં!' બેગમે કહ્યું, 'એ પણ ઠીકછે.' પાંચ જણીઓ બેગમની સાથે હબસાણના પાહાડ ઉપર ગયાં હતાં, તેમાં એક

હું પણ હતી. પાહાડપર પહોંચ્યાં તો અજબ તરેહની ખોશબો મેહેકી રહીતી. આવતાં આવતાં પેલા ફકિર સાહેબ આગળ જઇ પહોંચ્યાં. ત્યાં નહિ કોઇ આદમી કે આદમજાદ હતું. ફક્ત એકલો ફકિર સાહેબ એક ગારમાં રહેતો હતો. તેની ફરેશતા જેવી નુરાની સિકલ હતી. તેણે અમો સરવેને જોઇ દોઆ દીધી. બેગમને બાર લવંગ કાંઇ પઢીને ફૂંકી આપ્યાં. મને કહ્યું કે 'આગરા અને દિલ્હી જા, ને લોકોને સુખ થાએ તેવું કર્યા કરજે.' હવે તે બાર લવંગોમાંનાં બે લવંગો આ મેં તમોને આપ્યાંછે. હજ કરીને જ્યારે પાછાં ફર્યાં, ત્યારે નવાબ બેગમની વાત કાંઇ પણ જાણ્યા વગર, અ-મારા આવ્યાની એક મહિનો અગાઉથી બેગમને લેવા મુંબઇમાં આવીને પ-ડેલા હતા. જેવો બેગમે વાહાણમાંથી પગ બાહેર મૂક્યો, કે નવાબે પોતાનું માથું બેગમ આગળ ધર્યું, અને જાર જાર રડીને પોતાની ચુકની માફી માં-ગી લીધી. હજથી આવ્યા પછી છ વરસ હું ભોપાળમાં રહી હતી, તેટલામાં ફકિરની દોઆની બરકતથી ખોદા રાખે બેગમને ચાર છોકરા થઇ ચૂક્યા હતા. પછી મને મારૂં વતન યાદ આવ્યું તેથી બેગમ પાસે રજા માગી. તે-મણે ઘણી આનાકાની કીધી. મેં કહ્યું 'ફકિર સાહેબે મને દિલ્હી આગરા-ની સેવા સોંપેલીછે તેથી મને ત્યાં જવું જરૂરછે.' એ સાંભળી બેગમે નાચા-રીએ મને રજા આપી."

મીજાજદાર આ બે લવંગ અને બે પાનાં ભરેલી મોટી વાતો સાંભળવાથી પેલી હજ્જનની જીવથી તાબેદાર થઇ ગઇ. હજ્જન તો લવંગ આપી જતી રહી. મીજાજદાર વહુએ નાહી ધોઇ, કપડાં બદલી ખુશબો છાંટી; એક લવં-ગ તો બીસમેલ્લાહ કરીને પોતાના ચોટલામાં બાંધ્યું. પછી મીયાંના પલંગની ચાદર અને ગલેફો બદલી, એક લવંગ એક તકીઆમાં છુપાવ્યું. મોહોમદ આકેલ ઘરમાં આવ્યો ને બીબીને જોઇ કે સોજી સાજી થએલી, ને વળી વગર કહેવે સાફ અને ધોતી ચાદરથી પલંગ બીછાવેલો. એથી ઘણો ખુશી થયો, અને પ્યારથી વાતો કરવા લાગો. મીજાજદારે કહ્યું, "જુઓ આજે મેં એક ચીજ વેચાતી લીધીછે." એમ કહીને પેલું નાડું દેખાડયું. મોહો-મદ આકેલે પૂછયું, "કેટલામાં લીધું?" મીજાજદારે કહ્યું, "તમેતો આંકો, કેટલાનું હશે?" એ નાડું ખાસ લાહોરનું બનાવેલું ઘણું સરસ રેશમી હતું. તે પોહોળું, સફાઇદાર અને તે ઉપર જરીકામ ગુંથેલું હતું. મોહોમદ આકેલે કહ્યું, "બે રૂપિઆથી ઓછી કીમતનું નથી." મીજાજદારે કહ્યું "ચાર આને લીધુંછે." મોહોમદ આકેલ બોલ્યો, "સાચું કહોછો?" મીજાજદારે જવાબ દીધો, "તમારા સીરના સોગંદછે મેં ચારજ આને લીધુંછે." મોહોમદ આકેલ બોલ્યો, "ઘણું સસતુંછે કયાંથી મળી આવ્યું." મીજાજદારે કહ્યું "એક હજ્જન ઘણી નેકબખતછે, ઘણા દિવસ થયા આપણી ગલીમાં આવ્યા

કરેછે, તે કોઈ બેગમનું વેચવા લાવી હતી." એ કહીને પેલો સુરમો, માદળીઆની તબાતી અને હીરાજાની વીંટી પણ મીજાજદારે દેખાડી. લોભ એવી ભૂરી ચીજછે કે ઘણા ચતુર આદમી પણ એથી થાપ ખાઇ જાયછે. જંગલી જાનવરોમાં મેના, પોપટ, તુરી, બુલબુલ, આદમીને જોતાંજ નહાસેછે પણ દાનાની લાલચથી ફાંદામાં ફસી જાએછે; ને જીંદગી સુધી પીંજરાંમાં કેદ પડેછે. તેજ મુજબ મોહોમદ આકેલ પોતાનો લાભ જોઇને ખુશી થયો, અને જ્યારે મીજાજદારે કહ્યું કે "તે હજાજન, પેલી બેગમ જે સઘળે સામાન વેચવાને કાહાડશે તે મારી પાસે લાવવાનો વાયદો કરી ગઇછે." ત્યારે મોહોમદ આકેલે કહ્યું "તે જરૂર જોવો જોઇએ પણ એવું નહિ થાય કે તે માલ ચોરીનો હોય ને પાછળથી ખરાબીમાં પડવું પડે, વળી તે હજાજન કોઇ ઠગારી નહિહોય." મીજાજદાર બોલી, "ઓદા ઓદા કરો! તે હજાજન એવી નથી."

આ વાતતો ગઇગુજરી થઈ. આજે મોહોમદ આકેલ સાથે એવી પ્રીતિની વાતો થઇ, તે ઉપરથી મીજાજદારને પેલાં લવંગો ઉપર ઘણો એતકાદ બેઠો. બીજે દિને જુલફનને મોકલીને હજાજનને તેડાવી. હવે તો મીજાજેદાર દીકરી અને હજાજન મા થઇ પડયાં! રાતનાં મોહોમદ આકેલ સાથે ફરીથી હજાજન વિશે વાત નીકળી તો વળી મોહોમદ આકેલે કહ્યું, "જુઓ હોશિઆર રહેજો, એવા વેષમો કુટણીઓ અને ઠગારીઓ ઘણી આવેછે." મગર લોભે ખુદ મોહોમદ આકેલની અકલપર એવોતો પડદો નાંખ્યો હતો કે, આવી મોટી વાત તે નહિ સમજ્યો કે, બે રૂપિઆનો માલ ચાર આનામાં કોઇ વગર કારણે આપે? મોહોમદ આકેલને ઘટારત હતું કે એ જાણતાંજ હજાજનને આવતી અટકાવતે અને તેના લાવેલી સઘળે ચીજો પાછી ફેરવાવતે. મીજાજદારમાંતો એટલી અકલ હતીજ નહિ કે એ ભેદને સમજતે. કેટલાએક દહાડા વિત્યા પછે મીજાજદારે હજાજનને પૂછ્યું કે, "કેમ બાઇ ઘણા દહાડા થયા પેલી બેગમની કોઇ ચીજ નથી લાવતાં?" હજાજન પામી ગઇ કે એને ખુબ સ્વાદ લાગ્યુંછે, તેથી બોલી "તમારે લાએકની કોઇ ચીજ નીકળેતો લાવું કેની?" બે ચાર દિવસ ગયા પછે ખોટાં મોતીની એક જોડી લઇ આવી અને કહેવા લાગી, "લ્યો બાઇ, બેગમની પોતાની નથનાં એ મોતીછે. નથી ખબર કે હજારની જોડીછે કે પાંચસોની, પણમલ ઝવેરીની દુકાન ઉપર મેં દેખાડીતો તે લલચાઇ ગયો, ને બસો રૂપિઆ મારે પલ્લે બાંધી આપતો હતો, હુંતો બેગમ પાસેથી પચાસ રૂપિઆમાં લાવી છું. તમે લેઇ ,લ્યો, ફરીથી એવો માલ નથી મળવાનો." મીજાજદારે કહ્યું, "હાલ મારી પાસે નગદ પચાસ રૂપિઆતો નથી." હજાજને જવાબ દીધો, "શું છે તેનું દીકરી. પેંચીઓ વેચીને લેઇ લ્યો, નહિતો તમે જાણો આજે એ મોતી વેચાઇ જશે." હજાજને એવી ઢબથી કહ્યું કે મીજાજદાર તરતજ ઘરેણાની પેટી ઉઘાડી

લાવી, અને પોંચીઓ કાહડી હજ્જનને આપી. હજ્જન મીજાજદારનું ઘરેણું જોઇને બોલી, "હંહંહં, મુળા ગાજરની પેઠે કેવી બેજતનથી જણસો નાંખી મૂકીછે! બેટી, ઘુઘરીમાં નવો દોરો નંખાવો ને બાલી, પટો, એરીંગ અને બાજુબંદ મેળા ચીકટ થઇ ગયાંછે, મેળ સોનાને ખાઇ જાયછે વાસતે એને ધોવરાવો." મીજાજદારે કહ્યું, "કોણ દોરો નંખાવી લાવે ને કોણ ધોવરાવી આપે? મીયાંને કહુંછું તો તેઓ કહેછે કે મને ફુરસુદ નથી." હજ્જને કહ્યું, "ઘેલી છોકરી એતે શું મોટું કામછે. લ્યો આ મોતી રહેવા દ્યો, હમણાં હું દોરો નંખાવી લાવુંછું અને જે જણસો મેળીછે તે મને કાહડી આપો હું હમણાંજ ધોવડાવી આપુછું." મીજાજદારે સઘળી જણસો કાહડી આપી. હજ્જન બોલી, "મારી સાથે જુલફનને પણ મોકલો, તે સોની પાસે બેસે તેટલે હું પટવા પાસે દોરો નંખાવીશ." મીજાજદારે કહ્યું "ઠીકછે." પછે જુલફનને બોલાવી, તેને હજ્જને કહ્યું, "છોકરી જરા મારી સાથે આવ ને સોનીની દુકાન ઉપર બેસી રહેજે." હજ્જને જણસો લીધી. જુલફન સાથે ગઇ. ગલી વટાવી બાહેર નીકળીને હજ્જને બાંધેલું પોટલું છોડયું ને જુલફનને કહ્યું, "લાવ ધોવડાવાની જણસો જુદી પાડીએ ને દોરો નંખાવાની જુદી કરીએ." જણસો જુદી પાડતાં પાડતાં હજ્જન બોલી, "અરે નાકમાં ઓસવાની ખીલી કયાંછે?" જુલફને કહ્યું "એમાંજ હશે, કરચ જેટલી ચીજછે તે એ પોટલામાંજ જુઓ." પછે હજ્જન પોતેજ બોલી ઉઠી, "હા હા, તેતો પાનદાનના ઢાંકણ ઉપર રહી ગઇછે. અરે જુલફન જરા દોડતી જા, ને જલદીથી લઇ આવ."

જુલફન દોડતી દોડતી ઘરમાં આવી ને કહેવા લાગી. "બીબી, નાંકની ખીલી પાનદાનના ઢાંકણઉપર રહી ગઇછે તે હજ્જન માગેછે; જલદી આપો, હજ્જન ગલીને નાકે દેવા વાણીઆની દુકાન પાસે બેઠીછે." એનું આ કહેવું કે મીજાજદાર વહુનું માથું ટણક્યું. તે બોલી, "બહાવરી કેમ થઇછે, વળી એવી ખીલી મારી પાસ હતીજ કયાં, શું તું નથી જાણતી, અરે કમબખત દોડ, જો હજ્જન કેથી વટી નહિ જાય." જુલફન જીવ નાંખતી દોડતી ગઇ. હજ્જનને અહિં જોઇ, તહિં જોઇ ને ઘણીએ શોધી પણ કેથી જણાઇ નહિ તેથી પાછી આવીને મીજાજદારને કહ્યું, "બાઇ હજ્જનનો તો કેથે પત્તો મળતો નથી, હું છેક બજારસુધી જઇ આવી. નહિ જણાતું કે એટલા વખતમાં કયાં ગેબ થઇ ગઇ." એ સાંભળતાંજ મીજાજદાર કુટવા લાગી. "હાય, હાય! હુંતો લૂંટાઇ ગઇ. હાય હુંતો લૂંટાઇ ગઇ, અરે આડોસી પાડોસીઓ બોદા ખાતર દોડો." એ સાંભળી લોકો મોમગરોના મોહોલ્લાથી દોડયા ને ખબર કાહાડતાં ત્યાંથી જણાયું કે એ રાંડ કેયેથી રખડતી રઝળતી મહિનો દહાડો થયો આવી બાઉ રહી હતી, પણ ચાર દિવસ થયાં ઘર છોડીને જતી રહીછે. હવે કાંઇ ઉપાય રહ્યો નહિ.

મોહોમદ આકેલે આવ્યા પછી એ સાંભળયું તો માથેમાંથાં કુટવા લાગ્યો, અને બીબીને કહેવા લાગ્યો, "અરે તું ઘરને સીહાખાક કરીને છોડવાની, હું તને પેહેલેથીજ જાણું છું." મીજાજદાર બોલી, "ચાલ દૂરથા, હવે વાતો બનાવવા ઉભો-છો! નાકુ જોઈને તેં પોતે પણ મને નહિ કહ્યું હતું, કે 'બેગમનો સામાન જરૂર જોજે?'" ટૂકામાં કહીએ છીએ કે માંટી બૈઅર વચ્ચે અછી મજેની લડાઇ ચાલી ને તમામ મોહોલ્લો ભેગો મળયો. વાતપર વાત નીકળી તો જણાયું કે હજજને કંચની ગલીમાં એહમદ બખશખાનની બીબીનું તમામ ઝવેર એવાં મકરથી ઠગી લીધું, કે એક ફકીર પાસે બેવડું કરાવી આપુંછું. તેમજ રૂઉના કરામાં મીઆં મસીતાની દીકરી સાથે એવી તો દોસતી વધારી કે તેનું ઝવેર ઉધારને બહાને ઉઠાવી લઈ ગઇ. મતલબ ઝવેર તો ગયું ને ઘણીએક વાતો ચાલવા લાગી. વાસણો તો અગાઉથીજ ચોરાઇ ગયાં હતાં. જણસો ઉપર કહ્યા મુજબ લૂંટાઇ. પેલાં હજાર રૂપિઆનાં મોતીની જોડ જ્યારે લોકોએ જોઇ તો ત્રણ પૈસાની જણાઇ! સરકારના થાણામાં ખબર આપી, લોકોએ પોતાની તરફથી પણ ઘણી સોધ કીધી પણ હજજનનું નામ નિશાન નહિ તે નહિજ.

અકબરીને પલ્લામાં જે કપડાં મળયાં હતાં તેનો અહેવાલ સાંભળો. જ્યાંસુધી સાસુની સાથે રહેતી હતી, ત્યાંસુધી સાસુ દસ પંદર દહાડે તે સરવે કાહાડીને તડકે મૂકતી હતી. વરસાદની મોસમની શરૂઆતમાં નવું ઘર લઈ જુદાં રહ્યાં, ને જે કોટડીમાં કપડાંની પેટી મૂકી હતી તે વરસાદની મોસમ પૂરી થઈ ત્યાંસુધી પણ જેમનીતેમજ પડી રહી હતી. તેને એકવાર ઉઘાડી જોઇતી પણ નહિ. થંડીની મોસમમાં શુજનીની જરૂર પડી તેથી પેટી ઉઘાડી ત્યારે જણાયું કે ઘણાંખરાં કપડાંને ઉધેહએ ખાઈ નાખેલાં, અને કેટલાંકને ઉંદરડાંઓએ કરડીને મોટાં મોટાં બગારાં પાડેલાં હતાં, કોઇએક કપડું પણ સલામત બચેલું નહિ હતું.

જે છોકરીઓ બચપણમાં લાડ પ્યારમાં રહેછે, અને કશો હુન્નર, ડહાપણ નથી શીખતી તે આ અકબરીની માફક આખી ઉમર દુઃખ અને સંતાપ ઉઠાવેછે. અકબરીનો જેટલો અહેવાલ ઉપર વાંચ્યો એથી તમોને જણાયું હશે કે, અકબરીને મા અને મમાઈના લાડે તેની જીંદગી સુધી કેવી મુસીબતમાં રાખી? બચપણમાં અકબરી નહિ કશો હુન્નર શીખી, કે નહિ તેનો મીજાજ સુધર્યો. જ્યારે અકબરીએ સાસુથી જુદો પડીને જુદું ઘર માંડયું, ત્યારે વાસણ કુસણ, કપડાં, જણસ સરવે કાંઈ તેની પાસે મોજુદ હતું, પણ તેનામાં ઘર ચલાવવાની આવડ નહિ હતી, તેથી થોડાજ દિવસમાં સરવે માલ અસબાબ ધૂળમાં મેળવ્યો, અને એકજ વરસમાં હાથ કાનથી નાગી થઈ પડી.

અગર મોહોમદ આકેલ પણ તેના જેવોજ મૂરખ અને નઠારા સ્વભાવનો હતતો કદાચ એક બીજાના છૂટાછેડા થતે, પણ મોહોમદ આકેલે હમેશાં અકલ રાખી તથા દરગુજો સાચવ્યો.

હવે અકબરીની નાની બેન અસગરીનો અહેવાલ સાંભળો.

---

# અસગરી ખાનમનો અહેવાલ.

અસગરી છોકરી એવી હતી, કે જેમ બાગમાં ગોલાબનું ફૂલ, અથવા આદમીના બદનની આંખ હતી. હરેક તરેહનો હુન્નર, ને હરેક તરેહના સલુક તેનામાં હતાં. અકલ, હુન્નર, શરમ, મલાજો એ સરવે તારીફ લાએક ખાસીઅતો ખોદાએ અસગરીમાં મૂકી હતી. બચપણથીજ તેનામાં રમવા, કૂદવા, હસવા અને મશ્કરીનો ધિક્કાર હતો. વાંચવું ભણ્યા ઘરનું કામ કરવું, તે સિવાએ કોઇએ કદી એને નકામું ટાયલું કરતાં, કે કોઇ સાથ વઢતાં જોઇ હતી નહિ. મોહોલ્લામાં જેટલી સ્ત્રીઓ હતી તે સરવે એને દીકરીની માફક ચાહાતી હતીઓ. બેશક સારાં નસીબ તે મા બાપનાં, કે જેની આ અસગરી દીકરી હતી. તેમજ ભાગ્યવાન તે ઘર હતું, કે જેમાં અસગરી વહુ થઇને જનાર હતી.

ખોદાની ફજલ અને મેહરબાનીથી અસગરીની ઉમર ૧૩ વરસની થઇ. એની માગણીતો મોહોમદ કામેલ સાથે ઠરી ચૂકી હતી. હવે લગનનો દહાડો ને મહિનો મુકરર કરવાની ચરચા ચાલી. પેલી તરફથી તો મોહોમદ કામેલની મા અબકરીના ઢંગ જોયાથી એટલીતો ધાસતી ખાઇ ગઈ હતી કે—કહેવતછે કે "દૂધથી દાઝેલો છાસને ફૂંકી ફૂંકીને પીએછે"—તેમ અકબરીના વિચારથી તેના બદનપરનાં રૂવાં ઉભાં થતાં હતાં, તેથી તેનો છુપો એરાદો હતો, કે નાહના દીકરાની માગણી કોઈ બીજે ઘેર કરૂં. એ વાત મોહોમદ આકેલને કોઇ રીતથી જણાઈ, તેથી તેને પોતાની માને પૂછ્યું; "માજી મેં સાંભળ્યુંછે, કે તમે મોહોમદ કામેલની માગણી તોડવા માગોછો ?" માએ કહ્યું, "શું કહું દીકરા, હું મોટી ફિકરમાં છું, શું કરૂં ને શું નહિ કરૂં ? તમારી સામે મારીથી આંખ ઉચકાતી નથી, ખોદાએ મને તમારી ગુનેહગાર કીધીછે. હવે જોઇએ મોહોમદ કામેલનું નસીબ કેવુંછે." મોહોમદ આકેલે કહ્યું, "માજી, હું ખરૂં કહુંછું, કે અસગરી હજાર છોકરીઓમાં એકજછે. આખી ઉમર તલીક દીવો લઇને સોધશો, તોપણ અસગરી જેવી છોકરી નહિ મેળવશો, જેમ દેખાવમાં તેમજ ગુણોમાં તેને ખોદાએ લાએક બનાવેલીછે. વાસતે જરા પણ અંદેશો ના કરો. ખોદાનું નામ લઇ લગન કરી નાખો. અગર મોટી બેન ઉપરથી જો તમો વિચાર બાંધતાં હોવ તો આ તમે સાંભળેલું હશે.

'ન હરજન જનસતો, ન હર મરદ મરદ,
ખોદા પંજ અંગોશ્ત, એકસાં નકરદ.'

"દરએક ઓરત, ઓરત અને દરએક મરદ, મરદ નથી હોતાં. જેમકે, ખોદાએ પાંચે આંગળાં એકસરખાં નથી કીધાં."

દરએકની જુદી જુદી ખાસીઅત અને જુદા જુદા મીજાજ હોયછે. જેમ બાગમાં હજારો ફૂલોને જોઈશું તો તેમા દરેકના રંગ રૂપ જુદા જુદા અને સોની ખૂશબો પણ જુદી જુદી હોયછે. તમારી વડી વહુ સાથે (ખોદા પનાહ રાખે) અસગરીને શું સંબંધ? ખોદા જો પાર પાડશે તો લગન પછી મારી વાત ખરી પડેલી તમો જાણશો."

મોહોમદ આકેલે અસગરીની જે એટલીબધી તારીફ કીધી, તેથી મોહોમદ કામેલ સાથે જે વાત ઠરાવી હતી, તે હવે નક્કી થઈ. ટૂંકામાં કહીએ છીએ કે, બન્ને વેહેવાણોનાં એકમતથી એવો ઠરાવ મુકરર થયો, કે બકરીઈદને આગલે દહાડે નેકાહ કરી આપવા. અસગરીનો બાપ દૂરઅંદેશખાન, પાહાડ ઉપર સરકારી નોકરીમાં હતો, તેને કાગજ લખી જણાવ્યું. કાગજ પહોંચતાંજ ખાનસાહેબ ઘણા ખુશીમા આવ્યા. સઘળાં બચ્ચાંઓમા અસગરીને તે ઘણોજ ચાહાતો હતો, તેથી તુરત રજાની દરખાસ્ત કીધી, પણ તેનો જવાબ નાનો મળ્યો. ઘણુંએક જોર માર્યું પણ કાંઈ વળ્યું નહિ. ઉઘડતી મોસમનો વખત હતો તેથી હાકેમને પણ રજા નહિ આપવાનું કારણ હતું. દૂરઅંદેશખાનને રજા નહિ મળવાથી ઘણો દલગીર થઈ ગયો, તોપણ કાલાવાલા કર્યા કરતો હતો, પણ પોતાનો વડો દીકરો ખેરઅંદેશખાન જે બાપની સાથેજ હતો, તેને પાંચસો રૂપિઆ રોકડા આપીને ઘેર મોકલ્યો, અને સરવે આગલું પાછલું તેને સમજાવી મૂક્યું. ઘરમાં જણસ, કપડાં, વાસણ સરવે અગાઉથી તૈયાર કરી રાખી મૂકેલાં હતાં. ખેરઅંદેશખાને ઘેર પોહોંચ્યા પછી ચોખા, ઘી, ઘઉં, મસાલો, નીમક સરવે જરૂરજોગું ખરીદ્યું. અસગરીના કપડાંઓમાં ટીલીઓ ટાંકવાનું શરૂ થયું. તેની માનો વિચાર હતો, કે અસગરીને વડી બેન કરતાં ભરચર રીત કરવી, તથા વાગો પણ ભારી કરવો, તેમજ જણસો પણ જ્યાદે કરવી, વાસણો ભારી ભારી ને મોટાં આપવાં. અસગરીતો ઘરમાં હાજર હતીજ, તેથી જે વાત થતી, તે તેની જાણમાં આવતી હતી. જ્યારે અસગરીએ સાંભળ્યું, કે મને વડી બેન કરતાં વધારે રીત મળનારછે, ત્યારે જો આ જગાએ કોઈ બેવકૂફ છોકરી હતેતો ખુશ થઈ જતે, પણ અસગરીતો એથી દલગીર થઈ, ને એવા વિચારમાં પડી, કે શી તદબીરથી માને એ વાતથી મના કરૂં. છેવટે પોતાની પિતરાઈ બેન તમાશાખાનમ આગળ શરમાઈ શરમાઈને કહ્યું કે "મેં આ પ્રમાણે સાંભળયુંછે, ને મને તેનું ઘણું દુઃખ લાગ્યુંછે. કેટલાક દહાડા થયા એજ ફિકરમાં હતી, કે ઓ

ખોદા એનું શું કરૂં ? પણ સારૂં થયું કે એટલામાં તમે આવી પોહોંચ્યાં. તમે મારી બરાબરીઆં છો, તો તમારી આગળ કેહવામાં અડચણ નથી, કે માને કાંઈ એવું સમજાવો કે મને વડી બેન કરતાં જરા પણ વધારે રીત નહિ કરે." એ સાંભળી તમાશાખાનમે કહ્યું "બેન તમે પણ કોઇ તમાશા લાએક ઓરત છો ! કહેવતછે, કે 'ઘરેકુ નીમક દીઆ ઉસને કહા મેરી આંખે દુખતી હેં' ખોદા અપાવેછે, ને તમે કાં ના પાડોછો ?" અસગરીએ કહ્યું, "તમે ઘેલાંછો, એમાં કેટલીએક ગુચવણછે. વડી બેનનાં મીજાજથી તમે તો વાકેફછો, તેને બચીત એથી દુઃખ લાગશે, ને તે નાહક માજીની સાથે ચીથરાં ફાડશે, અને મારી સાથે પણ છેડાશે." તમાશાખાનમે કહ્યું, "બેન, એમાં દુઃખ લાગવાનું શું છે ? સૌ સૌના નસીબનુંછે, ને વળી એમાં સો તરેહનું સમજવાનુંછે. તેને શીખવા બેસાડવાનું જશન થયું, રોજા રાખ્યા, તથા ચાર વર્ષ તલીક અદરાએલી રહી, ત્યારે એના તેહેવારો, તીરથો જે કીધાં તેની કસર એમાં સમજી લઇએ." અસગરી બોલી, "એ ખરૂંછે પણ નામ તો રીતનુંછે ? નાહનીને વધારે મળશે તો મોટીને દુઃખ ઉપજશે. એક ઘરમાં રેહેવું, દરરોજ મળવું ભેટવું, માટે જે વાતથી દિલમાં જુદાઇ પડે, તે કેમ કીધામાં આવે ?" તમાશાખાનમે કહ્યું, "બેન, નકામું તમે પોતાનું નુકસાન કરોછો. એતો મહિનો બે મહિનામાં સરવે વિસરી ભૂલી જશે." અસગરીએ કહ્યું, "અરે બાઈ ખોદા ખોદા કરો ! નફો નુકસાન કેથે મા બાપનાં આપવાથી પૂરો પડેછે? અને પતપાનેતરથીજ ઉમર કપાએછે ? ખોદા પોતાની કુદરતથી આપેછે. વાસતે તમે એ બાબે જીત ના કરો, નહિતો હું કાંઈ બીજી તદબીર કરૂં. હુંતો વધારે આપવું કોઈ તરેહથી કબૂલ નથી રાખવાની." છેવટે એ વાત અસગરીની માએ જાણી, અને તે પણ સમજીને પોતાના એ વિચારથી પાછી હઠી, અને દિલમાં કહેવા લાગી, કે આપવા માગશ તો સેંકડો રીતોછે, માટે બીજી વેળાએ જોઇ લઇશ.

ટૂંકામાં—ઠેરવેલે દહાડે સારે ચોઘડીએ, અસગરીના વિવાહ થઈ ગયા. ભેટભાટ થવા લાગી. ખેરઅંદીશખાન એવો તો કરવઈઓ આદમી હતો, કે એકલે હાથે સારી રીતે બેનના વિવાહ કરી આપ્યા. પરોણાઓની ઘણી સારી ભોદારત થઇ, જેઓનો હક હતો તેઓને સારી પેહેરામણી કરી રાજી કીધાં. જ્યારે અસગરી સાસરે જવા નિકળી, ત્યારે ઘરમાં ઘણી દિલગીરી ઉપજી, માને તો ઘણુંજ ભારી લાગ્યું. મોહોલ્લાની બાઇઓ પણ ઘણી ઉદાસ થઈ. અસગરીને દરએક જણી ગળે લગાડી રડતી, અને દરએકના દિલમાંથી દોઆઓ નિકળતી હતી. અસગરી આ દોઆઓનું મોટું ને ભારી પલ્લું લઇને સાસરે આવી, ત્યાંપણ જે કાંઈ રીતભાત હતી તે પૂરી કરવામાં આવી. તે પછી અસગરીને "તમીજદાર" એટલે ખબરદાર વહુનો એતાબ મળયો.

આગળ ચાલતાં જણાશે, કે અસગરીએ ઘરસંસાર કેવી રીતે સંભાળ્યો, તથા કેવી કેવી મુશકેલીઓ તેની સામે આવી હતી, જે તેણે પોતાની અક્કલથી કેમ દૂર કીધી હતી. આ જગ્યાએ અસગરીની હાલતને અકબરીની હાલત સાથે જરા મુકાબલો કરી જોઇએ. અસગરી પોતાની માની બીજી દીકરી, અને સાસુની બીજી વહુ હતી. બંનો તરફની ઇચ્છા અને હોંસ અકબરીના લગનથી પૂરો પડી ચૂકેલો હતો. અકબરીના વિવાહ સોળ વરસની ઉમરે થયા હતા, પણ અસગરીની ઉમર લગન વખતે પૂરી તેર વરસની પણ નહિ થયેલી હતી. જ્યારે અકબરીના વિવાહ થયા, ત્યારે તેનો ખાવંદ મોહોમદ આકેલ દસ રૂપિએ નોકર હતો, અને અસગરીનો ખાવંદ મોહોમદ કામેલ હજુતો શીખવા જતો હતો. મોહોમદ આકેલ સાથે સરખાવતાં મોહોમંદ કામેલ ઓછી બુદ્ધિનો અને ઓછો શીખેલો હતો. અકબરી બે વરસ તલીક બચ્ચાં કચ્ચાંના બખેડાથી છૂટી હતી, અને અસગરીને તો વિવાહ પછી બાજેજ વર્ષે નાહની ઉમરમાં ખોદાએ મા બનાવી હતી. અકબરીને કદી શેહેરથી બાહેર નીકળવાનો સંજોગ નહિ બન્યો, પણ અસગરી ઘણી મુદત સુધી દેશેદેશ રખડી હતી. સઘળી રીતે અસગરીની હાલત અકબરીની હાલત સાથ સરખાવતાં સારી નહિ હતી, પણ અસગરીને નાનપણથી કેળવણી મળી હતી, ને તેનાથી રોજબરોજ ઘરમાં બરકત વધતી હતી. તે યાંહાંસુધી કે આજે અકબરીનું નામ વટીક કોઇ નથી જાણતું, પણ ખબરદાર વહુનોતો દિલ્લીના ખાનમના બાજારમાં પેલો આસમાન સાથે વાત કરતો માહાભારત મેહેલ ઉભેલોછે, અને અસગરી ખાનમનાજ નામથી તે મોહોલ્લાનું નામ "ખાનમનું બાજાર" કરી જાણીતું થયુંછે, તેમજ ઝવેરીવાડમાં જે ઉંચી મસજીદ, જેમાં હોજ તથા કૂવોછે, તે પણ ખબરદાર વહુની બંધાવેલીછે. મોટાં બજારથી આગળ વધીને લાલ ઘગીની પડોશમાં "તમીજ ગંજ" છે તે પણ એનોજછે. મોલવી મોહમદ હયાત સાહેબની મસજીદમાં હજીસુધી બંને વેળા વીસ મુસાફરોને તેના ફંડમાંથી ખમીરી રોટી, અને ચણાની મીઠી દાળ પહોંચાડયામાં આવેછે. કુતબ સાહેબમાંની ઓળીયા મસજીદની સામણેની ધરમશાળા એજ ખબરદાર વહુની બંધાવેલીછે. ફતચુરીમાં મુંબઇના છાપેલાં ૫૦૦ કુરાંન એક દિને એણે વેહેંચાવ્યાં હતાં. અલીઆરસુધી થંડીની મોસમમાં ૧૦૦૦ કામલ ગરીબોને એણીના ઘરથી મલ્યા કરેછે.

હવે જ્યારે ખેરઅંદેશખાને પોતાના બાપ દૂરઅંદેશખાનને ખબર કીધી કે "ખોદાની મેહરબાનગીથી ભળીભળાઇ સાથે પ્યારી બેનની શાદી જીહજ મહિનાની અગિઆરમી તારીખે થઇ ચૂકી." તે સાંભળી દૂરઅંદેશખાને ખોદાની બંદગી કરી શુકરાનાં કીધા. પણ દીકરીની જુદાઇનો વટવટો ઘણો

દિવસ સુધી તેને રહ્યો. અસગરીની શાદી થઇ ચૂકયા પછી, દૂરઅંદેશખાને તેના ઉપર જે કાગજ લખ્યો હતો, તે વાંચવા જોગછે. સંજોગથી તેની નકલ અમારા હાથમાં આવી હતી; તે કાગજ આ રીતનોછે.

## દૂરઅંદેશખાને લખેલા કાગજની નકલ.

“મારાં દિલ અને જાનને આરામની આપનાર, ભાયગવંતી બેટી, અસગરી ખાનમ, ખોદાતાલા તમોને સલામત રાખે—તમોને દોઆ તથા તમારી આંખો ચુમવાનો શોક કીધા બાદ, તમોને જાહેર થાય કે તમારા ભાઇ ખેરઅંદેશખાનના લખવાથી તમારૂં સાસરે સીધાવું સરવે જાણ્યુંછે. વર્ષો થયાં દિનમાં એવી ઉમેદ હતી, કે એ મારી ફરજ ખાસ મારે હાથે બજાવીશ, પણ હાકમે રજા નહિ આપી તેથી નાચાર રહ્યો. આ વાત તમોને જણાઇતો હશે, કે સરવે બચ્ચાંઓમાં તમારે વાસતે મને એક ખાસ દરજાની કાળજી હતી; અને હું એ વાતને ફક્ત હેસાન જણાવવા નથી લખતો. ખરૂંછે કે તમે પૂરતી સેવા અને તાબેદારીથી ખુદ મારા, અને સરવેનાં દિલમાં જગા પેદા કીધી હતી. આઠ નવ વરસની ઉમરમાંથી તમે મારાં ઘરનો તમામ બોજો પોતાને માથે ઉઠાવી રાખ્યો હતો. મને હમેશ એ વાતની ખબર પડતી હતી કે તમારે લીધે તમારી માને ઘણી નચીનતાઇ હતી. જયારે કોઇવાર મને ઘેર આવવાનો સંજોગ બન્યો હતો, ત્યારે તમારી ગોઠવણ જોઇને હમેશાં મારો જીવ ખુશ રહેતો. હમણાં તમારા સીધારવાથી એકલુંતો નુકસાન ગણું છું, કે તેનો બદલો કદાચ એ ઉમરમો મળે એવી મને ઉમેદ નથી આવતી. ખોદા તમોને એના બદલામાં ખેર કરે, અને એ તમારી ખીદમતના બદલામાં મારી દોઆઓની અસર તમોને આમીન થાએ. ખેરઅંદેશખાનનાં કાગજથી એ પણ માલમ થયું, કે તમે અકબરીખાનમ કરતાં વધારે રીત લેવાને ના પાડી; આથી તમારી મોટી નજર, અને બુલંદ હીમત સાબેત થાયછે, મગર હું તેનો જે બદલો મોકલુંછું તે આ કાગજછે. એને તમે પોતાની પાસે સંભાળી રાખજો તથા એ નસીહતોપર અમલ કરજો, કે ખોદા કરશેતો હરેક મુશ્કેલ તમોપર આસાન થશે, તથા તમારી જીંદગી સુખ ચેનમાં ગુજારશો.

“સમજવું જોઇએ કે વેહવા એ શું ચીજછે? રંગારંગનાં કપડાં પેહેરયાં, મેહેમાન ભેગા કીધા, સામન અસબાબ, જણસ પામ્યાં; એજ વાતમાં ફક્ત વેહવા નથી. પણ વેહવાથીતો નવી દુનિઆં શરૂ થાએછે, નવાં લોકો સાથે વેહવાર પાડવો, અને નવાં ઘરમાં રેહેવું પડેછે. જેમ નવા શીખાઉ વછેડા ઉપર સૌથી પેહેલાં ખાલી જુસરી મૂકેછે, તેમજ આદમીના વછેડા ઉપર પેહેલીજ જુસરી તે લગનછે. શાદી થઇ કે છોકરી બાઇ બની, અને છોકરો

મીયાં થયો. એની મતલબ એજ છે કે બન્નેને પકડીને દુનિઆની ગાડીમાં જોતરી દીધાં. હવે એ ગાડી મોતની મંજલ સુધી એઓને ખેંચવી પડેછે. ત્યારે હવે બેહેતરછે કે દિલને સખ્ત કરીને, એ ભારી બોજાને ખમી જવો, અને જીંદગીના દહાડા જેમ બને તેમ આબરૂ ઇજત, સલાહસંપજમાં કાપવા; નહિતો લડાઈબડાઈ, ટંટા બખેડા, શોર ફેશાદ અને હાએવાએથી દુનિઆની મુશીબત બોર પણ જીઆદા સંકટ આપનારી થઈ પડેછે. ઓ મારી પ્યારી દીકરી અમસગરીબાનું, હવે તમોને જાણવું જોઇએ કે ઘણી ઘણી આણીમાં ખોદાએ કેટલોએક ફરક મૂકેલોછે. ધરમની ચોપડીઓમાં લખેલુંછે કે "હજરત આદમ બેહેશતમાં એકલો ઘભરાતો હતો, તેને બેહલાવા સારૂં ખોદાએ મામાહવાને (જે સૌથી પેહેલી ઓરત દુનિઆમાં થઇ) પેદા કીધી. એ ઉપરથી જણાશે કે ઓરતને પેદા કરવું ફક્ત મરદને ખુશી કરવાને વાસતે હતું, માટે ઓરતની ફરજછે કે મરદને ખુશી રાખવો. અફસોસછે કે દુનિઆમાં ઘણી થોડી ઓરતો એ ફરજને અદા કરેછે. મરદોનો દરજ્જો ખોદાએ ઓરતો થાને જ્યાદે કીધોછે, તે કાંઈ ફક્ત કેહેવાથીજ નહિ, પણ મરદોના બાંધામાં જ્યાદે શક્તિ તથા તેઓની અક્કલમાં જ્યાદે તેજી આપવાથીછે. દુનિઆનો બંદોબસ્ત મરદોની જાતથી થાયછે. મરદ કમાનારો અને ઓરત તેની કમાઇને ઘટતી રીતે ખરચ કરનારી, તથા તેની સંભાળ કરનારીછે. કુટુંબ ગોયા વાહાણછે, અને મરદ ગોયા તેનો ખલાસીછે. અગર ખલાસી ન હોયતો વાહાણ પાંણીના મોજાઓમાં ડુબી જશે, ઇઆ કોઇ કીનારાપર અથડાને ભાગી જશે. કુટુંબમા અગર મરદ પાવરધો નહિ હોયતો, તેમાં ઘણીએક તરેહની ખરાબીનો સંભવ રહેછે.

"એવો ખીઆલ નહિ રાખવો જોઇએ, કે દુનિઆમાં ખુશી ફક્ત દોલત અને માલ મિલકતથીજ હાંસલ થાએછે. જોકે દોલત ઘણુંકરી ખુશીનો સબબછે ખરો, પણ તેમજ તેથી મોટાં અને નામીચા ઘરોમાં લડાઇ અને ફેશાદ પણ જ્યાદે હોયછે. સંસારમાં ખુશી તો ફક્ત મેળાપ અને સલાહથી હોયછે. ગરીબ આદમીઓને જોઇએછે કે જેઓની પેદાશ ઘણી ઓછીછે, તેઓ દિવસના મેહેનત મજૂરી કરી ગુજરાન પેદા કરેછે, ને રાતના સરવે મળી દાલ રોટીથી પોતપોતાનું પેટ ભરી લેછે, અને એક બીજાની સાથે ખુશીથી રહેછે. બેશક એ લોકો હળી મળી રહેવાના સબબેજ દાળ રોટી અને ઝીણાં જાડાં કપડાં છતાં પણ વધારે સુખીછે, અને એની મુકાબલે જોશો તો, નવાબો અને બેગમોની તમામ હશી ખુશી પોતપોતામાના બીગાડને લીધે સદા કવડાશમાં રહેછે. ઓ મારી પ્યારી દીકરી અમસગરીબાનું, તમે મેલાપ રાખજો, અને સુલેહપણાને ગણીમત જાણજો. હવે જોવું જોઇએ કે મેલાપ કઇ વાતોથી પેદા થાયછે. ફકત એટલાથીજ નહિ, કે બાઈ પોતાના ખાવંદ સાથ પ્યાર

કરે, બલકે પ્યાર ઉપરાંત તેને ખાવંદનો મલાહજો પણ કરવો લાજમછે. જે
બાઝ પોતાના ખાવંદને પોતાની બરાબરના દરજ્જાનો ગણે તે ઘણી નાદાનછે.
બલકે આ જમાનામાં ઓરતોએ એવો ખરાબ રવઇઓ એખતીઆર કીધોછે,
કે જે અદબથી બીલકુલ ઉલટોછે. જ્યારે કેટલાએક સહિઓ પોતપોતામાં
બેસી વાતો કરેછે, ત્યારે ઘણુંકરી એવી વાતો ચલાવેછે, કે ફલાણીનો ખાવંદ
તેની સાથે કેવી રીતે વરતેછે? એક કહેછે કે "બેન મેં તો તેને એવી તરેહથી
દબાવી રાખ્યોછે, કે શું તાકાદ કે મારી વાત ના પાડે ઇઆ તેથી ઉલટો જવાબ
દે." બીજી વડાઇ કરેછે કે "જ્યાંસુધી ખડાયો ખુશામદ નથી કરતો, ત્યાંસુધી
હું ખાણું ખાતી નથી." ત્રીજી પતરાજી મારેછે, કે "હુંતો દસ વાર પૂછેછે
ત્યારે એક જવાબ ભાગ્યે આપુંછું." ચોથી ડીંગ ચલાવેછે, કે "જોઇએ તેટલો
વાર તે નીચે બેસી કાં ન રેહ, તોપણ બંદીએ તો ઢોલીઆપરથી ઉતરવાની
કસમ લીધેલા." પાંચમી ટકા ચહડાવેછે કે "મારી જબાનથી જે કંઇ નીકળેછે,
તે પૂરૂ કરાવુંછું, ત્યારેજ રહુંછું!" વેહવામા ટોણા ટુચકા પણ એવીજ મત-
લબથી નીકળેલાછે, કે ખાવંદ તાબેદાર અને ફરમાબરદાર થઇ રહે. કેથેતો
ખાટડાંપર કાજળ પાડીને મીયાંને સુરમો લગાડવામાં આવેછે, તેની મતલબ
એકે મારી ઉમર ખાસડાં ખાતો રહે, ને ચૂં કે ચાં નહિ કરે! કેથેતો નહાની
વખતે અંગુઠાની તળે બીડું રાખ્યામાં આવેછે, અને પછે તે મીયાને ખવગ-
વેછે, તેનો અર્થ એકે તે પગે પડતો રહે! આ વાતોથી ખોલ્લુંછે, કે ઓરતો
મરદોનો દરજ્જો અને એખતીઆર કંમ કરવાપર આતૂરછે; પણ એ રીત
ઘણી બૂરીછે અને હમેશાં એનો બદલો ખરાબીથી ખાલી નથી. મરદોને
ખોદાએ વાઘ બનાવેલાછે. અગર દબાવ, ને જબરદસતીથી તેને જેર કરવા
ચાહેતો તે નહિ બનવા સરખુંછે. તેઓને જેર કરવાની ઘણી સેહેલી તદ-
બીરતો ખુશામદ અને તાબેદારીછે. માટે જે હેમક ઓરત પોતાનો દબાવ
નાખીને મરદને જેર કરવા ચાહેછે, તે મોટી ભૂલ કરેછે. તેઓ શરૂઆત-
થીજ ફેસાદનું બી રોપેછે, ને તેનું છેવટ બચીત કરી ફેસાદ ભરપુંજ આ-
વેછે, જોકે તરત વેળા તે સમજતી નથી.

"બેટી અસગરી, મારી સલાહ એ છે, કે તમે વાતચિત્ત તથા ઉઠવા
બેસવામાં પણ પોતાના ધણીનો અદબ મલાહજો રાખજો. આ કેવી રીતછે
કે! શાદી વીહવા મોટા ભાવથી થાયછે, અને એ પછીજ વહુ સાથ સાસુ
નણદોનો બીગાડ શરૂ થતો જાયછે! એનું કારણ ગોર કરવા જોગછે. લગ-
નની અગાઉ સુધી છોકરો મા બાપ સાથ રહ્યો, અને ફકત તેઓની સાથ તેને
તાલૂકો હતો. મા બાપે તેને પાળી પરવરશ કીધો, ને એવી આશા રાખતાં
રહ્યાં, કે બુઢાપામાં અમારી ચાકરી કરશે. પણ વીહવા પછે વહુ ઉંબરમાં પગ
મૂકતાંજ એ ફિકર કરવા માંડેછે કે ખાવંદ આજને આજજ મા બાપને છોડી

૬. એવી રીતે લડાઇ સદા વહુઓ તરફથીજ ઉત્પંતી પામેછે. અગર વહુ
કબીલામાં હળી મળીને રહે, અને શાશુને એવું નહિ જણાએ કે એ છોકરાને
અમારાથી છોડવવા ચાહેછે, તો કદી ફેસાદ ઉભો થાએજ નહિ. આતો સરવે
કોઇ જાણેછે, કે લગન પછી મા બાપ સાથનો સંબંધ થોડાજ દિવસનોછે;
આખર જુદુ ઘર માંડીને માટી બૈઅર જુદાં રહેશે, અને દુનિઆમાં એમજ
થતું આવેલુછે, પણ નથી જણાતું કે કમબખત વહુઓને એવી અધીરાઇ કયાંથી
થાયછે, કે જે કાંઇ થવાનુંછે તે હમણાંનું હમણાંજ થાય. વહુમાં એક એબ
ચુગલી કરવાની હોયછે, જેથી જયાદે ટંટો વધેછે, તે એમકે સાસરેની જરા
જરા વાતો આવીને માને કહ્યા કરેછે. મા પણ ખંતી થઇને તેને પૂછયા
કરેછે. પણ એ કહેવા અને પૂછવાથી લડાઇ તથા ઝઘડો ઉઠવા સિવાય બીજું
કાંઇ હાંસલ હોતું નથી. કેટલીએક વહુઓ તો એવી મગરૂર હોયછે, કે સાસ-
રામાં ગમે તેવું સારૂં ખાવાનું કે ગમે તેવું સારૂં પેહડવાનું મળેછે, તોપણ તેને
તુચ્છકારથી જુએછે. એ વાતોથી ખાવંદનું દિલ તૂટી જાયછે. માટે અસ-
ગરી તમોને ઘણી સંભાળ રાખવી જોઇએ. સાસરાની દરએક ચીજની
કદર બુજવી જોઇએ, અને તમારે હમેશાં ખાણું ખાઇને તથા કપડાં પેહે-
રીને આનંદી જાહેર કરવી જોઇએ, જેથી જણાએ કે તમે તે પસંદ કીધું.
માસરોમાં નવી વહુએ આ વાતનો પણ ખ્યાલ જરૂર કરી રાખવો જોઇએ,
કે ત્યાં ઉચાટ દિલથી નહિ રેહેવું. જોકે ઘરોબો નહિ હોવાના સબબથી અ-
જાણ્યા લોકોમાં જીવ નહિ લાગે એ ખરૂંછે; તોપણ જીવને સમજાવવો જોઇએ.
નહિ કે ગયાંતો રડતાં, ત્યાં રહ્યાંતો રડતાં, જતાં વખત નહિ લાગ્યો કે આ-
વવાનો તકાજો શરૂ કરવાં માંડવો. ધીમે ધીમે પ્યાર મેળવવાને માટે ચાલોનો
રેવાજ ઘણો સારોછે. ઘણો વધારે મહિરાનો શોક જણાવવાથી સાસરી-
યાંને અણગમતું થાયછે. વાતચિતમાં મધ્યમ દરજજે રેહેવું, ઇઆને નહિ
એટલી ઘણી કે વગર કારણે બકબક કહેવાએ, અને નહિ એટલી થોડી કે
મગરૂર સમજાએ. ઘણું બકયાથી છેવટ રંજીદા થવું પડેછે. રાત દહાડો
જેતે બકયા કરીએ, તેમાં હજારો તરેહનું બોલાએ, અને નહિ જણાએ કે
એવી ટકટક કરતાં શું વાત મોઢામાથી નીકળી જાય. વળી નહિ એટલું
થોડું બોલવું જોઇએ કે બોલવાને વાસતે લોક ખુશામદ ને કાલાવાલા કરે.
જીદ અને ભરમની કોઇ વાત કરવામાં શોભા નથી. અગર કોઇ વાત ત-
મારી મરજીથી ઉલટી પણ હોએ, તો તે વખતે તેને ખમી રાખો, ફરી કોઇ
બીજે વખતે લાએક રીતે તે બાહેર કાહાડવાને બની આવશે. કોઇ ચીજની
ફરમાશ કરવી નહિ જોઇએ. ફરમાશ કીધાથી આદમી આંખમાં હલકું
પડેછે, અને તેની વાત નકામી થઇ જાયછે. જે કામ સાસુ નણંદો કરતી
હોએ તે કામ તમે પોતે કરવાને શરમ ના ધારશો. નાહના ઉપર મેહરબાની

અને મોટાંનો અદબ કરવો, એ સરવેનાં દિલ હરી લેવાને વાસતે ઘણી સારી તદબીરછે. પોતાનું કોઈ કામ બીજાઓના ભરૂસા ઉપર નહિ રાખવું જોઇએ, તથા પોતાની કોઈ ચીજ બેદરકારીથી નાંખી મૂકી નહિ જોઇએ, કે બીજું કોઇ તેને ઉઠાવી લે. જ્યારે બે માણસો છુપી છુપી વાતો કરતાં હોય તો ત્યાંથી ખીશી જવું જોઇએ, અને પોતે તેની કનવાર પણ નહિ કરવી, કે તેઓ પોતપોતામાં શું વાત કરતાં હતાં, અને વળી જરૂર કરી એમ પણ નહિ ગુમાન કરવું કે તે મારે વાસતેજ ઘૂશઘૂશ કરતાં હશે. પોતાની રીતભાત પેહેલથીજ અંદાજા મલાહજા સાથે રાખજો. જેઓમાં જલદીથી ઘણો મેળાપ થઇ જાએછે, તેઓમાં ફૂટફાટ પણ જલદીજ ઉભી થવા લાગેછે. છેવટે હું ચાહુંછું કે તમે દરરોજ જરૂર વગર પણ આ કાગજને કમમાં કમ એકવાર વાંચ્યા કરજો, કે જેથી એની મતલબ તમારી નજર આગળથી ખસે નહિ; અને દુઆ— લા૦ દુરઅંદેશખાન.

## સાસર વાસ.

બાપનું ઉપલી મતલબનું કાગજ મળ્યાથી અસગરીના દિલમાં મોહોબ્બતના જોસસાએ કાંઇ અજબ અસર ઉપજાવી. તેને બેઅખતીઆર રૂડવાનો ડોસો ભરાઇ આવ્યો, પણ તરતનીજ પરણી આવેલી તેથી સાસરાંમાં રડી શકી નહિ, ને તામોશ કરી ગઇ. પછે બાપના કાગજને આંખોમાં દાબી ઘણીએક જતનથી પોતાના રોજમેળની ચોપડીમાં મૂક્યું, અને દરરોજ અચૂક તે કાગજને વાંચ્યા કરતી તથા તેની મતલબ ઉપૂર ગોર કર્યા કરતી હતી. જ્યાંસુધી અસગરી તરતની સાસરે ગએલી હતી ત્યાં તલક તેનો જીવ ઘણો ઘેભરાતો હતો, કેમકે એકદમ માનું ઘર છોડીને નવાં ઘર અને નવાં આદમીઓમાં તેને રહેવું પડયું. એનો ખવાસ પેહેલેથીજ કામકાજ, ને મેહેનત કરવાનો હતો, તેથી અહીઆં નકામું તેને એક ઘડી પણ ચેન નહિ પડતું હતું. તેમજ મહિનાઓ સૂધી ઓરડીમાં ચૂપચાપ બેસવું પડયું. બાપના ઘરમાં જે છૂટાપણું હતું તે અહીંઆં નહિ મળી શક્યું. સાસરે આવતાંજ તેની દરએક હાલચાલને લોકો જોવા તથા ટીકવા લાગ્યાં. કોઇ મોઢું ટીકવા લાગ્યું, કોઇ ચોટલાની લંબાઇ વિચારવા લાગ્યું, કોઈ કદની ઉંચાઇને જોવા લાગ્યું, કોઇ જણસ ભાવ ટટોળવા લાગ્યું, કોઇ કપડાં તપાસવા લાગ્યું, ખાતી વેળા કોઇને તેના બુકોજ ગણવાપર ધ્યાન. બુક કેટલો મોટો લીધો? મોઢું કેટલું ઉઘાડયું, કેમ ચાવ્યું, ને કેમ ગળયું? ઉઠતી વેળા સાડીપર નેગાહ, કે સાડી કેવી રીતે ઓઢીછે, પાએજા કેમ બેસ્યાછે. સૂતી તો તેના વખત પર નજર રાખતું, કયારે સૂતી, કયારે ઉઠી. ટૂંકામાં એવી તમામ હરકતો અને શકો તેની આંખ તળે હતી. એ હાલતમાં અસગરીને

જબરૂં દુઃખ થતું હતું. પણ તે પૂરી શાણી અને કેળવણી પામેલી હતી, તેથી આ સખત તપાસમાં તે સરવે વાતે સરસ ઉતરી, અને તેની સરવે ચાલહાલ સાસરીઆંને ભાવી. તે વાત કરતી તો એટલીબધી વધારે નહિ કે લોકોને કહેવું પડે, કે કેવી છોકરીછે, ચાર દિન થયા પરણી આવીછે, ને નથી કોઇ બોલાવતું તોપણ બકબક કરી રહીછે. વળી એટલું કમ પણ નહિ કે બરી-અલ અને ટીચકું ચઢેલી જાણે. ખાણું ખાતી તો નહિ એટલું વધારે, કે મોહોલ્લામાં ચરચા થાએ, તથા સાસુ નણંદો માથું ઉઠાવી બેસી રહે ને તેની એને કાંઇ અસર નહિ થાએ. સૂતી તો નહિ એટલી સકાળે કે ચરાગમાં બતી પડે, ને નહિ એટલી ઘણા વખત સુધી કે ગોયા મુરદાં સાથ શરત બકી હોય. રીતછે કે નવી વહુને મોહોલ્લાની છોકરીઓ ઘેરી બેસેછે. તેમ અસગરીની પાસે પણ જ્યારે જોઇએ ત્યારે પાંચ દસ મોજુદ હોતીથી. પણ અસગરીએ કોઇ સાથ ખચીત દોસ્તી નહિ માંડી હતી. અગર કોઇ છોકરી સારો દહાડો બેસી રહેતી, તોપણ એમ નહિ કહેતી કે બાઇ તમારે ઘેર જાઓ. અગર કોઇ આવી નહિતો તેને એમ પણ નહિ પૂછતી કે બેન તમે ક્યાં હતાં, ને કેમ નહિ આવ્યાં? અસગરીની એવી તરેહની મુલાકાત અને મુદારાતની રીતથી ધીમે ધીમે છોકરીઓનું ટોળું ઓછું થઇ ગયું. અગત કરીને મોહોલ્લાના હલકાં લો-કોની છોકરીઓ તો ચાટવાની સગીઓ હોયછે. જ્યારે તેઓએ જોયું કે, નથી પાનનું એક બીડું મળતું કે નહિ કાંઇ સોદો સામાનની ભેટ, તેથી છ સાત દિવસમાં એક પછી એક સઘળી ખરી ગઇઓ.

અસગરીએ પેહેલાં પોતાની નણંદ મેહમુદા સાથ પ્રીત બાંધી. મેહ-મુદા જાતે બચ્ચું હતું, તે થોડામાંજ હળી ગઇ. સારો દહાડો તે અસગ-રીની પાસેજ ઘુસાઇ બેસતી. એથી કોઇવાર તેની મા કહેતી કે "આ ભોજાઇ પર એટલી મેહેરબાન શાથીછે? વડી ભોજાઇના ઓળાથીતો તું નાસતી ફરતી હતી!" મેહમુદા તેનો જવાબ દેતી, કે "તેઓ તો મને મારતાં હતાં. મારાં નાહનાં ભાભીજી તો મારી ઉપર પ્યાર કરેછે." મેહમુદાના મળવાથી અસગરીએ પોતાનું અચ્છું કામ કાહાડી લીધું. પેહેલાં તો તમામ ઘરનો હાલ બલકે તમામ કબીલા અને મોહોલ્લાનો અહેવાલ મેહમુદાને પૂછી પૂછીને જાણી લીધો, તથા જે વાત શરૂઆતમાં શરમ અને લજ્જતના સબબથી પોતે કહી નહિ શકતી હતી, તે મેહમુદાની મારફતે કહેવડાવ્યા કરતી. અસગરીએ ઘરના કામમાં ધીમે ધીમે પગપેશારો એવી રીતે કરવા માંડયો, કે સાંજના મેહ-મુદા પાસે રૂ મંગાવી ચેરાગની બતીઓ વણી આપતી, તરકારી સમારતી, મેહમુદાનું ફાટું તૂટું કપડું સીવી આપતી, સાસુ તથા વરને વાસતે પાન બનાવી આપતી. રફતે રફતે રાંધણી સુધી જાવા લાગી, ને ઘરમાંની બુઢી દાસી અજમતને ભુજવા, તથા વઘારવામાં સલાહ આપવા લાગી, તે ઇહાં સુધી કે અસગરીની મરજી પ્રમાણે ખાણું રંધાવા લાગ્યું.

## અજમત દાસીનો અખતીયાર.

જ્યારથી અસગરીએ ખાણામાં હાથ ઘાલવાનું શરૂ કીધું, ત્યારથીજ ઘર-વાળાંઓએ પણ જાણ્યું કે ખાણું પણ અજબ નેયામતછે. પછીતો એવું થઇ ગયું કે જો કોઇ દહાડે અસગરીથી અજમતને સલાહ આપવાને નહિ બનતું તો ખાણું ફીકું ફીકું પાછું ફરતું હતું. સાસુ વહુની લડાઇ એતો જાણે મુકરર કાયદોછે, પણ અસગરી એવી લડવાને લાએક હતીજ નહિ; ત્યારે તેનો હુનર લડાઇનું કારણ થઇ પડયું. દાસી અજમતે આ ઘરની દરએક બાબદમાં એવું તો માથું મારેલું હતું કે કુલે કામોનો આધાર એ દાસીપર હતો. સોદો, સામાન, કપડાં, અનાજ, જે કાંઇ બજારમાંથી આવતું તે સરવે એ અજમતને હાથે આવતું. ઝવેર, જણસ સુદ્ધાં પણ એજ અજમત કરાવી લાવતી. કરજની જરૂર પડતી, તો તે પણ એ અજમતની મારફતે કહડાવ્યામાં આવતું! ટૂંકામાં અજમત મરદોની પઠે એ ઘરનો કારોબાર કરતી. જ્યારથી અસગરીએ ખાણામાં હાથ ઘાલ્યો, ત્યારથી એ અજમતની ઘાવલી જણાવા લાગી. એક દહાડે મસાલાના કવાબ પકાવા મૂકયા હતા, અને અસગરી રાંધણીમાં બેસી તે દાસીને દેખાડતી હતી. જ્યારે ગોશત ચરીને તૈયાર થયું ને દહીં મસાલો લગાડવાનો વખત આવ્યો, ત્યારે અસગરીએ દાસીને કહ્યું, "દહીં મને ચખાડો, ખાટું કે વાસી હશે તો કવાબ બગડી જાશે." દાસીએ દહીંનું દોણું કાહડીને અસગરીના હાથમાં આપ્યું. અસગરીએ ચાખ્યું તો ખાટું બટ, કંઇ દહાડાનું વાસી, લીલું લીલું, પાણી જુદું, ને દહીંની છારી જુદી. અસગરીએ કહ્યું, "ઓહો! કેવું ખરાબ દહીંછે. એતો મુતલક કવાબમાં નાખવા લાએકનું નથી. ડોસાં જલદી જાઓ, અને દુકાનીનું સારૂં તાજું, મીઠું દહીં જોઇને લાવો." દાસી બોલી, "ઘેલીબાઇ, સેર ગોશતના કવાબોમાં દુકાનીનું દહીં! ઉટના મોંમાં જીરૂં! એટલાંથી શું થવાનું? આ દહીં જે તમે પસંદ નહિ કીધું તે એક આનાનુંછે." એ સાંભળી અસગરી અચરત થઇ ગઇ ને બોલી, કે "અમારા ઘરમાં તો વારેવાર કવાબ બનતા હતા, તેમાં હમેશાં શેર ગોશતમાં દોઢ પૈસાનું દહીં નાખતાં હતાં, એ હિસાબે તો દુકાનીનું મેં વધારે સમજીને મંગાવ્યું, કે કવાબ સારા નરમ અને રાતા બને." દાસી બોલી, "તમે બાઇ પોતાના મોહોલ્લાનો હિસાબ કેતાબ રેહેવા દો. ભલા કયાં ચાંદચોક ને કયાં તીર કમાનનો દરવાજો? જે ચીજ ચાંદચોકમાં પૈસે મળેછે, તે અહીંઆં એક આને પણ નથી મળતી. એ ધૂળમળયો મોહોલ્લો તો ઉજડ નગરી ને સુનો દેશછે; હમેશાં દરેક ચીજનો તોટો ને દર ચીજનો દુકાળ રેહેછે." જોકે ખાણામાં વાર લાગતો હતો તેથી અસગરી આ સાંભળી ચૂપ રહી ગઇ, અને દાસીને કહ્યું, "ખેર જેટલાનું મળતું હોય, તેટલાનું તાકીદે લાવો." મગર અસગરી એટલી ભોળી નહિ હતી

કે દાસીની વાતને ખરી માનતી. તેથી પોતાના દિલમાં કહેવા લાગી કે જરૂર કાંઇ કાળું ધોળું છે. દમડી અરધીનો ફરક હોયતો તેની દરકાર નહિ, પણ આતો ગજબ જેવુંછે, કે એક શેહેરના બે મોહોલ્લાઓ વચ્ચે બમણો, ચોગણો ફરક ! એ દહાડાથી અસગરી પણ ચોકિલી રહી.

બીજે દિને દાસી પાન લાવી તે જોઇ અસગરીએ કહ્યું, "ડાસાં, તમેતો બીલકુલ લીલાં પાતરાં ઉઠાવી લાવોછો. એમાં નથી કાંઇ લેજત આવતી, કે નથી કાંઇ સ્વાદ આવતો. હમણાં તો થંડાની મોશમછે, માટે ખાસાં પાકાં પાકાં પાન સોધીને લાવ્યા કરો." દાસીએ કહ્યું, "પાકાં પાનતો પૈસાનાં બે આવેછે અને ઇંહાં બોદા રાખે અરધી જુહુરીનો રોજનો ખપછે. એ વિચારથી હું નવાં પાન લાવુંછું." એટલામાં અસગરીને ઘેરથી તેની દાસી કફાએતનેસા ખેરસલાહની ખબર અંતર પૂછવા આવી પહોંચી. એ વખતે પાનની ભાંજગડ ચાલતીજ હતી. અસગરીએ પોતાની દાસીને પૂછ્યું, "કેમ બાઇ કફાયતનેસા, તમોને આજ કાલ શું ભાવે પાન મળેછે ?" કફાયતનેસાએ કહ્યું, "બાઇ પૈસાનાં ૧૬." અસગરીએ પેટી ઉઘાડીને બે પૈસા કફાયતનેસાના હાથમાં આપ્યા ને કહ્યું, "આ મોહોલ્લાની પાનવાળી પાસેથી પાન લઇ આવો." કફાયતનેસા મોટા મોટા કરારી દળદાર ચાલીસ પાન લઇ આવી. અસગરીએ કહ્યું, "ચાંદનીચોક કરતાં પણ દર પૈસાનાં ચાર પાન વધારે મળયાં" કફાયતનસાએ કહ્યું, "બાઇ આ મોહોલ્લો શેહેરને મુખડે આવેલોછે તેથી જે ચીજ શેહેરમાં આવેછે તે આએ દરવાજે થઇ આવેછે. ગોશત, અનાજ, પાન, એ ચીજો આ મોહોલ્લામાં સસતી મળેછે. પણ તાજી તરકારી સબજમંડઇથી સીધી કાબુલી દરવાજે થઇને શેહેરમાં જાએછે તેથી તે કાંઇએક મોઘી મળતી હશે. પાકાં પાન ૪૦ મળયાં પણ જો કાચાં લેતે તો ૬૦ મળતે." અસગરીએ કહ્યું, "આ વાંજણી અજમતતો દરએક ચીજમાં એમજ આગ લગાડેછે, વાસતે કફાયતનેસા તમે બે ચાર દિન અહીંઆં રહો, હું માને કહેવાડીશ. ત્યાંનું કામ બે ચાર દહાડા કોઇપણ સંભાળી લેશે." કફાયતનેસાએ કહ્યું, "બીબી હું હાજરછું." ટૂંકામાં ચાર દહાડા સુધી કફાયતનેસાને હાથે સરવે જાતનો સોદો સામાન બજારમાંથી આવ્યો, અને દરએક ચીજમાં અજમતની ધાવલી જણાઇ. પણ એ સરવે વાત એવી રીતે ચરવાઇ કે તેની કશી ખબર અસગરીની સાસુને પડી નહિ. માત્ર અસગરીએ, કફાયતનેસાએ અને અજમતેજ જાણ્યું, કાંએકે અસગરી ઘણી મુરવત અને શરમવાળી ઓરત હતી. તેણે જાણ્યું કે એ બુઢી દાસીને બદનામ ને રૂસવા કરવાથી ફાએદો નથી. રાતના ખાધાથી પરવાર્યા પછી માળા ઉપર અસગરી પાન ખાતી હતી, કફાએતનેસા પણ પાસે બેઠેલી હતી એટલામાં અજમત ત્યાં આવી. કફાયતનેસાએ કહ્યું, "કેમ બેન અજમત, એ

શું વાતછે, ચોરી કપો નોકર નથી કરતો, જુઓ આ ઘરવાળી મોજુદછે, સાત વરસ સુધી બરાબર એઓની ચાકરી કીધી, ઘરનો સરવે કારોબાર એઓ ચલાવતાં હતાં, ખોદારાખે અમીરી ઘર અને અમીરી ખરચ, હજારો રુપિ-આનો સોદો એઓના હાથથી આવ્યો, હક દસ્તુરીતો કેમ કરી કહું કે નથી લીધી, એટલું લેવું તો હમે નોકરોનો ધરમછે, જોઇએતો ખોદા માફ કરે, જોઇએતો મારે. પણ એથી જ્યાદેતો હજમ થઇ શકતું નથી. એથી આગળ વધવું એતો નીમકહરામી કહેવાએ." અજમતે કહ્યું, "બેન, મારો અહેવાલ કોણ નથી જાણતું, કે હમણાં મારી બળા છુપાઉં. હા હુંતો ચોરૂછું ને લુટુંછું. પણ તે કાંઇ હમણાંથીજ નહિ; પણ સદાથી એતો મારૂં કામછે. જરા મારી હાલતપરતો જુઓ, કે આ ઘરમાં કેવી બલાનું કામછે? અંદર કે બાહાર હું એકલી. ચાર ચાકરોનું કામ મારા એખલીના જીવપર પડેછે. ત્યારે બેન વગર લાભેતો કોઇ પોતાનાં હાડકાં એવી રીતે નહિ મોરે. બાઇએ કેટલીએક વખતે મને કાહાડી વટીક મૂકી હતી, પણ આખર પાછી બોલાવી. સમજનો ફેરછે, કોઇ એમ સમજે ને કોઇ તેમ સમજે. ચાર આદમીને બદલે હું એકલીછું, ત્યારે ચારનો પગાર પણ હું એકલીને મળવો જોઇએ."

એ અજમતનો અહેવાલ એમછે કે એ ઓરત પચીસ વરસથી એ ઘરમાં હતી, અને હમેશાં લુટવાપર મંડેલી હતી. એક દિનની વાત હોએતો ઢંકાઇ ચંપાઇ જાએ. નવે દહાડે એનો ફરેબ નવો નવો જણાતો જાતો. કેટલીએક વખત કાહડી મૂકેલી. જ્યારે કાહડી મૂકી ત્યારે વાણિઆ, કાપડીઆ, સોની, કસાઈ, તરકારીવાળો ઇત્યાદિ પાસેથી જે જે એની મારફતે ઉધાર–સુધાર મંગાવેલું, તેઓ આવી ઉઘરાણી અને તકાજો કરતા. એ ધાસતીને મારે તેને પાછી બોલાવી રાખતાં હતાં. એવી રીતે ચોરી અને સરજોરી અજ-મતનાં કીસમતમાં લખેલી હતી; તેથી તે જણાવીને લેતી અને દેખતાંદેખત ચોરતી, તથા દેખાડીને કાહાડતી અને જણાવીને મુકરર કરતી. ઘરમાં આમદાની ઓછી અને પતરાજી વધેલી. ખાવામાં મોટાઇ, કપડામાં વડાઇ, એથી કરી સઘળો વહીવટ કરજમાં હતો, અને કરજની ચીરધાર અજમતના દમથી ચાલતી હતી. તે ગાઇ વગાડીને કહેતી હતી કે "મારૂં નીકળવું સેહેલું નથી, ઘર લીલાંકે કરાવીને નીકળીશ, ઉપકારને બદલે અપકાર બજાવીને જઇશ."

## અજમતે ફીતનો રચવા માંડીયો.

હવે જ્યારે ઉપર કહ્યું તેમ અસગરીએ હિસાબ કેતાબમાં પુછપરછ કરવી શરૂ કીધી, તો અજમત અસગરીની જાની દુશમન થઇ ગઇ, અને એવી ગોઠવણ કરવામાં પડી, કે અસગરીને તેના ખાવંદ અને સાસુ સાથ અણબનાવ ઉપજાવે. અસગરી તેની આ ધારણાથી અજાણી હતી; બલકે

જ્યારે અસગરીએ જોયું કે દાસી ઘરની તમામ કુલ મુખ્તીઆરછે, ને એ પોતાની ચાલથી નથી પાછી ફરવાની, કે નથી ઘરમાંથી નીકળવાની, ત્યારે પોતાના દિલમાં કહ્યું કે "હવે નકામી ફીકરફીકમાં શું ફાયદો? હું ફોકટમાં દાસી આગળ શા માટે ભૂંડી થાઉં." પછે બબરચીખાનામાં જવું તથા રાંધણામાં હાથ ઘાલવાનું બીલકુલ મૂકી દીધું. ઘરનાઓનેતો અસગરીના હાથનું સ્વાદ લાગી ગયું હતું, તેથી તેઓ મોહું મચડાવા લાગ્યાં. કોઇ કહેતું, "ઓહોહો! ગોશત મોઢામાં કચર કચર લાગેછે." કોઇ બોલતું "દાળમાં નીમક જેહેર જેવું થઇ ગયુંછે, તે જીભપર નથી મૂકાતી." પણ અસગરીને કોણ કહે કે "તમે ખાણું રાંધો." નાચારીએ જેવું સારું માઠું અજમત રાંધી સીંધીને મૂકી દેતી, તેવું પીરસવામાં આવતું હતું. એક વેળા વરસાદની મોસમમાં વાદળ ઘેરાઇ આવ્યું હતું, અને નાહના નાહના છાંટા પડતા હતા. થંડી હવા ફુંકવા માંડી હતી, એ વેળાએ મોહોમદ કામેલે કહ્યું, "આજેતો મીઠાં ભજીઆં જીવને ભાવેછે, પણ તે ખબરદાર વહુ બનાવે ત્યારે." અસગરીતો માળા ઉપર બેસી રહેતી હતી, તેને ખબર નહિ કે મોહોમદ કામેલે ભજીઆંની ફરમાશ કીધીછે. અજમત દાસી ઘી, સાકર, ચણાનો આટો વગેરે સામાન લઇ આવી, અને મોહોમદ કામેલને કહ્યું, "સાહેબજાદા લ્યો, સરવે સામાનતો હું લઇ આવી. હવે જઇ વહુજીને બોલાવી લાવુંછું." માળા ઉપર ગઇ, પણ અસગરીને ભજીઆં વિશે કશું પણ કહ્યું કે જણાવ્યું નહિ, ને તરતજ પાછી ઉતરી આવીને કહેવા લાગી, કે "વહુ કહેછે કે મારૂં માથું દુખેછે." અજમતથી ચાલુ ખાણુંતો નહિ રંધાતું હતું તેમાં વળી મીઠાં ભજીઆં શું ધૂળ બનાવે! સરવે ચીજોનું સતીઆનાસ વાળી કરીને મૂકી. કેટલી હોંસથી મોહોમદ કામેલે ફરમાશ કીધી હતી તે આવું બદમજાદ પકવાન ખાઇને ઘણો ઉદાસ થયો. માળ ઉપર ગયો તો બીબીને જોઇ કે તે પોતાની ઇજાર સીવતી હતી. આથી જીવમાં નાખુશ થયો કે ઇજાર સીવતાં માથું નહિ દુખ્યું, ને જરા ભજીઆં બનાવવા કહ્યું તો માથાના દરદનું બહાનું કાહડયું! આ પેહેલીજ નાખુશી મોહોમદ કામેલને અસગરી તરફની પેદા થઇ.

દસ્તુરછે કે માટી બૈરમાં બીગાડ એવીજ નાહની નાહની બાબદોથી પેદા થતો જાએછે. ઘણુંકરીને નાહની ઉમરમાં લગન થઇ જાયછે; તેવા વખતમાં લાંબી અક્કલ નહિ ધણીમાં હોતી કે નહિ ધણીઆણીમાં. અગર જરા જેટલી પણ વાત મરજીથી ઉલટી જણાઇ તો ધણી જુદા અકડી બેસેછે, ને ધણીઆણી પોથરો ચહડાવી જુદાં સુવેછે. જ્યારે એકજ જગોએ રહેવું વસવું થયું, તો આમણુંસામણુના નાહના નાહના કુહુરાપાથી મોટું રૂપ પકડે તેમાં નવાઇ નથી. જરાજરા ચચરાટનો વધારો ધીમે ધીમે પોતાના એખલાસ અને મેલાવટમાં મોટું ફીતૂર ઉભું કરેછે. અને બન્નો તરફથી મજાહજો અને

ખાતરદારી ઉઠી જાયછે, ને તમામ ઉમર ખાસડાં પેજારમાં ગુજરેછે. સૌથી સારી તદબીર એછે કે માટી બૈઅર શરૂથી પોતાનો મામલો એકબીજાની સાથ સાફ રાખે, અને સેહેજ જેવા કુહુરાપાને પણ ઉભો થવા નહિ દે. નહિતો એવી નાહની નાહાની ચચરાટ એકઠી થઈને છેવટે જબરો ફેસાદ અને બીગાડ થઇ જશે. એવો મીનાકેશો ઉભો નહિ થવા દેવાની હીકમત એછે કે, જ્યારે કાંઈ જરા જેટલી પણ વાત મરજીથી ઉલટી બને ત્યારે તેને દિલમાં નહિ રાખવી. મોઢ મોઢું કરીને તેની સફાઇ કરી નાંખવી. અગર મોહોમદ કામેલમાં અકલ હોતે, ને તે આ હીકમતને સમજતો હોતે, તો ખચીત પોતાની ઓરતને ઠપકાની રીતે પૂછતે કે, "કેમજી જરા જેટલું કામ તમારાથી નહિ થઇ શકયું ને માથું દુઃખવાનું ઓઠું બહાનું કાહાડયું." એટલે એજ વખતે બે ચાર બોલોમાં ભાંજગડ પતી જતે, અને બુઠીયા અજમતના કારસતાન ઉઘાડાં પડતે. પણ મોહોમદ કામેલતો મોઢા ઉપર છાપ માર્યો, ને દિલમાં દુઃખનું દફતર ભર્યું હતું.

અસગરીને મોહોમદ કામેલની કમમેહેરબાનીથી ઘભરાટ ઉપજ્યો, ને સમજી કે ખોદા ખેર કરે, લડાઇની શરૂઆત જણાએછે. સાસુને જોઇ તો તે પણ ફુંગે મોઢ જણાઈ. આથી તે ઘણી અચરતીમાં હતી, કે અરે ખોદા એ શું વાતછે! હજુતો એ વાત પૂરી નહિ થઈ હતી, કે અજમતે એક બીજું ફીતૂર ચલાવ્યું. રમજાન મહિનો નજદીક આવેલો હતો તેથી મોહોમદ કામેલની માએ અજમતને કહ્યું, કે "દાસી, રમજાન માથે આવેછે, માટે હમણાંથી તેયારી કરતાં ચાલો. નાહનાં મોટાં સરવે વાસણો કલઈ કરાવાનાંછે, ઘરને વરસ દિવસ થયો ચૂનો નથી ધોળ્યો. વાસ્તે લાલા હજારીમલને કહો કે જેમ બને તેમ કેયેથી ૫૦ રૂપિઆ આપે, ઇદનો ખરચ માથે ચાલ્યો આવેછે." દાસી અજમત બોલી, "ખબરદાર વહુતો પોતાની માને ઘેર મેહેમાન જશે, અને મેં સાંભળયુંછે કે એનો બાપ તેહસીલદાર પણ આવનારોછે, તે જરૂર બંન્ને છોકરીઓને બોલાવશે. વળી મેં એક ઠેકાણેથી સાંભળયુંછે કે ખબરદાર વહુનો એવો એરાદોછે કે પોતાના બાપની સાથે તે પણ પરદેશ જશે. વહુ જશેતો આપણા નાહના સાહેબજાદા પણ જશે. ત્યારે બીબી તમારો એકલો જીવછે તો ઘરમાં ચૂનો ધોળાવી, અને વાસણને કલઈ કરાવીને શું કરશો? પેલો કમબખત હજારીમલતો એવો બેમરવત થઇ ગયોછે, કે દરરોજ તેનું આદમી દરવાજા ઉપર આવી પૈસાનો તકાજો કરેછે, તો તેને કરજ કેમ કરી આપશો?" મોહોમદ કામેલની મા એ સાંભળી થડી થઈ ગઈ, અને થંડી થઇ જાએ એવીજ એ વાત હતી. ઘરના ધણીએ તો જ્યારથી લાહોર ગયા, ત્યારથી ફરીથી ઘરની ફિકર જોઇ હતી નહિ. છ મહિને કે વરસ દહાડે જ્યારે જીવમાં આવ્યું તો કાંઈ મોકલતા, નહિતો કાંઈ નહિ. મોહોમદ આકેલ વડો છોકરો તો માથી જુદો પડી ચૂકયો હતો. ફકત મોહોમદ કામેલનો દમ ઘરમાં હતો. તે ગયો એટલે સરવે

પૂરૂ હતું. મોહોમદ કામેલની માએ અજમતને પૂછ્યું. "અરે સાચું કહે શું ખબરદાર વહુ ખચીત જવાની?" દાસી બોલી, "બાઈ, જાએ નહિ જાએ એતો ખોદા જાણે, મેં તો જે સાંભળ્યું હતું તે કહ્યું." મોહોમદ કામેલની માએ પૂછ્યું, "અરે કમબખત કોણથી સાંભળ્યું ને કેમ જણાયું?" દાસી બોલી, "સાંભળવાનું જો પૂછો તો કફાયતનેસા પાસેથી મેં એ રૂપિઆ ઉછીના માગ્યા હતા. તેણે કહ્યું કે હું આપતે તો ખરી પણ પાહાડપર જનારછું, તે ઉપરથી મેં તેને બાબદ પૂછી, તેથી જણાયું કે સરવે વાત ઠીકઠાક થઇ ચૂ-કીછે, માત્ર તેહસીલદારને આવવાની ખોટીછે. ઇદને બીજે દિને એ સ-ઘળાઓ રવાના થશે. વળી સાંભળવા પર શું મુજાકોછે, ખોદાને જોયો નથી પણ અકલથી તો પીછાન્યોછે! બીબી, શું તમોને ખબરદાર વહુના ઢંગોથી સમજ નથી પડતી. જુઓ, પેહેલાં તો વહુ ઘરનું કામકાજ સઘે જોતી ભા-ળતી હતી, હવે તો માળા પરથી નીચે ઉતરવાના પણ જાણે કસમ ખાધાછે. બાપને નામના કાગજપર કાગજો લખાઈ જાએછે, તો જવા સિવાએ વળી તેમાં બીજું શું હોય?" મોહોમદ આકેલની મા એ અહેવાલ સાંભળીને ફેસ થઇ એજ વિચારમાં બેઠી હતી, તેટલામાં મોહોમદ કામેલ, બાહેરથી આવ્યો. માએ મોહોમદ કામેલને પાસે તેડીને પૂછ્યું. "કામેલ, એક વાત પૂછુંછું તે સાચેસાચી કહેશે?" મોહોમદ કામેલે કહ્યું, "વારૂં એવી તે શું વાતછે કે હું તમારાથી છુપાવીશ!" માએ જે કાંઇ દાસીથી સાંભળ્યું હતું, તે બોલેબોલ દીકરાને કહ્યું. મોહોમદ કામેલે કહ્યું, "માતાજી, હું સાચું કહુંછું, કે મને એના કસી ખબર નથી. મારી આગળ ખબરદાર વહુએ એવી કાંઇ વાત કીધી નથી." મોહોમદ કામેલની મા બોલી, "ચાલ જૂઠા! મારા આગળ વાત ઉડાવેછે? આટલી મોટી વાત ને તેની શું તને ખબર નહિ?" મોહોમદ કામેલ બોલ્યો, "તમને એકીન નથી આવતું, તો તમારા સિરના કસમ ખાઇ કહુંછું કે મને માલમ નથી." એટલામાં અજમત ડોસી આવી નીકળી. મોહોમદ કામેલની માએ કહ્યું, "કેમરે અજમત, કામેલતો કહેછે કે મને ખબર નથી." અજમત બોલા, "મીયાં, તમે ભલું માનો કે બુરૂં, તમારી ઘણીઆણી જવાની તૈયારીઓ તો કરી રહીછે. કદાચ તમારાથી છુપાવતી હશે. એ કાંઇ પેલી મીજાજદાર વહુ નથી કે જેના પેટમાં વાત સમાતી હતી નહિ, એતો ખબરદાર વહુછે, કે જે કોઇને પણ પોતાનો ભેદ નહિ આપે." મોહોમદ કામેલની માએ પૂછ્યું, "વારૂં કામેલ એ વાત સાચી હોયતો તમારો શું ઠરાવછે?" મોહોમદ કામેલ બોલ્યો, "વારૂં એ કેમ કરી બની શકે. કે તમને એકલાં મૂકી હું ચાલી જાઉં? તેમજ ખબરદાર વહુ પણ એવું તે શું માથું ધરાવેછે, કે પૂછ્યા પરછીયા વગર ચાલી જશે. વળી હું આજે ખબ-રદાર વહુને પૂછીશ કે એ શું વાતછે." માએ કહ્યું કે "એ વાંજણી દાસીની

વાતપર ભરૂસો નથી, માટે હમણાં વહુને કાંઇ પૂછપરછ કરતા ના, જ્યારે વાત ખરી પડશે ત્યારે જોઇ લઇશું."

એવી રીતે દાસી અજમત અસગરીને તેની સાસુ તથા મોટી સાથે અણબનાવ કરાવવાની તદબીરમાં હતી, પણ અસગરીને કોઇએ મોઢમોઢું પૂછ્યું કે કહ્યું પણ નહિ. તે પણ એ સઘળાઓના દેખાવથી પામી ગઇ હતી, કે જરૂર કાંઇ એમાં ખેંચતાણછે. અસગરીની પાસે મેહમુદા મોટી જાસુસ હતી, તે જરાજરાની વાતો અસગરીને કહ્યા કરતી હતી. એથી દાસીની સરવે બદજાતી અસગરીને જણાઇ ગઇ હતી. પણ અસગરી એવી હેમક નહિ હતી, કે જલદીથી બીગાડ કરી બેસતી. તે એવી ફિકરમાં હતી, કે આ પંચાતીમાં પોતાની તરફથી કાંઈ કહેવું સાંભળવું મુનાસેબ નથી. આખર કોઇને કોઈ વાર વાત ઉંઘાડી પડશે, ત્યારે જોઈ લઇશું. અસગરીએ પોતાના દિલમાં કહ્યું કે "ઠીકછે અજમત, જોતો સહી, ઇનશાલ્લા તુંને પણ કેવી સીધી બનાવુંછું. હમણાં ઈહાંસુધી તારૂં ભેજું ચળી ગયુંછે, કે ઘરમાંને ઘરમાંજ ફેશાદ કરાવેછે! ઇનશાલા તને ઇહાં મારૂં કે જ્યાં પાણી નહિ મળે, અને એવી તને ઉખાડું, કે ફરી આ મોહોલ્લામાં આવવું તારા નસીબમાં નહિ બને." અજમતની કમબખતી તેના માથાંપર ચઢી બેઠેલી હતી, તેથી તેણે ત્રીજી એક તદબીર અસગરીપર ઉભી કીધી. હજારીમલની તો આદત હતી, કે જ્યારે કોઇવાર અજમતને પોતાની દુકાનપરથી આવતી જતી જોતો, ત્યારે તેને અટકાવીને છેડતો, કે "કેમ મામા, હમારા હિસાબ કીતાબની કાંઇ યાદછે?" તેમજ સાતમે આઠમે ઘેર આગળ ઉઘરાણી કરાવતો. એક દિને રવઇઆ મુજબ અજમત સોદો લેવા બજારમાં જતી હતી, તેને હજારીમલે રોકી. અજમત બોલી, "અએ લાલા, શું તમે મને દરરોજ ચીઢવવાનું મુકરર કરી રાખ્યુંછે, કે શું? જ્યારે મને જુઓછો ત્યારે તકાજો કરોછો. જેને આપોછો તેની પાસેથી માગો, ને તે ઉપર તકાજા કરો, હું બિચારી ગરીબ આદમી, મારી પૈસાની ઓકાત, મારી સાથે અને વાણિઆઓના લેણદેણ સાથે શું સંબંધછે?" હજારીમલે કહ્યું, "એ તમે શું બોલોછો, કે મારી સાથ સંબંધ નથી! દુકાનપરથીતો તમે લઇ જાઓછો, હાથને હાથજ પીછાણેછે. માટે અમેતો તમોને પીછાણીએ છીએ, ને તમારી સાખ ઉપર ધીરીએ છીએ. અમે ઘરવાળાંને શું જાણીએ?" અજમતે કહ્યું, "એ લાલા, જરા ધ્યાન ધર, એવો ઘરનો ભોળો! મારી એવી તે શું પુંજી તમે જોઈ લીધી. નથી મારી પાસે જાગીર કે દોલત, અને તમે આંખ મીચીને શેંકડો રૂપિયા મને ધીર્યા! અગર મને આપ્યા, તો જાઓ મારી પાસેથીજ લેઈ પણ લેજો. મારા જે મેહેલ ઉભા હોએ તે વેચાવજો. સરકારમાં જે મારૂં પેનશન હોએ, તે બંધ કરાવજો." દાસીની એવી રોકડી વાતો સાંભળીને હજારીમલ ઘણો ઘભ-

રાયો, ને દાસી સાથ મેળાવટની વાતો કરવા લાગ્યો, અને બોલ્યો કે "આજે તો તમે કોઇ સાથે વઢીને આવેલાં જણાઓછો, જરા કહો તો શું વાતછે. બાઈજી સાહેબે કાંઇ કહ્યું ? ઇઆ સાહેબજાદો કાંઇ ગોસ્સે થયોછે ? અહીંઆં આવો." એમ અજમતને કહીને દુકાનપર જે છોકરો બેઠેલો હતો, તેના હાથમાં એક પૈસો આપીને કહ્યું કે "જલદીથી બે બીડાં જરદો નખાવીને તૈયાર કરાવી લાવ."

જ્યારે દાસી બેઠી, ત્યારે હજારીમલે હશીને પૂછ્યું. "જણાએછે કે આજે ખચીત કોઇ સાથ મરાઇ આવ્યાંછો ?" દાસીએ કહ્યું, "ખોદા ન કરે, શા વાસતે લડું ? તમે બીજવી તો ખરેખરૂં મેં પણ કહી દીધું. સાચી વાતથી બુરૂં શું કરવા લાવોછો." હજારીમલે કહ્યું, "એતો ઠીકછે. વેહેવાર તો માલેક સાથેછે, પણ તે તમારા હાથથી થાએછે કે નહિ ? નથી અમારે નામની ચીઠી કે પતરી. તમે ધણીના નામથી જે માગ્યું તે આપ્યું." અજમત બોલી, "હા એમ બોલો, એમાં હું કયાં ના પાડું છું, જે લઇ ગઇછું તે હજારોમાં કહી દેઉં, લાખોમાં કહી દેઉં, અને અમારી બાઈ પણ (રૂવે રૂવેથી દોઆ નીકળેછે) બિચારાં કદી તકરાર નથી કરતાં." હજારીમલ બોલ્યો, "મામાં, બેગમ સાહેબ તો ખરેખર ઘણાં અમીરછે; વાહ શું વાતછે." પછી હજારીમલે ધીરજથી પૂછ્યું, "નાહની વહુજીના કેવા હાલછે ? તે કેવીછે ? પોતાની મોટી બેનના પગલાં પરછે, કે જુદી તરેહનો મીજાજછે ?" દાસીએ કહ્યું, "લાલા, કાંઇ પૂછોના, છોકરી તો અમીર ઘરનીછે, પણ દિલની ઘણી કંજૂસછે. દમડીનો સોદો પણ જ્યાંસુધી ચારવાર બદલાવી નહિ મંગાવે ત્યાંસુધી પસંદ નથી પડતો. હા ખોદા રાખે હુન્નર, સલુક તો દુનિઆંની વહુ દીકરીઓ કરતાં ભરપૂરછે. ખાણું સારામાં સારૂં પકાવી શકેછે, ને સીવવામાં દરજીઓ, ને દરજણોને માત કીધાંછે. પણ લાલા, અહીઆં અમીરીની વાત નથી. પેહેલ વેહેલાં તો મારી ઉપર પણ રોક તોક શરૂ કીધી હતી. લાલા, તમેતો જાણોછો, મારૂં કામ કેવું ઠાવકું હોયછે ? આખરે તેઓ થાકીને બેઠાં. બેગમ સાહેબતો ઓલીઆં આદમીછે, અને તેઓનાજ દમ કદમની બરકતથી ઘર ચાલેછે, હમે ગરીબ પણ તેમના દામન પકડી રહેલાં છીએ. ઘણા લોકોએ બેગમ સાહેબને ભડકાવ્યાં, પણ ખોદા સલામત રાખે, તેમના દિલપર ક્રોધ નહિ આવ્યો, અને કોઈ રીતનો સખુન તેમણે મોઢથી કાહાડયો નહિ." હજારીમલે કહ્યું "મેં સાંભળ્યુંછે, કે નાહની વહુજીને ઘણી મોટી રીત મળી ?" અજમત બોલી, "ખાક, મોટી કરતાં પણ ઉતરતું." હજારીમલે કહ્યું, "ઘણું તાજુબછે, એના લગનની વખતેતો એના બાપ ખાનસાહેબ તેહસીલદાર થયેલા હતા, વડી છોકરી કરતાં વધારે આપવું લાજમ હતું." અજમતે કહ્યું, "ઓહો ! તેહસીલદારને

કાંઈ દોશ નથી, તે બિચારાએતો મોટી તેયારી કીધી હતી, પણ એજ છોટી બેટીએ માબાપના ભલાને માટે કહી કહીને સરવે ચીજનો કમ કરાવી." હજારીમલે કહ્યું, "અગર એમછે, તો વડી બેનની પડે એ પણ જુદું ઘર માંડી રેહેશે." અજમત બોલી, "જુદું ઘર શાનું પણ એતો જબરી ધૂળ ફકાવશે. વડી વહુ મીજાજદાર હતી, પણ દિલની સાફ, અને એતો જુબાનની મીઠી ને દિલની ખોટીછે, કોઈ ગમે તેવું પણ જીવ પટકીને કામ કરે, તોએ એના ખાતરમાં નહિ આવતું. વાત પણ કહે તો ભેદમાં, મોઢાપર કંઈ ને દિલમાં કંઈ, નહિબા એ ઓરત એક દહાડો નિભાવનારી નથી. હમણાંતો બાપ પાસે પાહાડ ઉપર જવાની તેયારીઓ કરી રહીછે." હજારીમલે પૂછ્યું, "લાહોરથી હમણાં કોઈ કાગજ આવ્યુંછે કે નહિ?" અજમત બોલી, "દરરોજ ઘંતેજારી ખેંચેછે, નથી જણાતૂં કે શું શબબછે. કોઈ કાગજ પતર નથી આવ્યું, બાઈજીતો ખરચની વાટેવાટ જુવેછે, ઈદના દહાડા માથે આવી ચૂકયાછે. વળી પરમ કે ચોથે દહાડે મને કહેતાં હતાં, કે હજારીમલ પાસેથી પચાસ રૂપિઆ કરજે લાવજે." હજારીમલ કરજનું નામ સાંભળતાંજ ચોંકયો ને બોલ્યો, "આગલા રૂપિઆનો રસ્તો કરી આપો, તો હવેપછીનાને વાસતે થઈ ચૂકશે. હવેતો મારો ભાગીયો માનતો નથી, બેગમ સાહેબને સારીપડે સમજાવીને કહેવું, કે જ્યાંથી બની આવે ત્યાંથી રૂપિઆ અદા કરે, નહિતો મને બદનામ ના કરશો." અજમત બોલી, "તમારા રૂપિઆ ખોદા અપાવશે તોજ મળશે, બેગમ સાહેબ કયાંથી આપશે? તેવણ બાલેબાલતો કરજદાર થઈ ગયાંછે. કણીઓ જુદો જીવ લેછે, કાપડીયો જુદો તકાજો કરેછે." હજારીમલે કહ્યું, "મને બીજા માગનારાઓ સાથે શું લાગેવળગેછે? હમારી દુકાનનો હિસાબતો બેગમ સાહેબને સફાઈ કરવોજ પડશે. હુંતો બેગમ સાહેબના ઘરનો ઘણો મલાહજો રાખુંછું, પણ મારો ભાગીયો છદામીલાલ હવે માનતો નથી. અગર તે એ અહેવાલ જાણેતો આજે ફરિઆદી ઠોકી દે." અજમત બોલી, "એ સરવે વાત બેગમ સાહેબને હું કહીશ, પણ ઘરનો જરાએ જરા હાલ મને ખબરછે. ફરિઆદી કરો કે નાલેસ કરો, નથી રૂપિઆ કે નથી તેમાં આપવાની શક્તિ, રૂપિઆજ હતેતો વળી કરજ શું કરવા કરતે?"

એટલી વાતો થયા પછી, અજમત હજારીમલ આગળથી ગઈ, ને સોદો સામાન લઈ ઘરમાં આવી તો બીબીએ પૂછ્યું, "મામા, તું બજારે જાએછે, તો એટલી બેફિકર થાએછે, કે રાંધવા સીધવાનો કાંઈ પણ વિચાર તને રહેતો નથી? જોતો ખરી, કેટલો દિવસ ચહડી ગયોછે, હવે કયારે ગોશત ચહડશે ને પકશે? ને કયારે ખાણું તેયાર થશે?" અજમત બોલી, "મુઆ હજારીમલના જઘડામાં એટલો વખત થઈ ગયો. તે મુઓ દરરોજ જતાં આવતાં મને ટોકયા કરેછે. આજે મારો જીવ ઉકળી આવ્યો તેથી મેં કહ્યું, 'કે

શું તુંએ મારી રોજ રેવડી કરવાનો ઠરાવ કરી રાખ્યોછે કે શું?—જીવ કાંએ કાહાડયા કરેછે, જરા ધીરજ ધર, લાહોરથી ખરચનું આવવા દે, પછે તારો આગલો પાછલો સરવે હિસાબ ચૂકવ્યામાં આવશે, તે મુઓ તો મારે માથે થઇ ગયો, ને ભરી બજારમાં મારી ફજેતી કરવા લાગ્યો." બીબી બોલી, "હજારીમલને શું ભરાઇ ગયું? તેતો એવો નહિ હતો! ઘણા વરસોથી તેની સાથ લેણુદેણુ ચાલેછે, કોઇવાર વેહેલું પણ આપ્યું ને કોઇવાર મોડથી, પણ કોઇ વખતતો તેણે તકરાર નહિ કીધી હતી?" અજમતે કહ્યું, "બીબી, કોઇ બીજો માહાજન દુકાનમાં ભાગીયો થયોછે, તે મુઆએ ધાંધલ કરવા માંડીછે. જેની જેની ઉપર લેણું હતું, તે ઉભાં ઉભાં વસુલ કરી લીધું છે. જેણે નહિ આપ્યું, તેની ઉપર ફરિઆદી માંડી. હજારીમલે કહ્યુંછે કે, 'બેગમ સાહેબ આગળ ઘણા ઘણા હાથ જોડીને મારી તરફથી કહેવું કે, એમાં મારું કાંઇ ચાલતું નથી, જેમ બને તેમ બે ચાર દિવસમાં રૂપિઆનો રસ્તો કરી આપવો; નહિતો છદામીલાલ બચીત ફરિઆદી માંડશે.'" એ ખબર સાંભળવાથી મોહોમદ કામેલની માને જબરી ધાસતી ઉપજી. તેની નાહની બેન અમીર બેગમ, ખાનમના બજારમાં રહેતી હતી, અને તે જરા જીવણાળી હતી, તેથી બીબીએ અજમતને કહ્યું કે, "મામા, લાહોરથી તો કાગજ પત્ર કે કાંઇ આવ્યું નથી, ત્યારે ખરચનું આવવાની ઉમેદ કયાંથી હોય? અગર સાચેમાચ હજારીમલે ફરિઆદી માંડી તો કેમ થશે? મારી પાસેતો એટલો સરસામાન પણ નથી કે તે વેચીને આપીશ, અને ફરિઆદી થયા પછી પણ આપીશું તો બેઇજતીછે; નામ તો આખા શેહેરમાં વગોવાશે. ડોલી લઇ આવ હું અમીર બેગમ પાસે જાઉંછું, જોઉં ત્યાંથી કાંઇ તદબીર બની આવે." અજમત બોલી, "બીબી, ફરિઆદતો કરી રાખેલીછે, જેણે મોઢથી કહ્યું તેને કરતાં શું વાર લાગેછે? અને નાહની બેગમ સાહેબ બિચારીની પાશે કયાંથી રૂપિઆ આવે? તેતો પોતેજ હમણાં તંગીમાંછે." બીબી બોલી, "આખરે કાંઇ કરવું તો પડશેજ." અજમતે પાસે જાઇને ધીમેથી કહ્યું, કે "એક મહિનાને વાસતે ખબરદાર વહુ પોતાનાં કડાં આપતે તો વાત ઢંકાઇ જતે. તરત પેલા એ કડાંને મારગેજ મૂકીએ, તો અરધું દેવું હજારીમલનું અપાઇ જાય. મહિના એકમાં મીયાં ખરચનું મોકલી દેતો તેમાંથી, અગ્ગા હું કોઇ બીજા સરાફ પાસેથી લાવી તે છોડવીશું." બીબીએ કહ્યું, "અરે તું કાંઇ ઘેલી થઇછે, ખબરદાર! એવી વાત મોઢથી પણ કાહાડવી નહિ. અગર રહેવાનું ઘર સુધ્ધાં વેચાઇ જાએતો તે મને કબૂલછે, પણ વહુને તો નહિ કેહું." અજમત બોલી, "બીબી, મેંતો એવા વિચારથી કહ્યું, કે વહુ હોય કે દીકરી હોય તે કોઇ પારકું નથી. વળી જો બોદા ન કરે, વેચી નાંખવાની નઇઅત હોએતો એક મહિનાને વાસતેછે. એક ચીજ ઘસકોતરીમાં નહિ પડી રહી,

ને સરાફને ત્યાં રાખી મૂકી, કે જેમાં તેની ખાતરજમે રહે." બીબીએ કહ્યું, "વહુ દીકરીમાં ઘણો ફરક હોયછે, અને વળી તરતના વીહવા થએલીને કોઇ એવી વાત કહેતું હોશે? જો ખબરદાર ફરીથી એવી વાત જબાનથી નો કાહાડતી. એવું નહિ થાએ, કે મેહમુદાના કાનપર જાએ, અને તે વહુ આગળ ફોડી બાળે." અજમત બોલી "મેહમુદા હમણાં ઉભી ઉભી સાંભળતી હતી, પણ તે બચ્ચુંછે, તેને હજુ એવી વાતોની સમજ નથી." બીબીએ કહ્યું "ડોલી લઇ આવ, હું બેન આગળ જાઉં તો ખરી, પછી જેમ સલાહમાં આવશે તેમ કરીશું."

બીબીતો ડોલીમાં બેસી ખાનમના બજાર તરફ ગયાં, અને મેહમુદાએ સરવે વાત ખબરદાર વહુને જઇને જણાવી. અસગરીને બીજુંતો કાંઈ સુજ્યું નહિ, પણ તરત પોતાના વડા ભાઈ બેરઅદેશખાનને એક કાગજ નીચેની મતલબનું લખ્યું.

## અસગરીએ લખેલાં કાગજની નકલ.

"બોજોરગ બેરાદર સાહેબ,

"માન તથા ઇજત સાથ સલામત.

"અદબ બંદગી કીધાબાદ—જરૂરની મતલબ અરજ કરૂંછું કે, ઘણા દિવસ થયા મેં પોતાનો અહેવાલ તમને નથી લખ્યો, કાંએકે જે અરજ પતર બોજોરગ બાવાની ખીદમતમો મોકલુંછું, તે તમારા વાંચવામાં પણ ખચીત આવતો હશે. હમણાં એક જરૂરની વાત આવી પડીછે, તે હું તમારીજ ખીદમતમાં અરજ કરવી વાજબી સમજુંછું. તે એછે કે જ્યારથી સાસરે આવીછું, ત્યારથી કોઇ તરેહથી મને રંજીદા થવું પડયું નથી, અને વડી બેનને જે વાતોની રાવ ફરિઆદ કરવી પડતી હતી, તેવી કોઈ વાત તમારી દોઆથી મારી સાથે નથી. સરવેજણા મારી ઉપર મોહોબત રાખેછે, અને હું ખુશી ભરેલી રહુંછું, ફક્ત એક દાસી અજમતના હાથથી એવી મને ઇજાછે, કે જેવી કોઇને ખરાબ મીજાજની સાસુ, કે બદજુબાન નણંદથી પણ નથી હોતી. એ ઓરત આ ઘેરની પુરાણી દાસીછે, અને ઘરમાંના તથા બાહેરના સરવે કામો એના હાથમાંછે. એ ઓરતે ઘરને લૂટીને સીહા ખાક કરી નાખ્યુંછે. હમણાં એટલું કરજ થઇ ગયુંછે, કે તે અદા કરવાની તદબીર સુજતી નથી. કોઈ પણ તરેહનો બદોબસ્ત ઘરમાં નથી. મેં કેટલાએક દહાડા સુધી ઘર ખટલાના ચાલુ કારોબારમાં હાથ ઘાલ્યો હતો, તેથી જણાઈ આવ્યું, કે દરએક ચીજમાં ચાવલી અને દરએક વાતમાં ઠગાઈ હતી. મારી રોકતોકથી મામા અજમત મારી દુશમન થઇ પડીછે, અને તે દહાડાથી દરરોજ નવો નવો ફેસાદ ઉભો કરતી રહીછે. જોકે હજુ સુધી કોઇ નાખુ-

શીની વાત ઉઠી નથી, પણ એ દાસીનું રહેવું મને ઘણું ઘાસતી ભરેલું લાગેછે, તેમ એનું નીકળવું પણ ઘણું મુશકેલછે. તમામ બજારનું કરજ એનીજ મારફતથીછે. એને કાહાડી મૂકવાનું નામ પણ નીકળે તો માગનારાઓને જઇને ભડકાવે. વળી કરજનો નથી હિસાબ કે નથી કેતાબ, જુબાનની ટાંકપર સરવે લેણું દેવું રહેલુંછે. હું ચાહુંછું કે સરવે લોકોના હિસાબ કેતાબ નક્કી થઇને લખાએ, નોધાએ, અને હરેકના પરમાણ મુજબનો હીસ્સો મુકરર કર્યામાં આવે, અને હવે પછી કરજે લેવાનો ચાલ બંધ થાએ; તથા દાસીને કાહાડી મૂકવામાં આવે. ભરૂસોછે કે બોજોરગ બાપની સાથે તમો પણ રમજાનના તીરથ પર તસદી લેશો. હું ચાહુંછું કે તમો મેહેરબાની કરીને લાહોર થઇને આવો, અને મારા સસરાજીને જેવી રીતે બની આવે તેમ ઓછામાં ઓછા બે હફતાને વાસતે પોતાની સાથ લાવવા. તમો સરવેની સામે એ તમામ મામલો પૂરતી ખૂબી સાથે ચૂકી જશે. હું આ કાગજને ઘણા ઘભરાટના વખતમાં લખુંછું. કોઈ સરાફ ફરિઆદી કરવા ઉઠયોછે, ને દાસીએ સલાહ આપીછે કે મારા કડાં મારગેજ મૂકવાં. સાસુમાએ રૂપિઆના બંદોબસ્તને વાસતે આ વખતે માસીસાસુને ત્યાં ગયાંછે."

## મસીઆઈ બેહનો વચ્ચે ચાલતી વાત.

એકસમથી આવી રીતે અસગરીએ બાહપર કાગજ લખ્યો, અને બીજી તરફથી પોતાની માસીને કહેવડાવ્યું કે "હું એકલીછું, માટે બેન તમાશાખાનમને બે દહાડા મોકલવી; મેં સાંભળયુંછે, કે તે તમારે ત્યાં રહેવા આવેલીછે." તેજ સાંજના તમાશાખાનમ પણ આવી પહોંચી, ને ડોલીમાંથી ઉતરતાંજ મોટેથી બોલી, "અરે ભલી બેન અસગરી, તમારા જેવીતો કોઇ બેમરવત નહિ હોએ. મેં માસાબાવાનું કાગજ તમારી પાસે મંગાવ્યું હતું! તે તમે નહિ આપ્યું!" અસગરીએ કહ્યું, "અરે! કોણ માગવા આવ્યું હતું?" તમાશાખાનમ બોલી "જુઓ, આ મામા અજમત હાજરછે. કેમ બાઈ, ગયા શુક્રરવારે તમે મારે ઘેર આવ્યાં હતાં, તારે મેં તમને કહ્યું હતું કે નહિ?" અજમત બોલી, "હા બાઇ, એમણે તો કહ્યું હતું, પણ હું કમબખતને વાત યાદ રહેતી નથી; અહીંઆં આવતાં ઘરના ધક્કારામાં ભૂલી ગઇ." અસગરી ધામેથી બોલી, "તમોનેતો લુટવા ને કજીઓ કરાવવાનુજ યાદ રહેછે." પછે તમાશાખાનમને કહ્યું, "કાગજ હાજરછે, અને વળી એક નવી ચોપડી પણ આવીછે, તેમાં ઘણી મજેની વાતોછે, તે પણ તમે લેતાં જજો." અસગરીએ દાસીની સરવે વાત જરાએ જરા તમાશાખાનમને કહી. તમાશાખાનમ મીજાજની ઘણી આકરી હતી, તે તરતજ ખાસડું લઇને ઉઠી, ને અજમતને મારવા ચાલી. અસગરીએ તેના હાથ પક-

ડાને પાછી બેસાડી દીધી, ને કહ્યું, "ખોદાને વાસતે બેન એવો ગજબ ના કરો, હમણાં ઉતાવળાં ના થાઓ, સરવે બાત બગડી જશે." તમાશાખાનમે કહ્યું, "તમે એમજ અખાડા કરીને પોતાનો વક્કર ખુઓછો, બેન અગર હું તમારી જગાએ હોતેતો ખોદાના કસમ ખઇ કહુંછું, કે મુએલીને ખાસડાંના મારથી એવીતો સીધી બનાવતે, કે ઉમર સુધી યાદ રાખતે." અસગરીએ કહ્યું, "જુઓતો ખરાં ખોદા કરેછે તો એ નીમકહરામપર ખોદાનો માર પડશે, હજુ થોડા વખતની ઢીલછે.

એ પછે તમાશાખાનમે પૂછ્યું, "તમારી સાસુ પોતાની બેનને ત્યાં શા માટે ગયાંછે?" અસગરીએ કહ્યું, "તે બિચારાં પણ એજ વાંજણી દાસીના હાથથી ઘેરેઘેર અથડેછે. કોઇ શરાફનું દેવુંછે, તે વિશે દાસીએ આજે આવીને કહ્યું કે 'તે ફરિઆદી કરનારછે,' તેના રૂપિઆની તદબીરમાં ગયાંછે." તમાશાખાનમે પૂછ્યું, "કયો શરાફ ફરિયાદી કરનારછે?" અસગરીએ કહ્યું, "નામતો હું નથી જાણતી." તમાશાખાનમે દાસીને તેડી પૂછ્યું, "અજમત કયો શરાફછે?" અજમત બોલી, "બીબી, હજારીમલ." તમાશાખાનમે પૂછ્યું, "પેલોજ હજારીમલ નહિ, કે જેની દુકાન ઝવેરી બાજારમાંછે?" અજમતે કહ્યું, "હા બાઇ, હા તેજ હજારીમલ." તમાશાખાનમ બોલી, "તેની સાથે તો હમારા સાસરાને પણ લેણદેણછે, જોઉં શું મુઆની તાકાદછે કે ફરિયાદી કરશે. હું અહીંઆંથી જઇને તમારા સાસરાઆ ભાઇને કહીશ, જુઓતો ખરાં તે કેવો તેને પાંસરો બનાવેછે." બે દિવશ તમાશાખાનમ અસગરીની પાસે રહી, ને ત્રીજે દીને રવાને થઇ અને જતાં જતાં કહેતી ગઇ કે, "બેન અસગરી તમોને મારા સિરના સોગંદછે કે જ્યારે તમારા સસરા આવે, અને આએ સરવે ભાંજગડ નીકળે, ત્યારે મને જરૂર બોલાવજો, અને અજમતને મને સોંપજો."

મોહોમદ કામેલની મા જે પોતાની બેનને ઘેર ગએલી હતી, તેને બેને એવું કહી થોભાવી રાખી કે, "હેં બેન કદીમદીતો તમે આવ્યાંછો, તો એક હફતોતો રહો." તોપણ દરરોજ આદમી ખબરદાર વહુની ખબર અંતર પૂછવા આવતું હતું. અજમતે બેઠી બેઠી વળી એક નવો બુટ્ટો ઉભો કીધો. એ વખતમાં "લાટ" સાહેબને આવવાની વકી હતી તેથી શેહેરની સફાઇ કરવાને વાસતે હાકેમ તરફથી ઘણી તાકીદ થઇ. દરેક મોહોલ્લા અને દરેક ગલીમાં એવાં જાહેરનામાં ચોંટાડવામાં આવ્યાં કે, 'સરવે લોકોએ પોતપોતાની ગલીગુચીઓ સાફ કરવી તથા દરવાજા બાહેર ચૂનો ઢોળાવવો, અગર કોઇ જગોએ કચરો પુંજો મળશેતો ઘર લીલામ કીધામાં આવશે.' એવીજ મતલબનું એક જાહેરનામું એ મોહોલ્લાની ભાગળ ઉપર પણ ચોંટાડવામાં આવ્યું હતું. બુઢીયા અજમત રાતની વખતે જઇને મોહોલ્લાના દરવાજા ઉપરથી

તે જાહેરનામાનું કાગળ ઉખેડી લાવી છુપાછુપ પોતાના દરવાજા ઉપર ચોંટાડી દીધું, પછે બડી બામદાદ થતાં અંધારામાંજ, ખાનમના બજારમાં મોહોમદ કામેલની માને ખબર કરવાને દોડી ગઇ. હજુતો ઘરનો દરવાજો પણ નહિ ઉંઘડેલો હતો, તેવામાં તેણે સાદ માર્યો. મોહોમદ કામેલની માએ સાદ પીછાણ્યો, અને બોલી, "અરે દોડો દરવાજો ખોલો, અજમત આવે કવખતે કેમ દોડતી આવીછે!" અજમત સામે આવી તો પૂછ્યું; "મામા, ખેરીયતતોછે?" અજમતે કહ્યું, "બીબી, ઘર પર એશતાર ઇઆ અશતાર (એશતેહાર) કંઇ થાએછે તે ચોટાડેલુંછે. જણાએછે કે હજારીમલે ફરિઆદી કીધેલી." મોહોમદ કામેલની માએ પોતાની બેનને કહ્યું, "લ્યો બેન, હુંતો જાઉંછું. જઇને હજારીમલને બોલાવીને સમજાવીશ, ખોદા તેના દિલમાં રેહેમ મૂકે." બેન બોલી, "બેન, હું ઘણી શરમીનદિછું, કે મારાથી રુપિઆનો બંદોબસ્ત નહિ થઇ શકયો, પણ મારા ગળાની હાંસડી હાજરછે તે લેતાં જાઓ, ગીરવી મૂકયાથી કામ નીકળે તો ઠીક, નહિતો વેચી નાંખજો." મોહોમદ કામેલની માએ કહ્યું, "બેર, હાંસડી હું લઇ જાઉંછું, પણ પેલાના રુપિઆ ઘણા વધી ગયાછે તે એક હાંસડીથી શું થશે?" બેન બોલી, "આખર તેમને પણ તો કહ્યુંછે, કે હું બીજા કોઇ શરાફ પાસેથી કરજે લાવી આપશ, વાસતે તમે ખોદાનું નામ લઇને સીધારો, તે આવેછે, તો હું તે પણ પાછળથી મોકલુંછું.

## અસગરી સાસુને સાહે થવા લાગી.

મોહોમદ કામેલની મા પાછી ફરી ઘર આવી પહોંચી. દરવાજા પર ઉતરી તો એશતેહાર (જાહેરનામું) વળગાડેલું જોયું. અફસોસ કરતી આવીને ચૂપ બેસી ગઇ. સાસુનું આવવું સાંભળીને અસગરી માળા પરથી ઉતરી આવી; સલામ કીધી, અને સાસુને ગમગીન જોઇને પૂછ્યું, "સાસુમાએ, આજે તમારો ચેહેરો ઉદાસ દીસેછે?" સાસુએ કહ્યું, "હા, શરાફે ફરિયાદી માંડીછે, ને રુપિઆની તદબીર કેથેથી બની નથી આવતી. અમીર બેગમે પણ જવાબ દીધો, અને ઘર પર એશતેહાર લગાડવામાં આવીછે. જોઇએ હવે શું થાયછે." અસગરીએ કહ્યું, "તમોએ હરગેજ એની ચીંતા કરવી નહિ. અગર હજારીમલે ફરિઆદી કીધીછે તો કાંઇ ધાસતી નહિ. તમાશાખાનમના સાસરામાં તેને લેણદેણછે. તમાશાખાનમે મને ભરુસો આપ્યોછે કે, હું હજારીમલને કહેવડાવીશ, અને જો નહિ માનશે તો તેના રુપિઆનો કાંઇ રસતો કીધામાં આવશે. રંજીદા થવામાં શું ફાયદો?" સાસુએ કહ્યું, "મારો કામેલ હોતતો, હું તેને હજારીમલ પાસે મોકલતે." અસગરી બોલી, "તમે મુખતીઆરછો પણ મારા વિચારમાં તો શરાફથી બીહીવા જેવું નથી, નહિતો તે હવે પછે વધારે સેર થઇ પડશે, ને વારેવાર ફરિઆદીનો ડર દેખા-

કયા કરશે. સૌથી સારૂં તો એ છે કે આપણી તરફથી કાંઈ જણાવવું નહિ, ને બારોબાહેરથી તેના ઉપર કાંઈ દબાણ કરાવવું, કે તે ફરિઆદી કરવાના વિચારથી પાછો ફરે." મોહોમદ કામેલની માએ કહ્યું, "તમાશાખાનમ હજુ છોકરીછે, તે દરબાર કચેરીની વાતો શું જાણે ? એવું નહિ થાએ કે તેના ભરોસામાં કામ બગડી જાએ, ને હાથથી કાબુ જતો રહે." અસગરીએ કહ્યું, "હા, ખરૂંછે કે તમાશાખાનમ છોકરીછે, મગર મેં વાત ઘણી પકી કરી લીધીછે, ને મારી ખાતરી થએલીછે."

આ વાત ચાલતી હતી, તેવામાં મીયાં મોસલમે દરવાજા ઉપર સાદ કીધો. અસગરીએ કહ્યું, "જુવો મોસલમ આવ્યોછે, તે જરૂર આ બાબદમાં કાંઈ ખબર લાવ્યો હશે." અસગરીએ મેહમુદાને એશારત કીધી, તેથી તે ત્યાંથી જતી રહી. મોસલમને અંદર બોલાવ્યો અને પૂછયું, "મોસલમ શું ખબર લાવ્યા છો !" મોસલમે કહ્યું, "બેને તમોને સલામ કહેવાડીછે, અને તમારી ખેરઆફીઅત પૂછાવીછે, અને કહ્યુંછે કે હજારીમલને તેડાવ્યો હતો, ને ઘણોએક ધમકાવ્યો તથા થથરાવ્યોછે, તેણે ભરૂસો આપ્યોછે કે ફરિઆદી નહિ કરશે." એ વાત સાંભળીને મોહોમદ કામેલની માને કાંઈએક સંતોષ થયો. પણ અસગરી ઘણી અજાએબીમાં હતી, કે તમાશાખાનમે તો એમ કહેવાડયુંછે, કે ફરિઆદી નહિ કરશે, ને હજારીમલ ફરિઆદી તો કરી ચૂકયોછે, એ શું વાતછે ! વળી એશતેહારની બાબદ પણ અજબછે. હું ઘરમાં ખરેખુટ બેઠેલી છતાં તેની મને ખબર નહિ. હાકેમની એશતેહાર હોતે તો કોઈ ચપરાસી કે સિપાઈ પોકારતે ઘઆ સાદ કરતે ! મોસલમ ગયો, ને અસગરીએ મેહમુદાને કહ્યું, "જાઓ દરવાજા ઉપર જે કાગજ ચોટાડેલુંછે તેને ધીમેથી ઉખેડી લાવો." મેહમુદા કાગજ ઉખેડી લાવી. અસગરીએ વાંચ્યું તો, તેમાં માત્ર મોહોલ્લા સફાઈ કરવાની બાબદ હતી, ફરિઆદીનું કશું જીકર નહિ હતું. સમજી ગઈ કે એ પણ અજમતબાઈની ચાલાકીછે ! સાસુને તો એ વાત જણાવી નહિ, પણ તેમને સારીપેઠે ધીરજ દીધી, કે "તમો ખાતરીથી બેસી રહો, ફરિઆદીની કશી ધાસ્તી નથી." સાસુએ કહ્યું, "તમારા કહેવાથી ફરિઆદી વિશે તો ખાતરજમે થઈ, પણ 'શબેબરાત' તથા 'રમજાન'ના તેહવારો માથે ચાલ્યા આવેછે, બંધો તીરથોમાં ખરચજ ખરચછે. લાહોરથી કાગજ પતર પણ આવવું બંધછે, એ ફિકરથી મારૂં લોહી ઉડી જાએછે." અસગરીએ કહ્યું, "રમજાનને તો હજુ ઘણા દિવસ પડેલાછે, બોદા રોજી રજકનો પહોંચાડનારછે, તેટલાં સુધી તો ગેબથી કોઈ તદબીર બની રહેશે. હા શબેબરાતને તો ચારજ દહાડા રહેલાછે, પણ શબેબરાત કોઈ એવો તહેવાર નથી, કે જેમાં ઘણા ખરચની જરૂર પડે." સાસુએ કહ્યું, "મારે ઘેર તો વર્ષોવરસ શબેબરાતમાં વીશ રૂપિઆની ઉઠેછે.

પૂછો, એજ અજમત ખરચ કરનારી મોજુદછે." અસગરીએ કહ્યું, "ખરચ કરવામાં અજાએબી શું? ખરચ એક જરૂરીઅતને વાસતે, અને એક વગર જરૂરીઅતે થાએછે, તે મુજબ શબેબરાતમાં કાંઇ એવી જરૂરીઅત નથી, કે તેને વાસતે એટલા રૂપિઆની અગત પડે." સાસુએ કહ્યું, "દીકરી, પીર પેગંમબર વરા વડેરાના ફાતીઆ કરાવવાછે, વળી લોકોને ઘેર મોકલવું ચાકલવું જરૂરછે. બોલવામાં તો સેહેલછે, પણ લખો પાંચ રૂપિઆ હોયતો ચાલતી રીત મુજબ તમારા મીયાં અને મેહમુદાને વાસતે ફટાકા, દાડમડીનું થાએ. મોહોમદ કામેલના વેવાહ થઇ ગયા તો શું થયું, ખોદા રાખે તેનામાં તો હજુ બરચાંની વાતો ચાલી જાએછે. જ્યાંસુધી સો દાડમડી, વીશ પતંગ ને ફટાકા લેશે નહિ, ત્યાંસુધી મારો જીવ ખાઇ જવાનો, અને મેહમુદા પણ રડી રડીને બુરા હાલ કરવાની." અસગરીએ કહ્યું, "ફાતીઆને વાસતે પાંચ શેરની મીઠાઈ ઘણી થશે. મોકલવા ચાકલવામાં તો અહીંથી આવશે, ને તેજ બીજગમ જશે, અને મેહમુદા હવે ફટાકાને વાસતે જીત નહિ કરશે, હું તેને સમજાવી લેઇશ. એ મુજબ શબેબરાતનો કારોબાર જેમ બનશે તેમ હું સંભાળી લેઇશ, તે બાબદના કરજની ફિકર તમારે કરવી નહિ."

સાસુ સાથે એ વાતતો થઇ, પણ અસગરી વિચારમાં હતી કે મીયાંને ફટાકા, દાડમડીથી કેવી રીતે વારૂં. છેવટે આ હીકમતથી અસગરીએ મીયાંને સમજાવ્યો, કે વાતની વાત કહેવામાં આવે ને મીયાંને માઠું નહિ લાગે. મોહમદ કામેલની સામે મેહમુદાને છેડીને પૂછ્યું, "કે કેમ બેન, તમે શબેબરાતને વાસતે શું ધારી રાખ્યુંછે?" મેહમુદા બોલી, "જ્યારે ભાઇ દાડમડી, ફટાકા લાવશે, ત્યારે મને પણ આપશે." હજુ મોહોમદ કામેલ કાંઇ બોલે, તે અગાઉ અસગરી બોલી ઉઠી, "ભાઇતો એવી નકામી ચીજ તમારે વાસતે કેમ કરી લાવશે? મેહમુદા, દાડમડી ફટાકામાં શું મજાહ હોયછે?" મેહમુદાએ કહ્યું, "ભાભીજી, જ્યારે દાડમડી છૂટેછે, ત્યારે કેવો મજાનો દેખાવ થાએછે!" અસગરી બોલી, "મોહોલ્લામાં હજારો દાડમડી છૂટશે, તે માળ ઉપરથી તમે પણ જોઇ લેજો." મેહમુદા બોલી, "વાહ! શું ત્યારે હું નહિ છોડું?" અસગરીએ કહ્યું, "શું તમુને બીક નહિ લાગશે?" મેહમુદા બોલી, "હું શું મારે પોતાને હાથે સળગાવુછ કે?" અસગરીએ કહ્યું, "ત્યારે જેવી રીતે તમે તમારી દાડમડી બીજાંને હાથે છૂટતાં જોશો, તેમજ તેને બદલે મોહોલ્લાની જોવી, વળી મેહમુદા સાંભળો એ ઘણી માઠી રમતછે, એમાં બળી જવાની ધાસતીછે. એક વખતે મારા મોહોલ્લામાં એક છોકરાના હાથમાંથી દાડમડી ફાટી ગઇ હતી તેથી તેની બંને આંખો ફૂટી રદ થઇ, માટે એવી ગમત જોવીજ હોએતો દૂરથી જોવી. મેહમુદા વળી તમે સાસુમાનો હાલ જુવોછો? તેવો ઉદાસછે કે નહિ?" મેહમુદાએ કહ્યું, "હા, ઉદાસતોછે." અસગરીએ પૂછ્યું, "કો-

ઇવાર તમે એમ પણ વિચાર્યુંછે, કે તેઓ શા થકી ઉદાસછે?" મેહમુદાએ કહ્યું, "એતો હું જાણતી નહિ." અસગરી બોલી, "વાહ! તમે કહોછો કે માજીને હું ઘણી ચાહુંછું, તે એવીજ રીતે કે?" મેહમુદાએ પૂછયું, "પ્યારાં ભાભીજી, માજી કેમ ઉદાસછે?" અસગરીએ કહ્યું, "ખરચની તંગીછે, સરાફ કરજે નાણું આપતો નથી, તેથી તેઓ એ ચીંતામાંછે, કે મેહમુદા દારૂખાનાઓને વાસતે મમત કરશે, ત્યારે કયાંથી મંગાવી આપીશ?" મેહમુદા બોલી, "ત્યારેતો હું દારૂખાના નથી મંગાવાની." અસગરીએ કહ્યું, "શાબાશ—શાબાશ તમે ઘણાં પ્યારાં બેનછો." પછી મેહમુદાને ગળે લગાડીને તેના ઉપર પ્યાર કીધો. મોહમદ કામેલ આ સરવે વાત ચૂપ બેસીને સાંભળ્યા કરતો હતો. જોકે એ વાત વાજબી હતી, તેથી તેના દિલે પણ તે કબૂલ કરી લીધી, અને તેજ વખતે નીચે ઉતરીને મા આગળ ગયો, અને બોલ્યો, "માજી, મેં સાંભળ્યુંછે કે તમે શબેબરાતની ફિકરમાં બેઠાંછો, તો મારી ફિકર ના કરતાં, મને દારૂખાના ફટાકાની જરૂર નથી, અને મેહમુદા પણ કહેછે કે હું પણ નથી મંગાવાની."

ખરચની એક રકમતો એવી રીતે ઓછી થઇ. ફાતીઆને વાસતે બે રૂપિઆમાં ખાસી મીઠાઇ બની ગઇ. મોકલવા ચાકલવાનો બંદોબસત અસગરીએ પોતાને માથે લીધો. જ્યારે બાહેરથી ભાગળો આવ્યો, તે ઘરમાં નહિ રાખતાં, આપીને માણસ ગયું, એટલે તરત તે આ ઘરને નામે બીજે ઠેકાણે મોકલી દેવા લાગી. જ્યાં જ્યાં મોકલવાનો હતો તે સઘળી જગ્યાએ અવાર નવાર પહોંચાડી દીધું, અને બે રૂપિઆમાં ખાસી શબેબરાત થઇ ગઇ. આ બંદોબસત જોઇને અજમતતો બળી જળી ગઇ, કેમકે તેની મોટી રકમ જતી રહી. જે કાંઇ બાહેરથી આવતું, તે સરવે એ લેતી, અને જે ઘરમાંથી જતું તેમાંથી પણ અરધું કાહાડી લેતી હતી. વળી શબેબરાતનો હલવો જે સૂકવીને રાખતી હતી, તે મહિનાઓ સૂધી વસાણાની માફક ફાકયા કરતી.

શબેબરાતની બાદ અસગરીના બાપનું આવવું થયું, ને નવ દસ દિવસ વાત વાતમાં ગુજરી ગયા. રમજાનને ચાર દિવસ અગાઉ અસગરીના બાપ દૂરઅંદેશખાન સાહેબ દિલ્લીમાં આવી પહોંચ્યા. અસગરીને પોતાના બાપ આવનારછે તેની ખબર આગમચથી હતી, અને સાસુ તથા ખાવંદને કહી મૂકેલું હતું, કે જે દિને તેહસીદાર આવશે તેજ દિને હું તેમને મળવા જઇશ. જ્યારે અસગરીને બાપના આવ્યાની ખબર પડી, ત્યારે તરત ડોળી મંગાવી પોતાને ઘેર જઇ પહોંચી. બાપે જોતાં ગળે લગાડી, અને આંખમાં પાણી લાવ્યો. ઘણીવાર સધી તેની ખબર અંતર પૂછી, અને અસગરીને કહ્યું, "તમારી ખાહેશ મુજબ ખેરઅંદેશખાન લાહોર ગયાછે, અને ચાહું બોલાવુંછે, તો કાલે ઇયા પરમરોજે વેવાઇ સાહેબને લઇને આવી પહોંચશે. તે-

ઓનું એક કાગળ પણ મને રસ્તામાં મળયું હતું, વેવાઇ સાહેબને રજા મળી ચૂકીછે." અસગરી એક રાત તથા બીજો દહાડો પોતાની માના ઘરમાં રહી, અને સાંજની વખતે બાપને કહ્યું, કે "અગર રજા આપો તો આજે હું પાછી જાઉં." બાપે કહ્યું, "બની, એક હફતો તો રહો, હું વેવાણને કહેવડાવીશ." અસગરીએ કહ્યું, "જેમ તમો ફરમાઓ તેને તાબેછું, મગર સસરાજીના આવ્યા અગાઉ ઘરમાં મારે હાજર રહેવું દરૂસત દિસેછે." બાપે વિચારીને કહ્યું, "હા, એ વાત તો ઠીકછે."

## અસગરીના સસરાનું આવી પહોંચવું.

અસગરી બાપથી રજા લઇને સૂરજ આથમતા અગાઉ ઘરમાં આવી પહોંચી. બીજે દિને ખાધાની લગભગ વખતે મોહોમદ કામેલના બાપ મોલવી મોહોમદ ફાજેલ સાહેબ પણ એકાએક આવી પહોંચ્યા. એ મોલવી સાહેબ લાહોરના સરદારને ત્યાં મુખતાર હતા. એ સરકારથી તેઓને પચાસ રૂપિઆનો દરમાહેઓ મળતો હતો, તથા મકાન અને સ્વારીના ઘોડાનો ખરચ સરદારને માથે હતો. બેરઅંદેશખાન અસગરીની ભલામણ મુજબ લાહોર ગયો હતો, અને અસગરીનું કાગળ મોલવી મોહોમદ ફાજેલ સાહેબને દેખાડયું. મોલવી સાહેબ વહુનું કાગળ જોઈ ખુશ ખુશ થઇ ગયા. અમગીતો કદાચ તેઓ રજા નહિ લેતે, પણ હવે વહુને જોવાના શોકથી સરદારને ઘણુંએક પટાવી સમજાવી, એક મહિનાની રજા મેળવી, બેરઅંદેશખાનની સાથે આવ્યા. જોકે અસગરી લગ્ન બાદ સસરાની સામે નહિ આવેલી હતી. તેથી સસરાને આવેલા જાણી શરમને લીધે માળ ઉપર જઇ બેઠી. મોહોમદ કામેલની મા ઘણી અચરત હતી, કે એઓ એકાએક કેમ આવી પહોંચ્યા! મતલબ, ખાધા પીધા પછે, વાતો શરૂ થઇ, મોલવી સાહેબે બીબીને કહ્યું, "સાંભળોજી, મનેતો તમારી નાહની વહુએ ખેંચી તાણીને બોલાવ્યોછે." અને પેલાં કાગજનો તથા બેરઅંદેશખાનને આવવાનો સરવે અહેવાલ બીબીને કહ્યો અને કહ્યું, કે "વહુને બોલાવો." સાસુ માલ ઉપર ગયાં ને કહ્યું, "દીકરી ચાલો શરમાવાનું કામ નથી, તમેતો એમની ગોદમાં રમેલાં છો." સાસુના કહેવાથી અસગરી ઉઠીને સાથે ગઈ, અને સસરાને ઘણા અદબથી નમીને બેઠી. મોલવી સાહેબ બોલ્યા, "સાંભળો બાઈ, હુંતો ફકત તમારાં બોલાવ્યાથી આવ્યો છું; ને તમારૂં કાગજ જોઇને મારો જીવ ઘણો ખુશ થયોછે. ખોદા તમારી ઉમર અને નેકબખતીમાં જીઆદતી કરે. બારીકીથી જોઉંછું તો અમારા ઘરના ધન ભાગ્યગછે, કે તમારા જેવાં અમારા ઘરમાં આવ્યાં, ને હવે મને એકીન થયુંછે, કે આ ઘરનો દહાડો ફર્યોછે, અને ખોદા કરેછે તો કાલે તમારી મરજી, તથા તમારા વિચાર મુજબ સરવે ગોઠવણ થશે."

બે ચાર દિવસ સુધીતો મોલવી સાહેબ તરતના આવેલા હતા, તેથી મળવા ભેટવામાં રોકાયા, તેમજ પેહેલા બે ચાર દહાડા રોજાને લીધે ઘરના કામકાજ તરફ ધ્યાન આપવાને બન્યું નહિ. એક દિને વહુને બોલાવી પાસે બેસાડી, અને અજમતને પણ બોલાવી કહ્યું, કે "મામા, હું છું તેટલામાં સરવે હિસાબ કેતાબ કરી લ્યો, જેનું જેનું લેવું દેવું હોય, તે સરવે લખાવોતો જેને જેટલું મુનાસેબ હોએ, તેટલું આપવામા આવે, અને જે કાંઇ બાકી રહે તેના હફતાનો બંદોબસત કરી આપવામાં આવે." અજમતે કહ્યું "એકનો હિસાબ હોયતો હું મોઢે પણ યાદ રાખું. કણીઓ, કાપડીઓ, કસાઇ, તરકારીવાળો, હલવાઈ એ સરવેને દેવું છે, અને હજારીમલનો હિસાબ એક જુદોજ રકમનોછે. જેને જેટલું આપવું હોએ તે મને આપો, કે હું આપી આવું, એટલે આપને નામે જમે થઇ જશે." મોલવી સાહેબતો સીધા સાદા આદમી હતા, તેથી તેઓએતો આપવાનું મન કીધું, પણ અસગરીએ કહ્યું, "એમ વગર હિસાબે આપવામાં શું ફાયદો ? પેહેલાં દરએકનું કેટલું કરજછે, તે જણાએ પછી તેને સુજી સમજીને આપવું જોઇએ." અજમતે કહ્યું, "ખાણાથી ફારેગ થાઉંતો હું દરેકને પૂછી આવું." અસગરીએ કહ્યું, "પૂછી આવ્યાથી શું થવાનું. જેનું લેણું હોએ તે અહીં આવી હિસાબ કરી જએ" અજમત બોલી, "બીબી, તમોએતો એક વાત બોલી દીધી, પણ હું કયાં કયાં બોલાવતી ફરૂં ? વળી તે લોકો પોતાના કામ ધંધાથી કયાં છૂટ પામેછે, કે મારી સાથ ચાલી આવશે?" અસગરી બોલી, "મામા, કાંઇ રોજ રોજના તેડવાના નથી, એક દહાડાની વાતછે. જઇને બોલાવી લાવો, સાંજના ખાણાની ગોઠવણ હું કરીશ, તમે આજે એજ કામ કરો. લેનારાઓતો આપવાનું નામ સાંભળતાંજ દોડતા આવશે. હજારીમલ બે કોસ ઉપર કચેરી સુધીતો ગયો, ત્યારે અહીઆં આવતાં શું તેના પગમાં મેંદી લાગીછે ? વળી દૂર કોણછે ? તરકારીવાળો, કસાઇ, કણીઓ, હલવાઇ સઘળાઓ આએજ ગલીમાછે. ફક્ત કાપડીઓ અને હજારીમલ દૂરછે. એ બેને કાલપર રાખો, ને આએ કૂટકલ હિસાબ આજે નક્કી કરી નાખો." અજમતની કોઇ રીતે મરજી નહી હતી, કે હિસાબ થાએ, પણ અસગરીએ વાતોમાં તેને એવી દાબી કે કાંઇ જવાબ બની નહિ આવ્યો.

## અજમત ડોશીનાં કરતુકોનું ફુટવું.

સોથી પેહેલાં હલવાઇ આવ્યો. તેને પૂછ્યું કે "લાલા, તમારૂં શું નીકળેછે ?" હલવાઇ બોલ્યો, "૩૦ રૂપિઆ." પૂછ્યું કે, "શું શું ચીજ તમારે ત્યાંથી આવી હતી ? ત્રીસ રૂપઆિતો ઘણા વધારે કહોછો." હલવાઇએ કહ્યું, "સાહેબ ત્રીસ રૂપિઆ શું ઘણાછે ? પંદર રૂપિઆનો સામાનતો આ વેળાની શબેબરા-

તના તહેવારમાં આવ્યો, તેમાજ ફક્ત એક રકમ દસ સેર ચુણીનીછે." મો-
હોમદ કામેલની મા બોલી, "અરે થાની ચુણી! આએ વખતેતો અમારે
ઘેર જે કાંઇ રાંધ્યું રંધાયું તે સરવે રોકડે બજારેથી આવ્યું." એ સાં-
ભળી અજમત ઉજલી ફક થઈ ગઇ, અને હુસવાઇને કહેવા લાગી, કે "તે
દસસેર ચુણી તેં એઓના હિસાબમાં કેમ લખી નાંખી? તેતો બીજાં ઘરને
વાસતે હું લઇ ગઇ હતી, ને તને જણાવ્યું હતું પણ." હુસવાઇએ કહ્યું.
"મનેતો તમે કોઇ બીજાં ઘરનું નામ નહિ કહ્યું, એજ સાહેબના નામથી
લઇ ગયાંછો, નહિતો મને શું ફાયદો હતો, કે બીજાની ચીજ એઓના નામે
લખું? મનેતો બીજા કોઇ સાથે પીછાણ પણ નથી." આથી અજમત
ચાંઈ પડી કાંઇ બકવા લાગી. મોલવી સાહેબે કહ્યું, "ઠીક, ચુનીની રકમ
કાહાડી નાખો, અને બીજી ચીજો બતાવો." ટૂંકામાં તેણે એવી રીતે કેટલી-
એક ચીજો કહી કે જે કદી ઘરમાં આવેલીજ નહિ હતી. ચારસેર બાલુસા-
ઈ મીઠાઇ "મોલુદશરીફ" ના બેઠકને વાસતે આવેલી જણાવી. પણ રમુ-
જતો એ હતી, કે અહીઆં કદી કોઇએ મોલુદની મજલસ કીધીતીજ નહિ!
એવી રીતે સરવે રકમો ૨૬ કરતાં ફક્ત છ સાત રૂપિઆ ખરેખરા નીકળ્યા,
બાકી સરવે જૂઠું હતું. આથી મોલવી સાહેબનો જીવ બળી ગયો, અને
ઘણોજ ગોસ્સો ઉભરાઈ આવ્યો, તેથી પૂછ્યું, "કેમરે નીમકહરામ અમજત!
એવુંજ દુનિઆંભર કરજ તુંએ આ ઘર ઉપર કરી મૂકયું કે? અને એજ
રીતે તેં ઘરને ધૂળમાં મેળવ્યુંછે!"

હલવાઈનું થઇ ચૂક્યું, પછી તરકારીવાળો આવ્યો, તે બોલ્યો "મીયાં, મારો
તો રોજનો ઉકરોછે, રોજ બે આનાની તરકારી." મોહમદ કામેલની મા બોલી,
"અરે! સેરભર તરકારી મારા ઘરમાં આવેછે, તે રોજના બે આનાની થઇ?"
તરકારીવાળો બોલ્યો, "બાઈ સાહેબ, મારી દુકાનેથી અજમત દરરોજ ત્રણ સેર
લાવેછે." અજમત બોલી, "હા ત્રણસેર લાવું છું, એક સેર તમારા નામથી,
તથા એક સેર મારી છોકરીને વાસતે, અને એક સેર બીજાં ઘેરને વાસતે, હું
કયાં નામુકર જાઉંછું? એ મુઓ સઘળું તમારે નામે અડાવેછે." તરકારી-
વાળાએ કહ્યું, "અરે બેઇમાન જુઠીયા, અસલથી તું આજ ઘરને હિસાબે ૩
સેર લાવતી હતી, ને જયારે તેના રૂપિઆ મળતા તે પણ એજ ઘેરથી મળતા
હતા." હવે કસાઇ અને કણીઆનો હિસાબ થયો, તો તેમાંથી પણ હજારો ઠગાઇ
નીકળી, અને સાબેત થયું કે અજમત આ ઘરના સોદામાંથી પોતાની દી-
કરી બેરાતન તથા બે ત્રણ પડોશણોના ઘરમાં પુરૂ પાડતી હતી, અને આ
ઘરના નામે સોદો લાવતી, ને બીજી જગોએ વેચી નાખતી. એવી રીતે
સાંજ તલક પરચુરણ હિસાબ થયો. હવે ફક્ત કાપડીયો અને જવાહીરમલ
બાકી રહ્યા. મોલવી સાહેબે કહ્યું, "હવે આજે મુલતવી રાખો, કાલે જોઇ લેઇશું.

પણ મોલવી સાહેબે હળવેથી કહ્યું, કે એવું નહિ બને કે અજમત નાસી જાએ." અસગરીએ કહ્યું. "ઘરબાર, છોકરાં બચ્ચાં છોડીને ક્યાં નાસી જવાની હતી. હા, જો શરમવાળી હોયતો કાંઈ ખાઈ પીને કરે, પણ એવી શરમવાળી હોતતો આવું કરમ કેમ કરતે. તોપણ એની સંભાળ રાખવી સારીછે, તે ફક્ત એટલાજ કે બાહેર જાએ આવે તે કોઈ આદમી જોયા કરે." મોલવી સાહેબનાં ખીદમતગારો જે સાથે આવેલા હતા તેમાના એકને છુપું કહી રાખ્યું હતું, કે "અજમતને આવતી જતી જોયા કરજો." જયારે ખાધાથી ફારેગ થયાં, ત્યારે અજમત ધીમે ઉઠીને બાહેર ચાલી. પેલો ખીદમતગાર પણ પછવાડે પછવાડે લાગુ રહ્યો. અજમત પેહેલાંતો પોતાને ઘેર ગઈ, અને ત્યાંથી કાંઈ બગલમાં મારીને, તીરની પઠે સીધી કાપડીયાને ઘેર જઈ તેને સાદ માર્યો. કાપડીયો ઘભરાઈને બાહેર આવ્યો, ને બોલ્યો, "મોટીબાઈ, તમે આ વખતે અહાં કાંએ?" અજમતે કહ્યું, "કે મોલવી સાહેબ આવેલાછે, જેનું જેનું દેવું છે, તે સઘળાનો હિસાબ નકી થાએછે. કાલે તમોને પણ બોલાવશે, ત્યાં જાઓ તો એવી વાત નો કરશો, કે જેમાંથી મારી ફજેતી થાય." કાપડીઆએ કહ્યું, "હિસાબ કરવામાં તમારી ફજેતીની શું વાતછે?" અજમત બોલી, "લાલા, તમે તો જાણોછો, કે એ કમબખત લાલચઘણી મોટી હોયછે. શેઠના હિસાબમાં હું પોતાને વાસ્તે પણ તમારી દુકાનેથી કોઈ કોઈવાર શીટીન, નેનસુખ અને જામદાની લઈ ગઈછું." કાપડીયાએ કહ્યું, "હું શું જાણું, કે તમે પોતાને વાસ્તે શું શું લઈ ગયાં છો?" અજમતે કહ્યું, "મને આ વખતે હિસાબ કરવાનું તો ભાણ નથી, પણ બે ચાર થાન જામદાની અને શીટીન, નેનશુખના તથા દસ ગજ રંગીન કપડ મારે હિસાબે નીકળશે. લ્યો, આ મારા હાથની ચાર બંગડી. એ સોળ રૂપિઆની છે, ઘસાવાથી એક રૂપિઓ ઓછો થયો હશે. પંદર રૂપિઆ મારે નામથી જમે કરવા, અને બે ચાર રૂપિઆ જે મારી ઉપર બાકી નીકળશે તે આપવાને હું હાજરછું." કાપડીયાએ કહ્યું, "બંગડીઓ તમે આપોછો તો ખેર, હું તે લઈ રાખુંછું, પણ રાતનો વખતછે ને ખાતું દુકાન ઉપરછે, તે સિવાએ શું જણાએ કે શું આપ્યું છે, ને શું આપવાનું છે?" અજમતે કહ્યું, "આ વખતે મારી આબરૂ તમારે હાથછે, જે રીતે બની શકે તેમ ચલાવજો." એમ કહી કાપડીઆ પાસેથી રજા લઈ પાધરી હજારીમલને ઘેર જઈ પહોંચી.

હજારીમલ પણ અજબ થઈ બોલ્યો કે "આ વખતે તમે કયાંથી?" અજમત તેના પગપર પડી, અને રડીને કહેવા લાગી, કે "મારાથી એક ભૂલ થઈછે." હજારીમલે પૂછ્યું "તે શું?" અજમત બોલી, "તમે કબૂલાત આપો, કે માફ કરીશ તો હું કહું." હજારીમલે કહ્યું, "વાતતો કહો!" અજમતે કહ્યું, "ચાર મહિના થયા, લાહોરથી ખરચનું આવ્યું હતું, ને મોલવી સાહેબે ૧૦૦ રૂપિઆ તમારે

સારૂં મોકલ્યા હતા, તે મારે હાથે ખરચાઈ ગયાછે, અને ઘરમાં મેં ખાસતીને મારે જણાવ્યું હતું નહિ. હમણાં મોલવી સાહેબ આવી પહોંચ્યાછે, તેઓ તમોને હિસાબને વાસતે બોલાવનારછે. હું એ રૂપિઆનું ઠેકાણું લગાડીશ, વાસતે તમે એ રકમ જાહેર કરતાનો." હજારીમલે કહ્યું, "એ ચાર રૂપિઆની વાત હતેતો હું કદાચ છુપાવી લેતે, એટલા સો રૂપિઆતો મારથી છુપાવી શકાવાના નથી." અજમતે કહ્યું, "શું એટલા સો રૂપિઆનો પણ મારો એતબાર નહિ?" હજારીમલે કહ્યું, "ખરી વાતતો એછે, કે તમારો એક કોડીનો પણ એતબાર નથી, જે ઘરમાં તમે ઉમરભર પરવરશ પામ્યાં તેમનીજ સાથ તમે આવાં સલુક કીધાં, તો બીજાની સાથે તમે કેમ ચૂકો તેવા આસામી છો." અજમતે કહ્યું, "હા લાલા, જ્યારે બૂરો દહાડો માથે આવેછે, ત્યારે સૌ દુશમન થઇ જાએછે. ખેર, જો તમુને એતબાર નથી, તો આ મારી દીકરીની પહોંચીઓ તથા બાજુબંદ લઇ લ્યો." હજારીમલે કહ્યુ, "હા, એ લેવડ દેવડની વાતછે, પણ દિસ હોએતો માલ પારખ્યામાં આવે, ત્યારે જણાએ કે કેટલાનોછે, અટકળથી તો એ માલ પચાસ સાહાઠનો હશે." અજમતે કહ્યું, "ઓહો! લાલા, એવો જુલમ ના કરો. હજુતો ચાર મહિના થયા બધી જણસ નવી કરાવીછે, સો સવાસોની લાગટ થએલીછે." હજારીમલે કહ્યું, "એમ બુરૂં માનવાનું શું કારણ, તમારી ચીજ સોની હોય, કે આ બસોની, કોઇ કાહાડી તો નથી ખાવાનું, તોળાવ્યાથી જેટલાની ઠડશે સે જણાશે." એ સરવે બંદોબસત કરીને અજમત ઘેર પાછી આવી. આણી તરફ મોલવી સાહેબનો ખીદમતગાર આગમચથી દોડતો આવ્યો, ને સરવે વાત મોલવી સાહેબને જણાવી, અને મોહમદ કામેલની માની મારફતે અસગરીને પણ ખબર પડી.

સહવાર પડી તો કાપડીઆ તથા હજારીમલને બોલાવી મંગાવ્યા. હિસાબ તપાસતાં કાંઇ તકરાર થવા લાગી. અજમત ચીરઢાઇ ચીરઢાઇને બોલતી હતી. કાપડીઆએ કહ્યું "તું બુડીઆ શું બડબડ કર્યા કરેછે, લે તારી ચૂંડીઓ, તુંતો પંદર રૂપિઆની કહેતી હતી, બજારમાંતો નવ રૂપિઆની અંકાએછે." તેમજ હજારીમલે પણ પહોંચ્યો તથા ચૂડા કાહાડીને સામે મૂકયા, અને અજમતને કહ્યું, "નહિજી એ માલ અમારે કામનો નથી." મોલવી સાહેબે કાપડીઆં તથા હજારીમલ બન્નેથી પૂછ્યું, "કેમ ભાઇ એ શું ચીજો છે?" ત્યારે બંનોએ રાતની વાત જાહેર કીધી. આ વેળા અજમતના મોંપર ગોયા લાખો ખાસડાં પડતાં હતાં. હિસાબ નક્કી થઇ ચૂકયો, ને મોલવી સાહેબે આપવાને સારૂં રૂપિઆ કાહાડયા, અને જેના જેટલા વાજબી નીકળતા હતા, તે પેટે અરધા અરધા સરવેને આપ્યા અને કહ્યું, મેં લાહોરથી રૂપિઆ મંગાવેલાછે, તે પાંચ દસ દિવસમાં આવશે, ને બાકીના પણ

ચૂકવી આપવામાં આવશે, સઘળાઓએ પૂછ્યું, કે "અજમતની ઉપર જે અ-
મારૂં નીકળેછે તે કેની પાસેથી લઇએ?"

આ વાતો ચાલતી હતી, તે મોસલમ જે નિશાળે જતો આ તરફ આવી
લાગ્યો તે સાંભળતો ગયો. તેણે જઇને તમાશાખાનમને કહ્યું, કે "આજેતો
અસગરી બેનના દરવાજાપર જબરી ભીડ થએલીછે, ને તેમના સસરા હિસાબ
કેતાબ કરેછે." તમાશાખાનમ એ સાંભળતાંજ ડોલીમાં બેશી આવી પહોંચી.
ઉતરીને અસગરી ઉપર રોહોંસો કીધો, "કેમજી, તમે મને ખબર નહિ કીધી
તો શું થયું?" અસગરીએ કહ્યું "હજુતો હિસાબ ચાલેછે, એ બખેડો થઇ
ચૂકતેતો હું તમોને ખબર કરતે." પછી મોલવી સાહેબે તે લોકોને કહ્યું, કે
"અજમત પાસે જે લેહેણું હોએ તે એની પાસેથી લ્યો," અને અજમતુ
તરફ મોઢું કરીને બોલ્યા, "હજરત, એઓના રૂપિઆ અદા કરો." અજમતે
આંખો નીચી કરીને કહ્યું, "મારી પાસે દીકરીનું ઝવેરછે, તેમાંથી એઓ
પોતપોતાનું સુજી સમજીને લે." છોકરીનું તમામ જેવરતો તરકારીવાળો,
કસાઇ, દાણાવાળો, કાપડીઓ એઓના અરધા માગતામાં આવી ચૂક્યું.
હજારીમલના સો રૂપિઆને વાસતે રેહેવાનું ઠીકરૂં ગીરવી રાખવું પડયું.
સ્ટાંપના કાગજ ઉપર લખત પતર કરી ચાર સારા માણસની સાખ કરીવી.
પછી મોલવી સાહેબે અજમતને કહ્યું, "બસ, હવે તમે ખેર સાથે અહાંથી
સીધારી આવો, તમે જેવાં નીમકહરામ, દગલબાજ, બેઇમાન આદમીનું અ-
મારા ઘરમાં કાંઇ કામ નથી." અસગરી બોલી, "એનામાં નીમકહરામી ઉપરાંત
એક બીજી પણ સેફત હતી, તે એકે ઘરમાં ટંટો ઉભો કરાવાની તદબીર
કરતાં હતાં. કેમ અજમત, પેલાં ભજીઆંની વાત યાદછે? જેની મેહમુ-
દાના ભાઇએ ફરમાશ કીધી હતી, અને તમે મારી તરફથી જઇને જૂઠું કહ્યું
હતું, કે વહુ કહેછે કે 'મારૂં માથું દુખેછે!' કહોતો સહી, કયારે તમે મને
કહ્યું હતું અને કયારે મેં માથું દુખવાનું બાહાનું કીધું હતું?" અજમતે
કહ્યું, "બીબી, તમે માળ ઉપર કુરાન પઢતાં હતાં, હું કહેવા ઉપર આવી
ત્યારે તમોને વાંચતાં જોઇ પાછી ફરી આવી." અસગરીએ કહ્યું "ત્યારે
માથું દુખવાની વાતતો તમે તમારાં દિલમાંથીજ ઉભી કીધી નહિ?" અજ-
મતે કહ્યું, "મેં વિચાર્યું કે સવારથી હમણાં સુધીતો તમે વાંચ્યા કીધુંછે, તો
હવે ચૂલામાં કયાં માથું દુખવશો." અસગરીએ કહ્યું, "વારૂં, પાહાડપર
જવાની વાત તમે શું મતલબથી કહી હતી? મેં તમારી સાથ વાત કીધી હતી
યા તમે મને કહેતાં સાંભળ્યું હતું?" એનો કાંઇ જવાબ અજમતથી નીકળ્યો
નહિ, પછી અસગરીએ પેલું જાહેરનામું કાંહાડીને મોલવી સાહેબની સામે
મૂક્યું, અને કહ્યું, કે "જુઓ, આ બીબી અજમત કેવા ગુણનીછે?
પોતેજ મહોલ્લાની ભાગળેથી જાહેરનામું ઉખેડી લાવી, પોતેજ ઘરપર ચો-

કાડયું, અને પોતેજ સાસુમાએને કહેવા દોડી ગઇ!" અસગરી એ વાતો કહેતી હતી, કે મોલવી સાહેબનો ચેહેરો લાલ થઇ આવતો હતો. એણીમેર તમાશાખાનમ દાંત પીસી રહી હતી. મોલવી સાહેબે કહ્યું, "તને ફક્ત કા-હાડી મૂકવીજ બસ નથી, તું જબરી બદજાત ઓરતછે." એમ કહીને પોતાના ખીદમતગારને બોલાવ્યો ને કહ્યું, કે "બાહાદર, આ નાપાકને પોલીસમાં લઇ જા, અને કાગજપર એનો સરવે હાલ હું લખી આપુંછું." અસગરીએ મોલવી સાહેબને કહ્યું, કે "બસ, હવે એ પોતાની સજાએ પહોંચી ગઇ, પો-લીસથી એને માફ રાખો." પછી અજમતને ઇશારત કીધી કે વઠી જા. બ-લકે દરવાજા સુધી તે અજમતની સાથે ગઈ.

એવી રીતે અજમતને તેના કરતુકો પછી કાહાડી મૂકી. તે પોતાની દીકરીને ઘેર જઇ પહોંચી, તો તેની છોકરી બલાની પેઠે તેને વળગી. તે બોલી, "મા, હું નહિ કહેતી હતી, કે એવી લૂટ તમે ન ચલાવો? સો દહાડા ચોરના તો એક દહાડો શાહનો. એવું નહિ થાએ કે કોઇ દહાડો પકડાઇ જાઓ. પણ તમે કોઇનું માન્યું નહિ, ઠીક થયું, જેવું કીધું તેવું પામ્યાં. હવે સાસરામાં મારૂં નામ ભૂંડું ના કરો, જ્યાં તમારો ખોદા મોકલે ત્યાં ચાલી જાઓ. મારા ઘરમાં તમારૂં કામ નહિ. જણશો ઉપરતો મેં પાણી મૂક્યું, કીસમતમાં હશે તો ફરી મળી રહેશે."

એવી તદબીરથી ખોદા ખોદા કરીને અસગરી પોતાના દુશમનને કાહા-ડવા ઉપર ફતેહ પામી, ને ઘરને સંકટમાંથી છોડવ્યું. જ્યારે અસગરીના મનભાવતો ચૂકાદો થઇ ગયો, ત્યારે અસગરીએ બાપને ઘર જવાની ફરીથી રજા લઇ રાજીખુશીથી માને ઘર આવી. એક અઠવાડીઉં બરાબર ત્યાં રહી, અને જે જે વાતમાં બાપથી સલાહ લેવાની હતી તે લીધી. બાપે પૂછ્યું, "અજમત નીકળી ગઇ?" અસગરીએ કહ્યું, "સરવે બખેડો તમારી પુના-ઇથી સાંત થયો. જો વડા ભાઇ લાહોર નહિ જતે, તો સસરાજી નહિ આ-વતે, કે નહિ વરસોનો આ હિસાબ નકી થતે, કે નહિ અજમત નીકળતે." ખાનસાહેબે પૂછયું, "હવે ઘરનો કારોબાર કેમ ચાલશે?" અસગરીએ કહ્યું, અજમતના નીકળતાંજ હું અહીંઆં આવીછું, હવે કારોબાર શું મુશકેલછે? સૌમાં એજ અજમતની મોહોકાણ હતી. હવે હું સરવે જોઇ ભાળી લેઇશ." ખાન સાહેબે પૂછયું, "બીજો શું શું તમે ઘરમાં સુધારો કીધો?" અસગ-રીએ કહ્યું, "હજુ મેં કશું જોયું સાંભળયું નથી, શરૂથીજ અજમતનો બખેડો વચમાં આવ્યો. હવે ઇરાદોછે કે હરેક વાતની ચોકસી અને ગોઠવણ કરૂં, અને ચાહાવું ખોદાનુંછે, તો તમોને કાગજની મારફતે જાણ કરતી રહીશ." ખાન સાહેબે અસગરીના નેકાહ બાદ તેને દસ રૂપિઆનો મહિનો મુકરર કરી આપયો હતો, તે છતાં અસગરીને પૂછ્યું કે "અગર તમોને ખરચની તંગી

પડતી હોએતો હું કાંઇ રૂપિઆ તમને આપતો જાઉં?" અસગરીએ કહ્યું, "પેલા દસ રૂપિઆ મારી જરૂર કરતાં વધારેછે, બલકે આજ સૂધીના સઘળા રૂપિઆ મારી પાસે અનામતછે, હવે વધારે લઇને હું શું કરવાની હતી, જો જરૂર પડશે તો હું પોતે માગી લેઇશ."

## સાસુ વહુનું મલી ભેટીને ચાલવું.

અસગરી બાપ પાસેથી રજા લઈ સાસરે આવી, ત્યાં આવતાં જોયું કે સાસુ ચૂલો ફૂંકેછે. અસગરીએ અચરતીથી પૂંછ્યું કે "શું હજુ તલક કોઇ દાસીને નથી રાખી?" સાસુ બોલ્યાં કે "રહેવાનેતો ઘણીએક ઓરતો આવી, પણ પગાર સાંભળીને હીમત નથી થતી કે કોણને ચાકરીએ રાખું, અજમત જૂંડાતો હતી, પણ આઠ આનાને મહિને પચીસ વરસ તેને ચાકરી કીધી, હમણાં જે કોઇ દાસી આવેછે, તે બે રૂપિઆનો મહિનો ને ખાવાનું માગેછે, એથી ઓછાનું નામ નથી લેતી, મેં તમારા આવવાપર રાખ્યું હતું." અસગરીએ કહ્યું, "દાસીતો એક મારી નજરમાં પણ છે, પણ મહિનો તે પણ જ્યાદે માગેછે, કફાયતનેસાની નાહની બેન દેઆનતનેસા રાંધીસીંચી સરવે જાણેછે, અને એકવાર કફાયતનેસાએ કહ્યું પણ હતું, કે "કોઈ સારૂં ઠેકાણું હોયતો દેઆનતનેસા ચાકરી કરવાને ઉમેદવારછે." મોહોમદ કામેલની માએ પૂછ્યું, "તે શું પગાર લેશે?" અસગરીએ કહ્યું, "તેતો પોતાને મોઢથી ત્રણ રૂપિઆ, ને ખાવાનું કહેછે. પણ સમજાવીઆથી કદાચ બે રૂપિએ રાજી થશે." મોહોમદ કામેલની માએ કહ્યું, "બે રૂપિઆ ને ખાવાનું આપવું હોએતો આપણી સામેબાર ભોંડું ફડીયારાની બૈરી ચુનીયાની મા આજીજી કરેછે." અસગરીએ કહ્યું, "ચુનીયાની માને હુંતો ચાર આનાને મહિને પણ નહિ રાખું." મોહોમદ કામેલની માએ પૂછ્યું, "અરે કેમ?" અસગરી બોલી, "પડોસમાં રહેનાર આદમી બુરી આંખથી જોએ, અને જે ચીજ ચાહે તે ઘરમાં લઇ જાઇ મૂકી આવે. વળી પાસે પાસે ઘર થયું તો વારેવાર ચુનીઆની મા પોતાને ઘેર જયા કરવાની, અને ઘણું કરી રાતના પણ પોતાને ઘેર રહેશે." મોહોમદ કામેલની માએ કહ્યું, "બખસુની બૈરીએ પોતાની દીકરી જોલફનને વાસ્તે મને ઘણી વખત કહ્યુંછે, અને જોલફનતો સઇઅદ શીરોજના બંગલામાં રહેછે." અસગરીએ પૂછ્યું, "પેલીજ જુલફન કેની? જે બની થનીને રહેછે?" મોહોમદ કામેલની માએ કહ્યું "હા, બનીથનીને શું રહે, હમણાંજ પરણીછે, કપડાં લત્તાનો જરા શોકછે." અસગરીએ કહ્યું, "એવું આદમી પણ નહિ રાખવું જોઇએ." મોહોમદ કામેલની માએ કહ્યું, "જોલફનની મા ખુદ પોતે ચાકરી કરવા રાજીછે." અસગરી બોલી, "તેની સાથે એક પૂછડું નાહની દીકરીનું વ-

ળગેલું છે, તે એક પળ માને છોડતી નથી, ત્યારે નામ તો એક આદમીનું થશે, ને ખાશે તો બબે જણ." મોહોમદ કામેલની મા બોલી, "બીજું તો કોઇ માણસ મારા ધ્યાનમાં નથી આવતું." અસગરીએ કહ્યું, "જુઓ, પેલી દેઆનતનેસાને બોલાવીશ." મોહોમદ કામેલની મા બોલી, "પણ પગારનું કેમ થશે." અસગરીએ કહ્યું, "ઇમાનદાર આદમી તો ઓછે પગારે મળવું મુશ્કેલછે, એવાં લોકોને બેની જગાએ ત્રણ આપવામાં ગુણછે, પણ અજમત જેવીને આઠ આના આપીને ઘર લુટાવવું પસંદ નથી. આ કહેવત સાચીછે કે "ગેરાન બ હેકમત, અરજાન બ ઇલ્લત."

આજનું ખાણું તો સાસુ વહુએ મળીને રાંધી સીધી લીધું, જમ્યા પછી અસગરી મેહમુદાને સાથે લઇ માળ ઉપર ગઇ. જ્યાંસુધી મોલવી સાહેબ રહેલા હતા, ત્યાંસુધી અસગરીએ માળ ઉપરથી ઉતરવાનું ઘણું કમ કીધું હતું, ફકત સહવાર ને સાંજના નીચે ઉતરતી હતી. તેમજ મેહમુદાને પણ મંને કીધી હતી, કે "દર વેળા નીચે ના જાયા કરો." મેહમુદા તો છોકરી હતી, તેણે પૂછયું કે "ભલી બાઇ વારૂં કેમ ?" અસગરીએ કહ્યું, "વડાઓની સામે વારેવાર ફર્યા કીધામાં મલાહજો નહિ." ખાધા પછી ઘરના હિસાબ કિતાબની બાબદમાં મોલવી સાહેબ તથા બીબી વચ્ચે ભાંજગડ થવા લાગી. બીબીની ફરિયાદ એ હતી, કે તમે "ખરચનું ઘણું થોડું આપોછો, ને અહીંઆં લગન વીવાહ, સગાં વહાલામાં આપવું લેવું, આવવું જવું, તીરથ તહેવાર સરવે મને કરવું પડેછે." મોલવી સાહેબ કહેતા હતા, કે "મહિને દહાડે વીસ રૂપિઆ કાંઇ થોડા નથી. તમારામાં કારોબાર કરવાનો સલીકો નથી તેથી કરી ઘરમાં બરકત નથી રહેતી." એટલામાં મોલવી સાહેબે મેહમુદાને બોલાવીને કહ્યું કે "ભાભીને બોલાવી લાવ." અસગરીએ તેડવાનું સાંભળયું તો ઘભરાવા લાગી, કે આ વખતે શા વાસતે બોલાવેછે. મેહમુદાને પૂછયું, "નીચે શુંછે ?" મેહમુદાએ કહ્યું "ભાંજગડ ચાલી રહીછે." અસગરી ગઇ તો મોલવી સાહેબે કહ્યું, "કેમ દીકરા, હવે કારોબાર કોણ કરે ?" અસગરીએ કહ્યું "સાસુમાએ જેમ હમણાં સુધી કરતાં હતાં તેમ કરશે." મોલવી સાહેબે કહ્યું, "એમના કારોબારનો નતીજોતો જોઇ લીધો. વીસ રૂપિઆ મહિને દહાડે જે ઘરમાં આવતા હોએ તે ઘરની આવી સુરત હોય, કે નથી લાએકનું કોઇ વાસણ, કે નથી ઇજતની કોઇ ચીજ ! અગર કોઇ વેળા એક ચમચો શરબત જોઇએ તો ખોદા વાસતે તેનો સામાન પણ ઘરમાંથી નથી મળવાનો." અસગરીએ કહ્યું, "સાસુમાની એમાં કાંઇ કસુર નથી, કંગાલ અજમતે ઘરને ખરાબ કરી નાખ્યું." મોલવી સાહેબ બોલ્યા, "એઓમાં ઘર સંભાળવાની અકલ હોતેતો અજમતની શું તાકાત હતી; અજમત ચાકરડી હતી કે ઘરની ધણી હતી ?" અસગરીએ કહ્યું, "પચીસ વરસનું પૂરાણું આદમી જ્યારે લૂંટવા પર કમર

બાંધીતો તેના ફરેબને કોણ સમજી શકે ? એવાં જુના આદમી પર તો કાંઇ શક પણ નખાઇ નથી શકતો." મોલવી સાહેબ બોલ્યા, "આખર તમોને શક ઉપજ્યો કે નહિ ?" અસગરીએ કહ્યું, "મને કયાંથી શક આવતે, તેના અભાગ્ય તેથી તેણે ચાડી ચુગલી કરવા માંડી, ને સુતા સાપને જગાડયો." એવામાં સાસુ બોલ્યાં, "પચાસના પગારમાથી તો તમે પોતાના એખલા જીવને વાસતે ત્રીસ રૂપિઆ રાખો, અને અહીંઆં આખા કબીલાને વાસતે શું વીસ રૂપિઆ બસ !" મોલવી સાહેબે કહ્યું, "ઘરનો ખરચ ને બાહેરનો ખરચ કાંઇ બરોબર થઇ શકે ? તમે તો મને એકલોજ જાણ્યો અને ચાકરો, ઘોડો, ઘર, કપડું લતું ક્યાં ગયું ?" બીબી બોલ્યાં, "ઘર અને ઘોડો તો સરકારથી મળેછે." મોળવી સાહેબે કહ્યું "ઘોડો મળયો પણ દાણા, ઘાસતો મને ગીરોથી ખવડાવવા પડેછે. ચાર રૂપિઆનો ઘોડાવાળો અને ઘરની મરામત, તે ઉપરાંત સરકારી દરબારની શક્તિ મુજબ લેવું દેવું હજાર પંચાતીઓછે, નથી જાણતો કે હું કેવી રીતે ગુજારો કરૂંછું." અસગરીએ સાસુની તરફ મોઢું કરીને કહ્યું, "સાસુમા, વીસ રૂપિઆમાં તકરાર કરવાથી શું ફાયદો, જે મળેછે તે પર હજાર શોકરછે. ખોદા સસરા બાવાની કમાઇમાં બરકત આપે એ પણ હજારોછે." સાસુએ કહ્યું, "દીકરી, મારાથી તો વીસમાં ઘર નહિ ચલાવાતું." અસગરીએ ઇશારતથી સાસુને ચોબાડયાં, અને મોલવી સાહેબને કહ્યું, "તમારી મરજી હોએતો એમાંથી પણ બે રૂપિઆ ઓછા આપો, પણ જે કાંઇ આપો તે દર મહિને મહિને મળયા કરે. જ્યારે વખતે પૈસા નથી હોતા, ત્યારે કરજે લેવા પડેછે, અને કરજથી ઘરની રહીસહિ બરકત પણ ઉડી જાએછે." મોલવી સાહેબે કહ્યું, "દેશી સરકારોમાં પગારનો દસતૂર ઘણો ખરાબ હોએછે. કોઇવાર છ મહિને વેંહચણી થાએછે, ને કદી વરસ દહાડે મળેછે, એ સબબથી ખરચ ચોકસ વખતે બની નથી આવતો, પણ હું હજારીમલને કહેતો જઇશ, કે મહિને ને મહિને તમોને વીસ રૂપિઆ આપ્યો જાએ." અસગરીએ પૂછ્યું કે "સરાફને સોંપી જશો તો, તે તમારી પાસે વ્યાજ માગશે ?" મોલવી સાહેબે કહ્યું, "નહિ વ્યાજ શું લે. અમારી સરકારમાં પણ એનું લેણદેણ ચાલેછે, ત્યાંથી હોકમ મોકલાવીશ." અસગરીએ કહ્યું, "ત્યારે તો ઘણું સારૂં."

## અસગરી ઘરનો કારોબાર ચલાવવા લાગી.

ટૂંકામાં, વીસ રૂપિઆ દરમાહેઓ નકી થયો, પણ મોહોમદ કામેલની માને તે નાપસંદ લાગ્યો, તેથી હલુસે જઇને અસગરી આગળ બબડયાં. અસગરીએ કહ્યું, "ખોદા કરેછે તો ઘેર વીસ રૂપિઆમાં હું ચલાવી આપીશ, તેની તમે કાંઇ ફિકર ના કરો, અને ખરૂંછે કે મોલવી સાહેબ ત્રીસ

રૂપિઆ થાણે ઓછામાં પોતાનો કાબુ દરોમત રાખી નથી શકતા, મુખતારીની નોકરીમાં પેહેલાં તો ઉપરની પેદાશની કોઈ વાત નહિ, અને જો કાંઇ હોએ પણ તો મોલવી સાહેબ કેમ લે? માટે ખોટું નહિતો શેરવો. મોલવી સાહેબ પોતે ઇજામાં રહે ને બે ચાર રૂપિઆ ઘરમાં જ્યાદે પણ આવે તો મુનાસેબ નથી." એ સાંભળી સાસુ ચૂપ રહ્યાં. અસગરીએ દેઆનતનેસાને બોલાવી મંગાવીને કહી કાવીને બે રૂપિયા તથા ખાધાપર રાજી કીધી, અને જણાવી દીધું કે, "દેઆનતનેસા! ખબરદાર કોઈ વાત એવી નહિ થાએ, કે જેથી તમારા એતબારમાં ફરક પડે, જેવી રીતે તમારી વડી બેન અમારા ઘરમાં રેહેછે તેજ માફક તમારે રહેવું." દેઆનતનેસાએ કહ્યું, "બીબી, ખોદા તે વખતે મોત આપે, કે પરાયા માલપર નજર કરૂં, કાંઇ જરૂર પડીતો તમારીથી માગીને ખાઇશ, પણ જ્યાંસુધી હુકમ નહિ મળે, ત્યાંસુધી ચાખવું હરામ સમજુસ્‌ું."

ઇદને આગલે દિને મોલવી સાહેબ તો લાહોર સીધાર્યા, અને અગત જોગી સરવે ચીજો અસગરીએ સામટી મંગાવી લીધી. તેમજ હમેશાં મોસમ પર સસતી જોઇને સામટી ચીજો લઇ ભરી રાખતી હતી. મરચાં, કાંદાં, ધાણા, અનાજ, દાળ, ચોખા, ખાંડ, લાકડાં, છાણાં, પટેટા, કણુ, મેથી, શલગમ, સુવાની ભાજી, ઇત્યાદિ ઘટતે વખતે ખરીદ કરી મુકતી હતી. ઘરમાં દાસી સુધ્ધાં પાંચ આદમી હતાં. બંને વખતે ૦॥। શેર ગોશત આવતું હતું, તેમાંથી દયાનતનેસા બે વાણી કરતી, અરધામાં તરકારી અને અરધું સાદું. કોઇવાર અરધામાંથી કવાબ બનાવતી. દિવસમાં એકવાર દાળ, અને દર સાતમે દહાડે પલાવ અથવા મીઠા ચાવલોનો ધારો કીધો હતો. ઘરમાં બે ત્રણ જાતની ચટણી, તેમાં કોઇ ચાશનીદાર, કોઇ ફુદનાની, કોઇ સરકાની હતી. બે ચાર તરેહનો મુરબ્બો બનાવી રાખતી. તે ઉપરાંત અનારનું, લીંબુનું, શિકંજબીનનું શરબત. શરબતે બનફશા, શરબતે નીલોફર, શરબતે ફાલસાની એકેક બાટલી બનાવી મૂકતી. દરએક જાતનો જરૂરી સામાન ઘરમા હાજર રહેતો હતો. એવા સામાન છતાં દર માસે પંદર રૂપિઆથી વધારે ખરચ નહિ થતો હતો. પાંચ રૂપિઆ જે બચતા હતા, તેમાંથી મોટાં મોટાં પાંચસેરીઆં તથા દસસેરીઆં બે તપેલાં, એક કડછો, નાહના ચમચા, બે કળસીઆ, થોડાંએક ચાહેના પ્યાલાં, એવી ચીજો ખરીદ કીધી. બે પેટી કરાવી, તથા બે કબાટ, તેમાંની એક બાવરચીખાનામાં અને એક સામાનની કોટડીમા મૂકાવી. બેસવાનો બાજટ જૂનો થઇ ગયો હતો તે સમરાવ્યો. બે પલંગ નવા કરાવ્યા. વધુ ખોલાસો એકે, અસગરીએ એ વીસ રૂપિઆમાં ઘરને એવો જલકાટ દીધો, કે જોતાં ઘણો ભપકો માલમ પડતો હતો. દરેક ચીજમાં કીફાએત અને દરએક ચીજનો બંદોબસત કરી મૂક્યો. અજમતના

વખતમાં હમેશાં મેહમુદાને વાસતે દરરોજ તરણ ચાર પૈસાનો સોદો બજાર-માંથી આવતો હતો, કેમકે સુફરા ઉપરથી એક કટકો પણ બચતો નહિ હતો. હમણાં બંન્ને વખત બએ ચચાર રોટીઓ સુફરા ઉપર વધવા લાગી. કોઇ વાર ભુજવાનામાંથી બે બોટી મેહમુદાને સારૂં કાહાડી મૂકતાં, કદી એક ચમટી ખાંડ મૂકી આપતાં, કદી મુરબાની એક ચીડ કાહાડી આપતાં. એવી રીતથી રોજનું લાવવું બંધ થયું. કોઇ દહાડે કદીમદી જો મેહમુદાને ભાવી આવ્યું, તો કાંઇ મંગાવી આપતાં. એ ઘેરથી ઉમરમાં કોઇ ફકીરને એક ચમટી આટો કે કાંઇ રોટીનો ટુકડો પણ નહિ મળ્યો હતો, પણ હમણાંતો બેઉ વખત બએ રોટી ફકીરોને પણ આપ્યામાં આવતી હતી. ઘરમાં જે કાંઇ સરસામાન હતો, તે ભાજી મૂળાની પઠે બેઢપથી અને બેજતનથી પડયો રહેતો હતો. હવે તે દરએક ચીજ ઠેકાણાસર ગોઠવાઇ. કપડાની ગાંસડી-ઓમાં કપડાં સારી ઘડી વાળીને અછી સંભાળથી બંધાયાં. અનાજ પાણી-ની કોઠડીમાં હરેક જણસ જરૂર પરમાણે ગોઠવાઇ. વાસણો સાફ સુતરાં પોત પોતાની જગાએ મૂકાયાં, કોરીના જુદાં, તાંબાના જુદાં. ગોયા ઘર એક ઘડીઆળ હતું. જેનાં ખુંટા, ચકર સરવે ઠીક હતાં, અને તે ઘડીઆળની કૂંચી અસગરીના હાથમાં હતી. જ્યારે કૂંચી દીધી કે ઘડીઆળ પોતાના રાબેતા મુજબ ચાલવા લાગું. ધીમે ધીમે બએ ચચાર રૂપિઆનો બચાવ થવા લાગ્યો, અસગરી તેને અમાનત જુદા જમે કરતી ગઇ.

જ્યારથી અસગરીએ ઘરનો કારોબાર પોતાને હાથ લીધો, ત્યારથી કરજ લેવું હરામ થયું. ભૂલથી પણ દમરી દુકાનીની ચીજ બજારમાંથી ઉધાર નહિ આવતી. અસગરી ઘરનો સરવે હિસાબ એક કેતાબમાં લખ્યા કરતી હતી. જ્યારે કોઇ ચીજ ખપી જવાપર આવતી, અને દેઆનતનેસા ખ-બર આપતી, કે "બીબી, ઘી બીજા બે દિનજ ચાલશે," તો અસગરી પોતાની ચોપડી કાહાડી તપાસતી, કે કઈ તારીખે કેટલું ઘી આવ્યું હતું, ને રોજના ખપ મુજબ કેટલા દિવસ ચાલ્યું. અગર હિસાબમાં ફેર દિસતો તો દેઆનતથી તેની પૂછપરછ કરતી. તાકાદ નહિ હતી, કે કોઇ ચીજમાં ધારા કરતાં વધારે ખરચાએ ને હિસાબમાં ફરક પડે. દળનારીની દળાઇ, અને ધોબીની ધોળાઇ સુદ્ધાં અસગરીની ચોપડીમાં લખાતું હતું. જ્યારે દરએક ચીજનો કાયદો બંધાઇ ગયો, અને ગોઠવણ સંપુરણ થઇ, ત્યારે અસગરી બીજાં કામોમાં ધ્યાન આપવા લાગી. મોહોમદ કામેલ લખતો વાંચતોતો હતો પણ તે બે-તદબીર અને વગર શોકથી. જેમ છૂટાપણું પામેલા અને આપ મુખતી-આર થએલા છોકરા રીખેછે તેમ હતું. બાપતો બાહેર રેહેતા હતા, ને મો-હોમદ આકેલ જોકે મોટા ભાઇ હતો, તોપણ બંને ભાઇઓમા નાહના મોટાનો ફરક માતર ૨॥ વરસનો હતો, તેથી મોહોમદ કામેલ પર તેનો કાબુ થોડાજ

હતો. તે સહવાર સાંજ પાઠ કરતો હતો, ને પોતાની બરોબરીઆ છોકરાઓ સાથ બંજીફા, શેતરંજ ને ચોપટ પણ રમ્યા કરતો હતો. કોઇ કોઇવાર રમતમાં ગુતતો તો પોહોર પોહોર રાત ગુજર્યા પછી ઘરમાં આવતો. અસગરી એ જાણતીતો હતી પણ કાંઇ લાગ સોધતી હતી, કે એવા રૂપથી કહેવું જોઇએ કે જેથી તેને ફરફરાટ નહિ લાગે.

## મોહોમદ કામેલને સમજાવવો.

એક દહાડે ઘણી રાત ગયા પછી મોહોમદ કામેલ આવ્યો, અને ધાર્યામાં બાજી જીતી આવેલો હતો, તેથી ખુશીમાં હતો. આવતાંજ ખાણું માગ્યું. દેઆનત ખાણું ગરમ કરવા દોડી. મોહોમદ કામેલ સમજ્યો કે, હજુ રાંધ્યા કરેછે. તેથી પૂછ્યું, "દાસી, હજુતક તમારાં હાંલ્લાં ચૂલેથી ઉતર્યાં નથી કે?" અસગરીએ કહ્યુ, "કેટલીએક વાર ઉતરીને પાછાં ચહડી ચુકયાંછે. એવે કવખતે તમે ખાણું ખાઓછો, કે ખાણું થંડું થઇને ધૂળ થઇ જાએછે. તમે જોઇએ તો એવો બંદોબરત કરો, કે સકાળેથી ખાઇને જાઓ, યા ખાણું બાહેર મંગાવ્યા કરો. અહીંઆં તમારી ઇનતેજારીમાં ગ્રાસુમાને દરરોજ રોકાઇ રહેવું પડેછે." મોહોમદ કામેલ પૂછ્યું, "અરે! તમે લોકો શું મારે વાસતે ભોઠી થઇ રહોછો કે? હુંતો જાણતો હતો કે તમે ખાઇ લેતાં હશો." અસગરીએ કહ્યું, "મરદોની અગાઉ ઓરતોએ ખાણું ઠાંસવું શું જરૂરછે." મોહોમદ કામેલે કહ્યું, "બે ચાર દિવસની વાત હોયતો ચાલી જાય. એમાં જીદ કરવાની શું જરૂરછે. તમે લોકો ખાણું ખાઇ લેયા કરો." અસગરી આ વખતેતો ચૂપ રહી ગઇ. માળા ઉપર ફરી મોહોમદ કામેલે એ વાત છેડી. અસગરીએ કહ્યું, "તાજુબની વાતછે કે તમે પોતાનો કાયદો ફેરવી નથી શકતા, ને અમો લોકોથી ચાહોછો, કે અમે પોતાનો રવઇઓ ફેરવીએ, તમે સકારેથી આવ્યા કરો." મોહોમદ કામેલે કહ્યું, "ખાધા પછે બાહેર નીકળવાને જીવ નથી ચાહાતો, ને મને ઉંઘ મોડેથી આવેછે. ઘરમાં નકામો પડયો પડયો જીવ ઘભરાયછે, એટલા માટે હું હાથે કરી મોડેથી આવુંછું, કે ખાઇને સુઇ રહું." અસગરીએ કહ્યું, "કામમાં ગુતવુંતો આપણા હાથમાંછે. અગર આદમી પોતાના વખતનો ઉપીયોગ કરવા માગેતો હજારો કામોછે, ફકત એક વાંચવામાંજ વખત કાહાડવો શું કમછે? હું મારા વડા ભાઇને જોતી હતી, કે અરધી રાત સુધી ચોપડી વાંચતા, ને જે દહાડે ન ધારેલાં ઉંધી જાતા, તો ઘણો અફસોસ કર્યા કરતા હતા. તમે વાંચવામાં ઓછી મેહેનત કરોછો, એથી કરી વગર કામે તમારો જીવ ઘભરાયછે." મોહોમદ કામેલે કહ્યું, "એથી વધારે શું મેહેનત કરૂં? બંન્ને વેળા પાઠ વાંચુંછું. યાદ કરુંછું." અસગરીએ કહ્યું, "હું નથી જાણતી કે તમે શું શીખો પઢોછો.

જે દહાડે અબ્બાજાનનો હિસાબ કેતાબ થતો હતો, ત્યારે સસરાબાવા તમોને હિસાબ પૂછતા હતા, ને તમે તે કરી નહિ શકતા હતા, એ વેળા મને શરમાવું પડતું હતું." મોહોમદ કામેલે કહ્યું, "હિસાબ એ જુદી વાતછે. હું અરબી શીખું. તેને ને હિસાબને શું નીસબત?" અસગરીએ કહ્યું, "વાંચવું લખવું એટલા માટે હોયછે કે દુનિઆનું કોઇ કામ અટકી નહિ રહે. મારા વડા ભાઇ અરબી ફારશી ઘણું પઢયાછે, પણ કેથે નોકરી મળતી નથી. બાવા કહ્યા કરેછે કે 'હિસાબ કેતાબ અને કચેરીનું કામ જ્યાંતલક નહિ શીખો, ત્યાંતલક ચાકરીની ઉમેદ ના કરો.' હમણાં મારો ભાઇ માલઅંદેશ મદરેસામાં શીખેછે, અને હિસાબ કેતાબમાં વડા ભાઇ કરતાં વધારે હોશિઆરછે, અને બાવા તેથી ઘણા ખુશછે, અને કહ્યા કરેછે કે 'બે વરસ વધારે મદરેસામાં શીખો પછી તમોને ચાકરીએ રખાવીશ.' મોહોમદ કામેલે કહ્યું, "મદરેસામાં તો નાહની ઉમરના આદમીને દાખલ કરેછે, મારી ઉમર વધારેછે." અસગરીએ કહ્યું, "મદરેસામાં દાખલ થવા ઉપરજ શું મદારછે! શું શેહેરમાં બીજા શીખવનારા નથી? જેટલો વખત તમે ખેલમાં ગુમાવોછો, તેટલો તેમાં રોકો." મોહોમદ કામેલ બોલ્યો, "રમત શું હું રાત દહાડો રમ્યા કરૂંછું? કદી ઘડી બે ઘડી બેઠા તો બેઠા." અસગરીએ કહ્યું, "રમત એ અફીણીના જેવી આદતછે. થોડામાંથી શરૂ થઇને વધી જાએછે, તે ઘહાંસુધી કે આગળ ચાલતાં લત પડી જાયછે, ને ફરી છૂટવી મુશકેલ હોયછે. પેહેલું તો રમતજ ગુનાહછે, બીજું તો આદમીને ફાયદો હાંસલ કરતાં રોકેછે. કામકાજના આદમી કદી રમત નથી ખેલતાં. નકામા લોકો અલબતાં એવી રીતે દહાડા ગુજારેછે. એ ખેલોમાં જેમ બાજી જીતવાથી જીવ ખુશી થાયછે, તેમ હારવાથી દલગીરિ પણ ઘણી પેદા થાએછે, અને જેમ તે વગર હાંસલની ખુશી હોયછે, તેમ એ દલગીરિ પણ નાહકની હોયછે. વળી ઘણુંકરી રમતાં રમતાં પોતપોતામાં નકામી તકરાર થઇ જાએછે. મારી સલાહ માનોતો એ ખેલોને બીલકુલ છોડી દો. લોકો તમારા મોઢાંપર તો કાંઇ કહેતા નથી, પણ પાછળ હસેછે. પરમની વાતછે કે તમોને કોઇ મરદ બોલાવવા આવ્યો હતો. દાસીએ અંદરથી જવાબ દીધો કે 'બાહેર સીધારેલાછે.' તે મરદે પોતાની સાથવાળાને કહ્યું, 'મીયાં, માસતર હોસેનીના મુકામપર ચાલો, ત્યાં શેતરંજના જુમખામાં મળશે.' સસરાબાવાનું શેહેરમાં મોટું નામછે, લોકો તેઓને ઘણા ચાહેછે, માટે એવી જગાએ જવાથી નામ હલકું થાએછે. વળી મેં સસરાબાવાને અફસોસ કરતાં સાંભળયા હતા કે, 'શું અમારાં નસીબ! બે છોકરાઓમાં કોઇ પણ એવો નહિ થયો, કે તેને જોઇને જીવ ખુશ થાય. આકેલને કાંઇએક લખવા વાંચવા શીખવ્યો હતો. હવે તે પણ પોતાની ચાકરીની પાછળ એવો પડયોછે, કે લખવા પઢવાનું પણ વીસરી ગયોછે, અને

આ નાહના સાહેબને તો એલવા કૂદવાથી ફુરસદ નથી.' બલ્કે મારા બાવાને પણ કોઈએ ખબર કીધી હશે, તેથી મને પૂછતા હતા. મેં કહ્યું, 'સરવે ખોટું છે, અગર એવી વાત હોતે તો મને ખચીત જણાતે'."

અસગરીની આવી નસીહતે મોહમદ કામેલપર ઘણી સારી અસર કીધી, અને તેને રમવું બીલકુલ છોડી દીધું, તથા પેહેલાંની માફક અરબીની ઉપર જયાદા મેહેનત કરવા લાગ્યો, અને એક માસતર પાસે મદરેસાની બાહેર હિસાબ કિતાબ ઇત્યાદિ શીખવું પણ શરૂ કીધું. ખોદાએ વખતમાં મોટી બરકત મૂકેલી છે, તેને સંભાળથી વાપરવાથી થોડા દિવસમાં મોહમદ કામેલને અરબીમાં આસાન થઇ ગઇ, અને અંકગણિતની પણ કેટલીએક ચોપડીઓ શીખી ગયો.

## એક અમીરની દીકરી હોસનઆરા.

મોહમદ કામેલ તો એવી રીતે રોકાયો. તે અરસામાં અસગરીએ એક બીજું કારખાનું જારી કીધું. એના મોહોલ્લામાં હકીમ રૂહઅલ્લાખાન નામે મોટા નામીચા આદમી રેહતા હતા. એ હકીમ પોતે તો પંતીઆલામાં માહારાજાના દીવાન હતા. પણ ઘરબાર, બચ્ચાં છોકરાં સરવે એ મોહોલ્લામાં હતાં. ઘર, હવેલી, નોકર, ચાકર, ઇત્યાદિ મોટું કચબાર હતું, અને એ ઘર શેહેરના નામીચાં ઘરોમાં ગણાતું હતું. મોટી મોટી જગાએ સગું નાતું, ને પેહેજે વાંધેના લોકોની માફકની રીતભાત હતી. એ હકીમ સાહેબના નાહના ભાઈ ફતેહઅલ્લાખાન ઘણી મુદત સુધી ઇંદોરની સરકારમાં કુલ મોખતાર હતા. પણ જ્યારે તે સરકારમાં મુનશી અમુજાનનો કાબુ વધી પડયો, ત્યારે સલામત વખત જોઇને તેઓ ત્યાંથી ખીસી ગયા. ઘરમાં લાખો રૂપિઆની દોલત હતી, ચાકરીની કાંઇ પરવા નહિ હતી. હજારો રૂપિઆની મિલકત શેહેરમાં ખરીદેલી હતી. સેંકડો રૂપિઆ દર મહિને ભાડાંના ચાલ્યા આવતા હતા, અને મોટા દબદબાથી રેહેતા હતા. દરવાજા ઉપર સીપાઇઓની ચોકી હતી. અંદર બાહેર મળી ત્રીસ ચાળીસ આદમી ચાકર નોકર. ઘોડા, હાથી, પાલખી, બગી, સવારીને વાસતે તૈયાર હતા. એ ફતેહઅલ્લાખાનની બે દીકરીઓ જમાલઆરા તથા હોસનઆરા કરી હતી. જમાલઆરા તો નવાબ અસફંદીયારખાનના દીકરા સાથે પરણેલી હતી, પણ તેઓ વચ્ચે એવો અણબનાવ થએલો, કે છેવટે તેઓ વચ્ચેનો વેહેવાર બંધ પડી ગયો; ખોદા ન ખાસતે માત્ર તલાક નહિ થએલા હતા, પણ તેમ થવામાં બાકી પણ કાંઇ રેહેલું નહિ હતું. પક્ષાંનો સામાન સુદ્ધાં પાછો ફરી ચૂકેલો હતો. બીજી છોકરી હોસનઆરાની માગણી જહજરના નવાબના ખાનદાનમાં થઇ હતી. એ છોકરીઓની માસી નામે શાહજમાની બેગમ, અસગ-

રીના મછીરાંવાળા મોહોલ્લામાં રહેતી હતી. તે મોહોલ્લામાં તો અસગરીની લીઆકતનો શોર મચી રહેલો હતો, તેથી શાહજમાની બેગમ અસગરીના હાલથી સારીપઠે વાકેફ હતી. એટલુંજ નહિ પણ કેટલીએક વખતે શાદી વીવાહમાં તેને જોએલી હતી.

એક દને શાહજમાની બેગમ પોતાની નાહની બેન સુલતાના બેગમ તે હોસનઆરાની માને મળવાને વાસતે આવી. દુનિઆના દસતુર મુજબ કોઈ આદમજાદ દુઃખથી ખાલી નથી, અને એ હુકમ ખોદા તરફથીજછે, અગર બધાંનેજ ખુશી હોતેતો ઇનસાન ખોદાને ભૂલથી પણ યાદ નહિ કરતે, અને પોતાને બંદો કરી પણ નહિ ગણતે. એજ મુજબ શાહજમાનીની નાહની બેન સુલતાના બેગમને દુનિઆની સરવે મજાહ હાંસલ હતી, પણ દીકરીઓની તરફથી તે દુખી દિલથી રહેતી હતી. એક તરફથી જમાલઆરા લગનં વીવાહ કરાવીને ઘેર બેઠી હતી, ને બીજી તરફથી હોસનઆરાનો સ્વભાવ એવો તો ખરાબ થઇ ગયો હતો, કે પોતાના ઘરમાં સરવે સાથે બીગાડ થએલો હતો. નહિ માનો મલાહજો, કે નહિ વડી બેનનો અદબ, કે નહિ બાપનીધાક. જ્યાં જુઓ ત્યાં ચાકરો રડતા, ને લોનડીઓ ખૂણે ખૂણે નાસતી ભરાતી. મતલબ હોસનઆરા આખા ઘરને માથે ઉઠાવી રહી હતી. શાહાજમાની બેગમના આવવાથી આપણે જાણીએ, કે વડી માસી જાણીને હોસનઆરા ઘડી બે ઘડી ચૂપ થાઇ બેસશે. પણ શું કહીએ! શાહજમાની બેગમને હજુતો પાલખીમાંથી ઉતરતાં વાર નથી લાગી, કે બાગલી બે ત્રણ ફરિઆદો આવી! નરગેસ દાસી રડતી રહતી આવી, કે "બેગમ સાહેબ જુઓ! નાહની સાહેબજાદીએ મારો દોપટો ચીરીએચીરીયાં કરી નાંખ્યો!" સુસન ફરિઆદ કરતી આવી, કે "બેગમ સાહેબ, નાહની બાઇએ મારા ગાલપર ચમટા ભર્યા!" ગોલાબ ભભણતી ઉઠી, કે "મારો કાન લોહીલુવાણ કરી નાંખ્યો!" દાયા ચાલી આવી, કે "જુઓજી, મારી કમબખત છોકરીને એવા જોરથી લાકડી મારી, કે બાજુમાં લોહી ધાઇ આવ્યુંછ!" બબરચીખાનામાંથી દાસીએ પોકાર માર્યો, કે "જુવો વાણીની તપીલીઓમાં મૂઠીઓ ભરીભરીને રાખ નાંખેછે!" શાહજમાની બેગમે સાદ કીધો, કે "હોસના અહીંઆં આવ." માસીનો અવાજ પીછાનીને હોસનઆરા આવીતો ખરી, પણ નહિ સલામ કે નહિ દોઆ. હાથમાં રાખ, પગપર કચરો, એવી હાલતમાં દોડતી આવી માસીને વળગી ગઇ. માસીએ કહ્યું, "હોસના, તમે ઘણી શોખી કરવા લાગ્યાં છો?" હોસનઆરાએ કહ્યું "આએ ચુરેલ નરગેસે રાવ કીધી હશે?" એટલું બોલીને માસીના પાસામાંથી નીકળી કડપથી નરગેસનો ચોટલો ધરી રોળવા લાગી. ઘણુંએક માસીએ હેં હેં કીધું, પણ કાંઇબી સાંભળ્યું નહિ. સાહજમાની બેગમ પોતાની બેનની તરફ મોઢું કરી બોલી, "બેન સુલતાનાં,

એ છોકરીને ભણવા વાસતે બહાને કોઈ ઉસતાદની રાખો." સુલતાના બેગમે કહ્યું, "મા, હું શું કરૂં, ઘણા મહિના થયા ઉસતાદનીની સોધ કરૂં છું, પણ કેથે મળતી નથી." શાહજમાની બેગમ બોલી, "અરે! બેન, તમારી પણ પેલી કહેવત થઈ 'ઢંઢેરા શેહરમેં, લડકા બગલમેં' ખુદ તમારા મોહોલ્લામાં મોહોમદ કાજેલની નાહની વહુ લાખ ઉસતાદનીઓની એક ઉસતાદનીછે!" સુલતાનાએ કહ્યું, "મને આજ તુલીક એની ખબર હતી નહિ, જુઓ, હું હમણાં આદમી મોકલું છું." એમ કેહીને પોતાના ઘરની માનીજી નામની કારભારણને બોલાવી ફરમાવ્યું, "માનીજી, કોઈ મોલવી સાહેબ આએ મોહોલ્લામાં રહેછે. બેનજી કહેછે, કે તેની નાહની વહુ ઘણી શીખેલી પઢેલીછે. જુઓ, અગર ઉસતાદીગરાની ચાકરી રહેતો તેમને બોલાવી લાવો. ખાધાનું, કપડાં, અને દસ રૂપિઆ મહિનો, ને પાન સોપારીનો ખરચ હું આપવાને રાજીછું, અને જ્યારે છોકરી પેહેલો સેપારો પૂરો કરશે, અને અદબ કાએદો શીખી જાશે, ત્યારે દરમાહેઆ ઉપરાંત શીખશકજીને હું ખુશી કરીશ."

માનીજી મોલવી સાહેબને ઘેર આવી. મોહમદ કામેલની મા સાથે સાહેબ સલામ થઈ. પછે પૂછ્યું, "ભલાં બાઈ, મોલવી સાહેબના ઘણીઆંની તમેજ છો?" દેઆનત દાસીએ કહ્યું, "હા એઓજછે. આવો બેસો, કયાંથી આવ્યાં?" માનીજીએ કહ્યું, "તમારી નાહની વહુ કયાંછે?" મોહમદ કામેલની માએ કહ્યું, "માલાપરછે." માનીજીએ પૂછ્યું, "હું તેમની પાસ ઉપર જાઉં?" દીઆનતે કહ્યું, "તમે પોતાની નિશાન બતાવો, વહુ સાહેબ પોતે અહીંઆંજ આવશે." માનીજી બોલી, "હું હકીમ સાહેબના ઘેરથી આવીછું." આથી મોહમદ કામેલની માએ સરવે નાહના મોટાંની નામવાર ખેર આફીયત પૂછી, અને માનીજીને પૂછ્યું, "ખબરદાર વહુ સાથે શું કામછે?" માનીજીએ કહ્યુ," તેઓ આવેતો કહું." ખબરદારને નીચે ઉતરવાનો વખત પણ થએલો હતો. કેમકે વખતની નીમાજ પઢીને અસગરી નીચે ઉતરી આવતી હતી, અને સાંજની તથા રાતની બંધો નીમાજો તે નીચે પઢતી હતી. અસગરીને માનીજીએ જોઈતો શીખશકપણાની નોકરીને વાસતે કહેવાં આચકી, ને વાતચિત્તમાં એવું કહ્યું, કે "બેગમ સાહેબને પોતાની દીકરીને કેળવણી અપાવાની મરજીછે. મોટાં બેગમ સાહેબે તમારી ભલામણ કીધી, તેથી બેગમ સાહેબે મને મોકલીછે." અસગરીએ કહ્યું, કે "બન્ને બેગમ સાહેબને મારી તરફથી ઘણી ઘણી સલામ કહેવી, અને કેહવું કે જે કાંઈ ભાગ્યું તૂટયું મને આવડેછે, તે શીખવવાને મને કશી ઓજર નથી. ઈનસાન એટલાજ વાસતે શીખે પઢેછે, કે બીજાને ફાયદો પહોંચાડે. વળી મોટાં બેગમ સાહેબને ખબર હશે, કે હું મારે મહિરે કેટલી છોકરીઓને શીખવતી હતી. મારો જીવ ઘણો ચાહેછે, કે બેગમ સાહેબની દીકરીને શી-

ખરું, પણ શું કરું, નથી બેગમ સાહેબ દીકરીને અહીંઆં મોકલવાના કે નથી મારૂં તેઓને ત્યાં જવાનું થઇ શકતું." માનીજીએ પગારનું નામતો બોલ્યું નહિ દીધું, પણ અસેમસે બોલી, કે "બેગમ સાહેબ સરવે રીતે ખરચ ખુરણુ આપવાને તૈયારછે." અસગરીએ કહ્યું, "એ સરવે તેમની મેહેરબાનીછે, ને એ વાત એઓના મરતબાને શોભતીછે. અમે ગરીબ પણ એઓના છાયા તલે પડેલાં છીએ, તેથી ઓદા નાગાં ભૂખ્યાં નથી રાખતા. વગર પૈસે દાસી બનીનેતો ચાકરી કરવાને હું હાજરછું, અને જો પગારદાર શીક્ષક જોઇતી હોયતો શેહેરમાં ઘણી મળશે." એ પછી માનીજીએ અસગરીનો અહેવાલ પૂછયો, અને જ્યારે એવું સાંભળયું, કે એ તેહસીલદારની દીકરીછે, અને મોલવી મોહોમદ ફાજલ સાહેબની પચાસ રૂપિઆના દરમાહેઆ ઉપરછે, ત્યારે માનીને પસતાવો થયો, કે નોકરીનો એશારો નાહેક કીધો. પણ અસગરીની વાતચિત્ત સાંભળીને માની ફીદા થઇ ગઇ. જોકે દરરોજ તે નવાબી કારખાનું જોતી હતી, તોપણ અસગરીની લીયાકત ભરેલી વાતચિત્ત સાંભળીને દીગ થઇ ગઇ, અને માફી ચાહી, કે "બાઇ મને માફ કરજો." અસગરીએ કહ્યું, "શાબાસતે તમે મને કાંટા ચોબોછો. પેહેલાંતો ચાકરી કરવી એમાં કાંઇપણ એબ નથી, તેમ ગુનાહ પણ નથી, અને એમ કરતાં પણ તમે અજાણપણાથી પૂછયું તો તેનો શું મુજાકોછે."

એ પછી માનીજી રજા લઇને ગઇ, અને ત્યાં જાઇને કહ્યું, કે "બેગમ સાહેબ, ખરૂં જોતાં ઉસતાદનીતો લાખ ઉસતાદનીઓમાં એકછે. જેનો ચેહેરોજ જોતાં બુબખ પણ આદમી બની જાએ; જેની પાસે બેઠાથી ઇનસાનીઅત હાંસલ થાએ; જેનો છાયો પડયાથી સલીકો સીખાએ, ને હવા લાગવાથી અ-દબ પકડાએ; પણ તેતો નોકરી કરનારી નથી. તેહસીલદારની દીકરીછે, ને લાહોરની હકુમતના મુખતારની વહુ થાયછે. ઘરમાં દાસી નોકરછે, ઓર-ડામા સેતરંજી બીછાવેલીછે. સુજની, અંઠીગવાના તકીયા મૂકેલાછે, સારી ખુશ રીતે જીંદગી ગુજારેછે. વારૂં તેને નોકરીની શું પરવા હોય?" શાહ-જમાની બોલ્યાં, "ખરૂં છે, બેન સુલતાના, તમે માનીજીને મોકલીતો ખરી, પણ મને ભરૂસો નહિ હતો કે તે નોકરી રેહેશે." માનીજીએ કહ્યું, "પણ તેતો એવું સારૂં આદમીછે, કે મુફત શીખવવાને ખુશીથી રાજીછે." સુલ-તાનાએ પૂછયું, "શું અહીંઆં આવીને?" માનીજીએ જવાબ દીધો, "વારૂં બેગમ સાહબ; જે નોકરીની પરવા નથી રાખતી, તે અહિં કેમ કરી આવશે!" સુલતાનાએ પૂછયું, "ત્યારે શું છોકરી ત્યાં જયા કરશે?" શાહજમા-નીએ કહ્યું "તેમા શું અડચણછે. બે ડગલાં ઉપરતો ઘરછે, અને મોલવી સાહેબને તમે શું કાંઇ હલકા પોચા જાણોછો? તે ભાઇઅલી નકીખાનની સગી ફુઇની છોકરીના છોકરા થાએછે." સુલતાનાએ કહ્યું, "વાહ! ત્યારે

તો એક સેંએ આપણી સગાઇમાંછે." શાહાજમાનીએ કહ્યું, "તો ઓદા ન કરે કાંઇ જેવાતેવા છે કે. પેહેલાં તેમનું કામ ખૂબ અચ્છું ચાલતું હતું, જ્યારથી હાકેમ બગડયો, ત્યારથી બિચારા ગરીબ થઈ પડયાછે; તોપણ હમેશાં દાસીતો રહેછેછે, તેમજ દરવાજાપર પણ એક બે માણસો રહેછે." સુલતાનાએ કહ્યું, "ઠીક ત્યારે હોશનઆરા ત્યાંજ જયા કરશે."

બીજે દિને શાહજમાની બેગમ તથા સુલતાના બેગમ હોશનઆરાને લઈને અસગરીને ઘેર આવ્યાં. જોકે અસગરીને ત્યાં ગરીબી સામાન હતો, પણ તેની અછી ગોઠવણ અને સારા બંદોબસ્તને લીધે બેગમોની એવી મદારત થઇ, કે હરેક જોઇતી ચીજો બેઠાબેઠામાં મોજુદ થઇ ગઇ. બે ચાર જાતનાં અત્તર, એલચી લવંગનો ચોથરો, ચીકણી સોપારી, ચાએ ઇત્યાદિ; વાતમાને વાતમા સરવે હાજર થઇ ગયું. સારાં મજાના બીડાં તૈયાર થઇ ગયાં. બંને બેનોએ અસગરીને કહ્યું, કે "મેહેરબાની કરીને આ છોકરીને ખરે દિલથી સીખવી આપો." અસગરીએ કહ્યું, "પેહેલાંતો ખુદ મનેજ શું આવડેછે, મગર જે બે ચાર બોલો મુરબીઓની મેહેરબાનીથી જાણું છું, તે અહવું ઓદાનું છે, તો મારી શક્તિછે ત્યાંસઘી એમને દેખાડવાને પાછી નહિ રહીશ." આગળ વાતચિત થતાં સુલતાના બેગમ એક મોહોર અસગરીને આપવા લાગ્યાં. અસગરીએ કહ્યું, "એની કાંઈ જરૂર નથી. કેમ બને કે હું શીખવાઈનું તમારી પાસેથી લઉં!" સુલતાનાએ કહ્યું, "તોબાહ, શીખવાઈ આપવાને હમારું શું મોટું ધોયું છે. એતો શરૂઆતની મીઠાઇનું છે." અસગરીએ કહ્યું, "શરૂઆતમાં વધ્રાઇને વાસતે મીઠાઇ વેંહેંચી આપવાનો ચાલછે, તેટલાને વાસતે શું એક મોહોર! બચ્ચાંઓનું મોઢું મીઠું કરવાને શેર અધશેર મીઠાઈ બસછે." એ કહીને દીયાનતને અસારત કીધી, તેથી તે કોટડીમાંથી એક તબક ભરીને ગુંદી કાહાડી લાવી. અસગરીએ પોતે ફાતીઓ પઠીને તેમાંથી પેહેલાં હોસનઆરાને થોડી આપી, અને પછી ભરી તબક દીઆનતને આપી, કે સરવે છોકરાંઓને વેંહેંચી આપો. સુલતાના બોલી, "ઠીક! તમે મને શરમીનદી કીધી." અસગરીએ કહ્યું, "અમે બિચારાં ગરીબ કશાને લાએક નથી, અહીંઆં જે કાંઇછે તે પણ તમારુંજછે. અલબતે મારું આપવું તો ત્યારેજછે, કે હોસનઆરા બેગમને શીખવી આપું, ને તે દહાડા ઓદા દેખાડ, કે હું તમારી આગળ સોરખરૂ થાઉં." મતલબ, દુનિઆંદારીની વાતચિતો થયાબાદ શાહાજમાની બેગમ તથા સુલતાના બેગમ પાછાં ગયાં, અને હોસનઆરાને અસગરીના હવાલામાં સોંપી ગયાં.

અસગરીએ જે રૂપથી હોસનઆરાને તાલીમ આપી તેની વિગતની એક

જુદી ચોપડી બનાવ્યામાં આવશે. * અગર તે સરવે અહેવાલ અહીંઆં બ-ખ્યામાં આવતે, તો આ ચોપડી ઘણી વધી પડતે. આ જગોએ એટલીજ મતલબછે, કે હોસનઆરાને મદરેશામાં બેસતાંજ મોહોલ્લો ને મોહોલ્લો તૂટી પડયો. જેને જુઓ તે પોતાની છોકરીને લઇ આવેલુંજછે. પણ અસ-ગરીએ તેમાંથી ઘરસથોની છોકરીઓને ચૂંટીને લીધી, અને બાકીનાઓને એવી તદબીરથી ખસાડી મૂકી, કે હું આંતરે આંતરે પોતાની માને ઘેર જયા કરૂંછું, ને પઢવું પઢાવવું જ્યાંસુધી ખંતીનું નહિ હોએતો તે નકામુંછે. એમ છતાં પણ ૨૦ છોકરીઓ શીખવા બેઠી હતી. પણ અસગરીને કોઇ છોકરી પાસેથી લેવા લેવાડવાના કસમ હતા. બલકે એક બે રૂપિઆ તેના પોતાની ગીરેના છોકરીઓ ઉપર ખરચાતા હતા.

## અસગરીની નીશાળ.

સહવારથી બપોર તલક વાંચવું પઢવું ચાલતું હતું, અને તે પછે ખાધાને વાસતે ચાર ઘડીની છુટી મળતી હતી. તે પછી લખવું, અને પોહોર દ-હાડો રહ્યો કે સીવવું. સીવવાનું કામ સૌની ગુંજાસ માંફક હતું. કેમકે ફકત સીવવાનુંજ શીખવ્યામાં આવતું નહિ હતું, બલકે હરેક તરેહનું ગુંથવાનું, હ-રેક તરેહની સીવાઇ, હરેક તરેહનું વેતરવું, જોડવું અને ટાંકવું હતું. પેહેલાંતો તેનો સામાન એકઠો કરવામાં અસગરીના દસ રૂપિઆ ખરચાયા. પણ પાછળથીતો તેજ કામમાંથી આવક થવા લાગી. જે કામ છોકરીઓ બનાવતી, તેને દેયાનત ધ્રુરી જઈ બજારમાં વેચી આવતી. એ રીતથી નિ-શાળને હિસાબે એક મોટી રકમ એકઠી થઈ ગઇ. જે જે છોકરીઓ ગરીબ હતી, તેઓના એ રકમમાંથી કપડાં કીધામાં આવતાં, તથા ચોપડીઓ વેચાતી લેઇ આપવામાં આવતી હતી. છોકરીઓને પાણી પાવા તથા પંખો એંચ-વાને વાસતે ખાસ એક ઓરતને નોકરી રાખી હતી; અને નિશાળના ફંડ-માંથી તેને પગાર મળતો હતો.

છોકરીઓની રીત હોયછે કે શીખવનારીઓ આગળ જતાં તેઓનો દમ નીકળી જાએછે, પણ અસગરીની નિશાળીઅણો તો પોતાની ઉસતાદની ઉપર મોહીત હતી. હજુતો સુઇને ઉઠે નહિ, કે છોકરીઓ પોતાની મેળેજ નિશા-ળમાં આવતી શરૂ થાતી, અને પોહોર રાત ગયા સુધી ત્યાંજ ભેગી રહેતી હતી, તથા મુસકેલથી ઘેર જાતી હતીઓ, કેમકે અસગરી સૌની ઉપર ખરાં દિલથી પ્યાર કરતી. તેણે શીખવવાની રીતી એવી તો સારી રાખી હતી, કે

* આ કબૂલત મુજબ મોલવી મોહોમદ નજીર એહમદે સન ૧૮૭૨ માં "બનાતુન નાશ" નામની એક ચોપડી બનાવી બાહેર પાડેલીછે, જેમાં હોસ-નઆરાને કેવી રીતે કેળવણી મળી તેનું અચ્છી રીતે બયાન કીધેલુંછે.

વાતચિતમાંજ તાલીમ મળતી હતી. તે એવી રીતની તાલીમ નહિ હતી, કે સવારથી ટેં ટેં નો ચરખો જો ચાલ્યો, તો દિવસ આઠમે ત્યાંસુધી બંધ નહિ પડે! જેવી રીતે અસગરીને તેના બાપે શીખવ્યું હતું, તેવીજ રીતે અસગરી પોતાના શાગેરદોને શીખવતી હતી. તેથી એ છોકરીઓ જાણે શાગેરદની શાગેરદ અને સહીઓની સહીયો હતી. જો કોઇ છોકરીના લગણ થતાં, તો નિશાળના ફંડમાંથી તેને થોડીઘણી જણસ કીધામાં આવતી હતી.

અગર અસગરી પોતાની નિશાળને વધારવા માંગતે, તો શેહેરમાંની સઘળી નિશાળો ઉજ્જડ થઇ જતે, કેમકે સેંકડો ઓરતો પોતાની છોકરીઓને વાસતે ખુસામદ કરતી હતી. અને છોકરીઓ પોતેજ દોડી દોડીને અંહીં આવતી હતી, તેનો સબબ એકે બીજી નિશાળોમાં સારો દહાડો ઘોંઘાઇ રહેવું પડતું હતું. તેઓ ઉપર શીખવનારીઓનો ભારી જાપતો, શીખવું થોડું, માર ખાવો, ને કામ ઘણું કરવું પડતું હતું. આખા દહાડામાં શીખ્યાં તો માત્ર બે બોલ, સવાર સાંજનો ઠેરવેલો માર હોવજ હોય. અને જ્યાં જોઇએ ત્યાં સો ચુનાચુના. ઉસતાદનીજીની નજર પડી ગઇ, તો જાણે આફત આવી! ત્યાંના ધસડબોરા વિશે પૂછો તો સવારના આવતાંજ ઘરનો કચરો કાહાડવો, ઉસતાદનીજી તથા ઉસતાદજી અને દસ બાર માનીટરજી બલકે પડોશિઓ તલકના બીછાનાં ઘડા વાળવાં! ચચાર પાંચ પાંચ જણીઓએ મળીને કમબખત ભારી પટથર જેવા પલંગો ઉંચકવા! એમાંની બે ચારની કમબખતી જો જલદી આવી હોયતો સેપારા લઇને બેસે, ફકત મોઢેથી રાગડા નીકળે, અને ઉસતાદનીજીની તરફથી દડા ફેંકવી શરૂ થાએ. વળી બે ચાર જણી જેઓ સહવારના કોઇનું સારૂં મોઢું જોઇને ઉઠેલી! તેઓ કામે કાજે વળગી જતી. કોઇ ઉસતાદનીજીનાં છોકરાંઓને કેડે લેતી, જેના બોજાથી કમર ભાગી જાએ, તોપણ ધાકને મારે ગરદનપર બલાને સવાર રાખી મૂકી વખત કાપતી ફરે. રડતી ટટલતી છોકરીઓનો અવાજ કાનમાં ચાલ્યો આવતોજ હોએ. કોઇનું તો દિલમાંને દિલમાંજ રડવું સમાઇ જાય. એવાં દુઃખ કરતાં કેટલીઓને આ મુસીબત ગનીમત લાગે, કે કોઇ રાતનાં વસીદાં વાસણો માંજવાં માડતું, જેમાં અંગ પટકાઇ જતું, અને ખાંશો રહી રહી જાતી. એમ છતાં પેલીમેરથી નાહની બેન જીવ પછાડી અને દિલ તોડી રહી હોય, કે "ભલાં ઉસતાદનીજી, હું મરી ગઇ, ભલાં હું તમારી ઉપરથી ઓવરાઇ ગઇ, ભલાં ખોદાને વાસતે, ભલાં રસુલને વાસતે, ભલાં હું માનીટરજીની લોન્ડી થઇ ગઇ. હાએરે! હાએરે! હાએરે! હાએરે! ઉઇ માજી! ઉઇ બાવાજી! ઉઇ બેનોજી!!" જો વડી બેનો હોયતો તેઓ આવું સાંભળી જટ જટ વાસણો માંજવા માંડે. એ કામથી ફારેગ થવાં, તો મસાલો પીસવા, આટો ગુંદવા, અતર લગાવવા, સી ગોશત વધારવાનો વખત આવ્યો. વળી બપોરના ઉસતાદનીજી સુતાંજ છે,

ને નિરદોષ બચ્ચાં પંજા નાખી રહેલાં હોયછે, ને કંટાળાથી દિલમાં દુઆ માગેછે, કે "ઓદા કરેને એવાં ઉંઘાએ કે ફરી કદિ ઉઠેજ નહિ !!!"

આવી આવી મુસીબતો બીજી નિશાળોમાં હોએછે. અસગરીને ત્યાં નહિ માર કે નહિ ફાર. મોટામાં મોટો ધાક એજ હતો કે "સાંભળો બાઈ, તમે પાઠ યાદ નથી કરતાં? તમારે લીધે મારી નિશાળનું નામ વાએડું થાએછે, હું તમારાં માજીને બોલાવીને કહી દઈશ, કે બાઈ તમારી છોકરી અહીંઆં તો નથી શીખતી, એને તમે કોઈ બીજાં ઉસતાદનીજી પાસે બેસાડો." એટલું કહેતી, કે છોકરીમો દંમ નીકળી જતો. પછી જોઈ લ્યો કે પાઠ નોકે જુબાન થએલોજછે. અથવા જેણે પાઠ નહિ કીધો, તેને કહેતી, કે "બેન, આજે તમે પાઠ યાદ નથી કીધો, અને છોકરીઓ બપોર પછે સીવવા બેસશે, ત્યારે તમારે વાંચવા બેસવું." એટલું કહેવું કે પેલી જલદી જલદી પાઠ યાદ કરી નાખતી. નિશાળમાં મેહમુદા અને હોસનઆરા એ બે વડી નિશાળીઅણો હતી. અહીંઆં નહિ ઝાડું દેવી પડતી, કે નહિ બીછાના ઉચકવાં પડતાં. નહિ પલંગો ઉફરા કરવા પડતા, કે નહિ વાસણો માંજવાં પડતાં, કે નહિ માનીટરોની ઉઠવેઠ કરવી પડતી હતી. બલકે ખુદ છોકરીઓપર એક ઓરત ચાકર હતી. માયા અને સુખ સાથે વાંચવા, લખવા અને સીવવા, એ ત્રણ કામની અચ્છા શોકથી છોકરીઓ કેળવણી પાંમતી હતી.

આ જગોએ એ નિશાળની એક વાત લખ્યામાં આવેછે. જેથી અસગરીની શીખવવાની રીત ટૂંકામાં જણાશે. સફીહન નામની એક ઓરત હતી, તેની ફજીલત નામની છોકરી દશ વરસની હતી. એ ફજીલતને જાતી ઉલટથી વાંચવા, લખવા અને સીવવા ભરવાનો શોક હતો. તેની મા સફીહન એમ ચાહાતી; કે ફજીલત ઘરમાં રહી ઝાડું કરે, લીપે, વાસણ માંજે. પણ એવાં કામોપર ફજીલતનું દિલ નહિ લાગતું હતું. માના કહેવાથી કરતી તો હતી, પણ તે બેદિલીથી. એક દહાડે સફીહન ફજીલતપરે ઘણી ચીરડાઈ ગઈ, તેથી તેને પોતાની સાથે લઈને અસગરીની નિશાળમાં લાવી બેસાડી, અને કહ્યું, કે "ઉસતાદનીજી, આ છોકરી નકામીછે, જે કામ કહું છું, તેનો તરતજ જવાબ આપેછે, વાસતે એને એવો અદબ શીખવો, કે ઘરના કામોમાં એનો જીવ લાગે." અસગરીએ જ્યારે તપાસી તો ફજીલતને પોતાની મરજી મળતી જોઈ, અને આ તરફ ફજીલતને પોતાની મરજી માફકની ઉસતાદની મળી. સહવારનાં સૂરજ ઉગતાંજ તે આવતી, ને બપોરના ખાણું ખાવા જતી. ખાણું ખાધું, કે પાછી ઉભે પગે આવી નિશાળમાં પાણી પીતી, અને ત્રીજા પોહોરની આવેલી તે ચાર ઘડી રાત થયે જતી હતી. કોઈ કોઈવાર સફીહન તેની ખબર લેવાને મકતબમાં આવતી, તો કેટલાએકવાર તેને છોકરીઓની સાથે ઢીંગલાં રમતાં, અને બેચાર વાર કુલ્લાંઓમાં પકાવતાં જોઈ હતી.

એક દહાડો ચાર ઘડી રાત ગુજરી ગઇ, અને ફજીલતને જતાં વખત લાગ્યો, તેથી સફીહન તેને બોલાવા આવી તો જોએથું, કે મેહમુદા એક વારતા બોલાવેછે, ને આસપાસ નિશાળની સરવે છોકરીઓ બેઠીછે, તેમજ ખુદ ઉસતાદનીજી પણ છોકરીઓની અંદર ભેળાઇ બેસી વારતા સાંભળેછે. આ જોયાથીતો સફીહનનો જીવ બળી જલીને ખાક થઈ ગયો, અને બોલી, કે "વાહ! ઉસતાદનીજી! તમે છોકરીઓનો સારો નાશ કરી રાખ્યોછે! જ્યારે પણ હું ફજીલતને જોવા આવીછું, ત્યારે કોઇવાર પણ મેં તેને પઢતાંતો જોઈજ નથી. આ કાંઇ નિશાળ નથી, પણ ફકત રમતખાનું છે. એમછે તોજ છોકરીઓ દોડી દોડીને આવેછે." અસગરીએ કહ્યું, કે "બેન, અગર તમારી મરજી મુજબની કેળવણી તમારી છોકરીને નથી મળતી, તો તમારી દીકરીને ઉઠાડી લઇ જાઓ, પણ નાહક નિશાળને બદનામ ના કરો. વારૂં હું તમોને પૂછુંછું, તમારી ફજીલત માઈજી ઉસતાદનીની નિશાળે કેટલા દિવસ શીખી હતી, અને શું શીખી હતી?" સફીહને કહ્યું, "ત્રણ મહિનામાં પાંચમો સીપારો આખો, અને છઠો અરધો." અસગરીએ કહ્યું, "ત્રણ મહિનામાં ૧॥ સીપારો તો મહિને અરધો સીપારો થયો. અને અમારે ત્યાં તમારી ફજીલત રજબ મહિનાથી બેઠીછે, અને હમણાં જીકાદ ચાલેછે, એટલે ચાર મહિના થયા, તેમાં તેરમો સીપારો આખો પૂરો થયો, ઇઆને ૭॥ સીપારા શીખી. તે હિસાબે મહિને દહાડે નજદીક એક સીપારાની આવરેજ આવેછે. જુઓ, માઇજીની નિશાળ કરતાં બમણો! અને જ્યારે ફજીલત અહીંઆં આવી, તો એક કાળી લીટી પણ દોરતાં તેને આવડતી નહિ હતી, અને હમણાં તો નામ લખેછે, વળી શકિત મુજબ એના દસ્કત પણ કાંઇ ખરાબ નથી. આવી ત્યારે વીસ તલક પણ પાધરી ગણી નહિ જાણતી હતી, હમણા પંદરએકાનો પાડો યાદ કરેછે. સીવવામાં દોરાઠવું પણ પાધરૂં નહિ હતું, હમણા એના હાથનો બખીયો જુઓ. અકીલા, પેલો કંડિઓ લાવીને ફજીલતે કુરતીમાં જે બખીયો ભરેલોછે, તે જરા એઓને દેખાડો, અને ફજીલતને હાથનાં ભરેલાં ફૂલો, મમરા, બુટ્ટીઓ, લેહેરો, પોપટા, ખાનેતોડ, ખાડાચાન, કટેરા, સોકટાં, ખાકો, તારશુમાર, ચમેલીની જાલર, તરેપનવેલ, ટીનિકામ, ઈત્યાદિ જે પણ કંઇ હોય તે પણ ઉઠાવી લેતી આવ." ફજીલત બોલી, "ઉસતાદનીજી હુંજ જાઇને લાવું?" ફજીલત દોડતી દોડતી જઇ પોતાનો નમુનો ઉઠાવી લાવી. સફીહન એક વાતના દસ દસ જવાબ સાંભળીને થથરીજ રહી. અસગરીએ કહ્યું, "બેન લ્યો, કાંઈ ઇનસાફ પણછે! ચાર મહિનામાં તમારી દીકરી એથી વધારે શું શીખતે?" સફીહન તો એવી શરમીનદી થઇ ગઇ, કે ઘરા બરી પાણીથી ભીજાઇ ગઇ. હવે તો શરમને લીધે ઉસતાદનીજીની સામે આંખ પણ ઉંચી કરી નહિ શકતી હતી.

કમબખ્ત શરીફનના આવવા જવાથી મેહમુદાની પેલી મજાહની વારતા તો રહી ગઈ, તેથી સઘળી છોકરીઓ એની તરફ ઘોરી ઘોરીને જોવા લાગી. શરીફને કહ્યું, "ઉસતાદનીજી, મને એની શું ખબર? ફજીલત સારો દહાડો તો અહીંઆં રહેછે, રાતના એટલે કે મોડથી આવેછે, કે ખાઉં ખાધું કે સુઈ ગઈ. મને એને પૂછવા પરછવાનો કાંઇ જોગ બનતો નથી. બે ચાર વાર હું અહીંઆં આવી, તો કોઇવાર ઢીંગલાં રમતાં જોઇ, કોઇવાર કુલામાં રાંધતાં, કોઈવાર કહાણીઓ સાંભળતાં જોઇ. એથી મને વેહેમ આવ્યો, કે એ પોતાનો વખત રમવા કુદવામાં ખુએછે. હવે તો મારા મોઢામાંથી વાત નીકળી ગઇ, મને માફ કરો." અસગરીએ કહ્યું, "ખરૂં છે કે તમારો વેહેમ વગર કારણનો નહિ હતો, પણ હું એવી રમતની વાતોમાં એઓને કામની વાત શીખવુંછું. કુલાથી છોકરીઓ હરેક તરેહના ખાણાની બનાવટ શીખેછે. એથી મસાલાનો અંદાજો, નીમકની અટકળ, સવાદની પીછાણ, વાસની સમજણ તેઓને આવડેછે. કેમ ફજીલત? પરમદીને સુકરવાર હતો, ત્યારે તમે સરવે છોકરીઓએ મળીને કેટલો જરદો પકાવ્યો હતો? તેની બનાવટ, અને તે પાછળ થએલો સરવે હિસાબ કીતાબતો અમોને સંભળાવ." ફજી-લતે કહ્યું, "હિસાબતો મેહમુદા બેગમે પોતાની ચોપડીમાં લખી રાખ્યોછે, પણ તેના બનાવટતો મેં તમારા ફરમાવ્યા મુજબ સારાં ધ્યાનથી જોઈ લીધી છે, અને તે મારી સમજમાં સારી રીતે આવી ગઇછે. એક સેર ચોખા હતા, તેને પેહેલાંતો એક બખાનામાં ભીજવી કાહાડયા, અને એક અસ્ફીની પીળી દાંખલી મંગાવી તે પૈસાભાર ભેળી હતી. તેને દોઢશેર પાણીમાં જોશ આપ્યો, જ્યારે પાણી ઉકળયું, ને તેમાં રંગ પીગળી ગયો, એટલે તેને ગાળી કાહાડી, તેમાં પેલા ચોખાને નીતારીને નાંખ્યા. જ્યારે ચાવલ અધકચરા થયા, ત્યારે ચાવલને એક કપડાં ઊપર વીખરી નાંખ્યા, કે તેમાં જેટલું પાણી હોય તે નીકળી જાય. પછી નવટાંક ઘીને તપેલાંમાં નાખી લવંગનો વઘાર આપીને કકડાવ્યું, અને તે ઉપર ચાવલ નાંખ્યા. ઉપરથી ચાવલના બરોબર વજનની કાચી ખાંડ નાંખી, અને અટકળથી એટલું પાણી નાખ્યું, કે ચાવ-લની જે કણી બાકી રહી હતી તે પલળી જાય. પછી છ ટાંક કીસમીસને ઘીમાં કકડાવીને જ્યારે તે ફૂલી ગઇ, એટલે ચાવલમાં નાંખી, અને ઉપર તથા નીચે અંગારા મૂકીને દમપર મૂકયું." અસગરીએ કહ્યું, "બનાવટતો ઠીક કહી; પણ જ્યારે મેં ચાવલને જોયા હતા, ત્યારે તે બેસી ગએલા હતા, એથી જણાયછે, કે તમે કપડાંપર ફેલાવીને થંડા પાણીથી તેને ધોયાતા નહિ"

પછી અસગરી શરીફનની તરફ મોઢું કરીને બોલી, "કેમ બેન, જરદોતો તમારી દીકરીએ ઠીક પકાવ્યો? એ સરવે હાંલ્લાં કુલાંની દોલતથીછે. બેન મેહમુદા, તમે તમારા જરદાનો હિસાબ સંભળાવો." મેહમુદા જઇને હિસા-

બની ચોપડી લઈ આવી, અને બોલી, “ઉસતાદનીજી, રૂપિઆના ૭ સેર ચોખા લેખે એક સેર પોણાત્રણ આનાના થયા, અને એક પૈસાની હળદ તથા લવંગ. બસેર લેખેનું ઘી હતું તે પોણો પા મંગાવ્યું, તેમાંથી અરધીક પા વધારતી વખતે નાખ્યું, અને ૭ ટાંક જેટલું કીસમીસ કકડાવી દમ આપતી વખતે લાગ્યું, મળી ૧ા આનાનું ઘી થયું. અને ચાર સેર લેખેની ખાંડ તેનાં એક સેરના ૪ આના, અને એક પૈસાની કીસમીસ મળી કુલ પોણા અગિઆર આનાના પૈસા ખરચ થયો. હમો દસ છોકરીઓનો ઉધરાટ હતો, તેમાં પોણાબે આના મારા હતા, તથા એક ફજીલત, બીજી અકીલા, ત્રીજી હોસનઆરા, ચોથી અમતલ્લા, પાંચમી આલીયા, છઠી સલમા, સાતમી અજબની, અને શકીલા તથા જમીલા બે બેનો મળી ૯ એ સરવેનો એકેક આનો.” અસગરીએ કહ્યું, “મેહમુદા, તમે હિસાબમાં ભૂલ ખાધીછે.” મેહમુદાએ તપાસી જોઈને કહ્યું, “હા ઉસતાદનીજી, ચોખામાં ઉપરની કોડી-ઓ બચી તે વાંજીઆ કણીઆએ હજમ કીધી. આહા! દાંખડીઓ અને લવંગ તેટલામાં આવી જતેતો એક પૈસો બચતે. દેઆનત જાતો, કણીઆ પાસેથી તે કોડાયો લાવ.” અસગરીએ કહ્યું, “હેં હેં એ શું કરોછો? કો-ડાની મામલત ને પરમ દહાડાની વાત. હવે કાંઈ બોલોના. તમારી ભૂલની સજા એછે, કે તમે એટલું સેહેવો.” અસગરી હોસનઆરા તરફ જોઈને બોલી, “જરદાની બનાવટ અને લાગટતો જણાઈ, પણ વારૂં તપેલું ભરી કીધેલા સેરભર જરદાનું તમે સઘળીઓએ મળી શું કીધું?” હોસનઆરાએ જવાબ દીધો, “કાનવાળી બે રકાબીઓ ભરીને તો ખોદાને નામે મસજીદમાં મોકલી હતી. બાકીનામાંથી ૧૩ ખુમચીઓ ભરી હતી. નિશાળમાં અમે બધી મળી ૨૫ છોકરીઓ છીએ, તે બબે વચ્ચે એકેકી ખુમચી આવી. તેરમી ખુમચીમાં હું એકલીજ હતી.” અસગરીએ પૂછ્યું, “ત્યારે શું તમે બમણો હિસ્સો લીધો?” હોસનઆરા બોલી, “નહિ. મારી ખુમચી અ-રધી હતી, સૌને પૂછી જુઓ.” અસગરીએ પૂછ્યું, “ત્યારે તમે બાઈબં-ધીમાંથી જુદાં કેમ પડયાં?” હોસનઆરા તો ચૂપ થઈ ગઈ, પણ અમત-લ્લાએ કહ્યું, “ઉસતાદનીજી, એઓને સૌની સાથ ખાતાં ઘેન આવેછે.” હોસનઆરા બોલી, “નહિ ઉસતાદનીજી, ઘેનની વાત નથી. હું સોફરા ઉપર સરવેથી છેલી આવી, તેથી એકલી પડી ગઈ. આપ મેહમુદાને પૂછી વાકેફ થાઓ.” અમતલ્લાએ કહ્યું, “કેમ તમે હમણાં થોડાજ વખત થયો મારૂં કુચેલું પાણી પીવા માટે વઢયાંતાં નહિ?” હોસનઆરાએ જવાબ દી-ધો, “હું વઢીતી કે? ફકત એટલી વાત કહી હતી, કે જેટલી તરસ હોએ તે મુજબ પાણી લ્યા કરો? ગલાસમાં કુચેલું પાણી રાખવું એબ ભરેલુંછે.”

પછી અસગરીએ મેહમુદાને પૂછ્યું, કે “પેલું ચોપાનીઉં ‘અલબાને નેયા-

મત ' નું મેં જે તમોને આપ્યું હતું, તેમાનાં સરવે જાતનાં ખાણાં તમે રાં-ધીને તપાસી ચૂક્યાં કે હજુ નહિ ?" મેહમુદાએ થોડો વિચાર કરીને કહ્યું, "હું પોતાના મનમાં સરવે પકાવી ચૂકી છું, બલકે કોઇવાર બનાવી પણ ચૂકી છું.' જેટલી મોટી છોકરીઓછે, તેઓ સૌને સાધારણ રોજના ખાણાંની રીતિ ખબરછે, અને તે ઉપરાંત પણ હરેક જાતના શીખના, મસાલાના, ચણાના આટા સાથના કવાબ, કુફતા, પલાવ, જરદો, મતનજન, દહીંની બીરીયાની, નુરમહલી, કુરમા પલાવ, સમુસા, મીઠો સલુનો, સીંગર, દહીથરાં, સોહાલ, ઘીની સેવ, તળેલી દાળ, પૂરી, પાપડ, બુરીયાની, ફેરીની, સૂકો હલવો, નરમ હલવો, અંદરાની ગોળી, એ સરવે ચીજો વારેવાર પકાવી ચૂક્યાંછે, અને સરવે છોકરીઓએ રાંધતાં જોયુંછે, બલકે પોતાને હાથે પણ પકાવ્યુંછે, અને તમે જાણોછો, કે આપણી મકતબમાં હાલ્નાં કુલ્લાંનું તો ફકત નામછે, જે ચીજ રાંધેછે, તે ખાસા એક કુટંબને લાએક પડેછે, અને હોસનઆરાને તો ચટ-ણીઓ તથા મુરબાઓનો ઘણો શોકછે. એ ચીજો એઓના સિવાએ બીજી છોકરીઓ કમ જાણેછે." એ પછી અસગરીએ સફીહનને કહ્યું, કે "બેન, હવે તમોને અહીંઆંના કુલ્લાંઓના ફાયદા તો જણાઇ ગયા હશે ? આજે મોડી રાત થઇછે. કેટલીએક છોકરીઓનાં ઘર દૂરછે, માટે જો કાલે આવ-શો તો ઢીંગલાં ગુરીયાંની રમત તમોને બતાવીશું, અને સાંજ તલક રહેશો તો કહાણીઓ પણ સંભળાવીશું." સરવે લોકો રૂખસદ થયાં. સફીહન જતાં જતાં અસગરી આગળ હાથ જોડીને કહેવા લાગી, કે "ઉસતાદનીજી, આ મારો કસૂર માફ કરશો ?"

બીજે દિને જ્યારે સફીહન પાછી આવી, ત્યારે છોકરીઓના નમુના અને છોકરીઓના વણેલા ગોટા, છોકરીઓના ગૂથેલાં ગોખરૂં, છોકરીઓની બનાવે-લી ટુઇઓ અને ચાંપાં, છોકરીઓના વેતરેલાં તથા સીવેલાં મરદાની તથા જ-નાની કપડાં, એ સરવે અસગરીએ તેને દેખાડયાં, જેના જોવાથી સફીહનને અતિશે આચંબો ઉપજ્યો. તે પછી છોકરીઓના ઢીંગલાંઓનું ઘર દેખાડયું. એ જગોએ ઘર ચલાવવાનો સરવે અસબાબ, બીછાનાં, તકીયા, તસ, ચલમ, કલસીયા, રકાબી, પરદા, ચક, ચંદરવા, પંખા, કુરતીન પલંગ, દરેક જાતનાં વાસણ, હરેક જાતનો સામાન, ને સણગાર પોતપોતાને ઘટતે ઠેકાણે મૂકેલો હતો. તથા ઢીંગલીઓને એવીતો સણગારેલી હતી, કે જાણે લગણના ઘરમાં મેહેમાનો ભેગાં મળયાં હતાં, જ્યારે ઢીંગલાંનાં ઘર જોઇ ચૂકી, ત્યારે અસ-ગરીએ સફીહનને કહ્યું, કે "છોકરીઓની સરવે રમતમાં મને ઢીંગલાંનો ખેલ ઘણો પસંદછે. એની મારફતે છોકરીઓ, સીવવું, ગુંથવું, કપડાં વેતરવાં, અને ઘરની ગોઠવણ, તથા હરેક તરેહની રસમો જેવી કે છટ્ટી, ખીર ચટાઇ, દૂધ છોરાઇ, નિશાળે બેસાડવાનું મૂરત, રોજા, માગણી, દીવાળી, બજેવ, મોહો-

રમની મીઠાઇ અને મોટાં તીરથ, તહેવાર, પેરામણી, વરણી, વધાવો, વીવાહ, આલીશું, ચોથી, એ સરવેની રીતભાંતથી માહીતી મેળવેછે. "બેન સફીહન, તમારી છોકરીતો હમણાં થોડાજ દિવસ થયાં આવેલીછે, પણ જે છોકરીઓ મારી નિશાળમાં ઘણા દિવસથીછે, જેવીકે આએ બેઠેલીઓછે. અમલજનીન, ધઆ મારી નણંદ મેહમુદા, ઇઆ હોસનઆરા, એઓ વિશે વગર હું કારથી કહુંછું, કે અગર તેઓને કોઇ મોટાં ભર્યાં પૂર્યાં ઘરનો કારોબાર આજે સોંપ્યો હોયતો, ધનશાલ્લા તે એવો ચલાવશે કે, જેવો કોઇ ઘણી કસાએલી, અને અનુભવી કરતી હોએ. હુંતો ફક્ત શીખવવા ઉપરજ તાકીદ નથી કરતી. એઓને દુનિઆને કામની બનાવુંછું. જે કામ હવે પછે એઓને માથે પડનારછે."

એટલું કહીને અસગરીએ હોસનઆરાને બોલાવી, અને કહ્યું કે, "બાઇ, તમારી ઢીંગલીનું ઘરતો અચ્છું સણગારેલુંછે, ફક્ત એક ખામીછે, કે તમારાં ઢીગલાંની પાસ રંગીન વાગા જણાતા નથી. કદાચ તમોને રંગતાં નહિ આવડતું હશે?" હોસનઆરાએ કહ્યું, "રંગતો મને મેહમુદા બેગમે સારી-પેઠે શીખવ્યોછે, પણ મેં અમસ્તાં નથી રંગ્યાં." અસગરીએ કહ્યું, "વારૂં, જાણોછોતો બતાવોની?" હોસનઆરા બોલી, "ઉસતાદનીજી, વરસાદના દહાડામાં પેહેરવાનો રંગ રાતો, નારંગીઓ, ગોલિઅનાર, ગોલિશફતાલું, ખરબુ-જીઓ, ધાની, અને કાળોઘેરો, તથા થંડીની મોસમનો રંગ સદબરગી, ગેરૂઓ, ઉન્નાબી, ઘાસીયો, તેલિયો, જાંબુઓ, કાળો, બુલ્લુ, ગોલાબી, જાફરાની, કો-કમી, અને કરનજીઓ, તથા ગરમીનો પીયાજી, આબી, ચાંપાઇ, કપાસી બદામી, કપૂરીયો, દૂધીયો, ખશખશી, ફાલસાઇ, સંદલી, અને સીંદુરીયોછે, એ સિવાએ બીજા રંગોતો ઘણા હોયછે, પણ મેંતો તેજ કહ્યાછે, કે જે ઘણુંકરી પેહેર-વામાં આવેછે," અસગરીએ પૂછ્યું, "રંગોના નામતો તમે ઘણાં ગણાવ્યાં, પણ બતાવો કે એ સઘળા રંગો તમોને રંગતાં આવડેછે?" હોસનઆરા બોલી, "મેં તેજ રંગોનાં નામ દીધાંછે, જે મને પોતાને રંગતાં આવડેછે." અસગરીએ કહ્યું, "વારૂં, ત્યારે બતાવો, કે ખરબુજીઓ કેવી રીતે રંગેછે?" હોસનઆરાએ કહ્યું, "સારા ઘેરા રંગની અરધો ગજ મલમલ મંગાવવી. પાણીને ખૂબ જોશ દઇને તેમાં ફટકી નાંખવી, ને ઉપરથી ગોળનો કટકો નાંખીને હલાવવો, ફટકીની અસરથી ગોળનો રંગ જમી જશે, પછે તેમાં કપડું રંગી લેવું." અસગરીએ કહ્યું, "વારૂં, જો ગોળ નહિ હોયતો?" હોસનઆરાએ કહ્યું, "ત્યારે તીસુના ફૂલોને જોશ દઇને ફટકી વાટીને મેળવવી, એટલે ખર-બુજી થઇ જશે. લેકીન તે હલકો કપાસી થશે. સારો ખરબુજી વગર ગોળે રંગાઇ નથી શકતો. પણ ખોદાની મેહેરબાનીથી આ દહાડાઓમાં, મજેનટા એવો ચાલ્યોછે, કે સરવે રંગોને તેને માત કરી નાખ્યોછે. કપડાંતો કપડાં

પણ મીઠાઇના ચાકાંઓને પણ મજેનટાથી ઘણો અચ્છો રંગ આપવામાં આવેછે. મારી વડી બેને મજેનટાના રંગનો જરદો રાંધીને મોકલ્યો હતો, તેનો કેસરથી પણ સરસ રંગ થયો હતો." અસગરીએ સબરાઇને પૂછ્યું, "હોસનઆરા! તમે તો તે મજેનટાથી રંગેલા ચાવલ નથી ખાધા?" હોસનઆરાએ કહ્યું, "મેં ખાધાતો નથી. પણ ઉસતાદનીજી વારૂં કેમ તે ખાધામાં કાંઇ નરથછે?" અસગરી બોલી, "ઓહો! મજેનટામાં તો સોમલ આવેછે. ખબરદાર! મજેનટાની કોઇ ચીજ જબાંપર મૂકવી નહિ." હોસનઆરાએ કહ્યું, "મેંતો મજેનટાનાં રંગેલાં ચાકાં મોહરમમાં ઘણા ખાધાંછે. અસગરી બોલી, "તેનું કાંઇ નહિ. નખ જેટલાં મજેનટામાંથીતો પુષ્કળ ચાકાં રંગાયછે, તેથી તમોને કાંઇ નુકશાન નથી થયું, પણ યાદ રાખજો કે એમાં ઝેરછે." હોસનઆરા બોલી, "મજેનટાથી રંગાએલી મીઠાઈ લોકો હમેશાં ખાએછે." અસગરીએ કહ્યું, "તેઓ ઘણું નરથ કરેછે. ઝેર જ્યારે પોતાના વજન કરતાં વધી જશે, ત્યારે ખચીત કરી તેની માઠી અસર થશે."

સાંજ પડી તેથી છોકરીઓ પોતાના દોબીસ્તાન અને ચોપડીઓ ઠેકાણે મૂકી કાએદા મુજબ રમવા તથા વારતાઓ અને ઉખાણા કહેવા તથા સાંભળવા આવી બેઠાં. અસગરીએ સફીહનને કહ્યું, કે "અહીંઆં કાંઈ ચૂલ્લી ચલ્લાની કહાણીઓ નથી થતી. વારતાઓની એક ઘણી સારી ચોપડીછે, જેમાં ઘણી સારી સારી વાતોછે, અને તેમાંની દરએક વાતોથી એકી નસીહત કાહાડલીછે. વળી એ ચોપડીમાંની ભાષા પણ ઘણી સાદીછે. હમણાં આ છોકરીઓ તે ચોપડીમાંની વાતોથી જીવ બહેલાવશે, કહાણીઓ બોલવાથી તેઓને બોલવાની ઢપ સાફ આવેછે, તથા મકશુદની મતલબે પહોંચવામાં વધારો થાયછે. જ્યારે કોઇવાર મને ફુરસત હોએછે, ત્યારે હું પણ કહાણીઓની વચમાં એઓને સવાલ કરતી જાઉંછું, અને જેવી એઓને સમજ હોએ, તેવો મને જવાબ આપતાં જાએછે. અગર તે જવાબ ખોટો હોએછે, તો હું તેઓને સમજાવુંછું. ઉખાણા પારખવાથી એઓના જ્ઞાનને મજબૂતી, અને એઓના જેહનને તેજી મળેછે, પણ તમે એઓમાં બેસીને તમાશો જુઓ, મને આજે આલીયાની માએ તેડાવેલાછે માટે હું ત્યાં જાઉંછું. તેના બચ્ચાંના જીવને સારૂં નથી. તેણે ઘણી ઘણી આજેજીથી કહેવાડ્યુંછે, તેથી નહિ જાઉં તો તેને માઠું લાગશે. વળી મારો જીવ પણ માનતો નથી."

**સફીહન**—હા, મેં પણ સાંભળ્યુંછે કે તેનો છોકરો કેટલા દહાડા થયા ખાવતો નથી. બિચારી ઘણી ઘભરાઈ રહીછે. આહા! ખોદા કરે બિચારો જીવતો રહે. ખોદાની મેહેરબાનીથી બચેલોછે. દશ વરસે ઘમ દઇને ખોદાએ એ સુરત દેખાડીછે. આલીયા પછીનો ફકત એજ એક બચેલોછે. ઉસતાદનીજી, તમોને એલાજ કરવા માટે બોલાવ્યાં હશે?

**અસગરી**—એલાજ બેલાજતો મને કાંઈ આવડતો નથી. આગળ એક વેળાએ છોકરાને સસણી થઈ ગઈ હતી, મેં ઝેરમોહરો, વસલોચન, ગોલાબનો જીરો, નાહની એલચી, સફેદ જીરૂ, કબાબચીની, કુલફો, એવી તરેહની બે ચાર દવાઓ બતાવી હતી. એ દાના કરવાથી છોકરો સારો થયો.

સફીહન—ઉસતાદનીજી, તમે સરવે ગુણમાં પૂરાંછો.

અસગરી—એમાં ગુણની શું વાતછે! મારા મહીરામાં દવાદારૂનો ઘણો અભ્યાસછે. જ્યારે હું નાહની હતી, ને જે દવા આવતી તે હુંજ કૂટતી, ચાળતી, બનાવતી, ને યાદ રાખતી હતી, એવી રીતે સુનીસુનાઈ બે ચાર દવાઓ યાદછે. જેને અગતની જાણીએછે તેને આપુંછું, અને બચ્ચાંઓનો એલાજતો ઓરતોજ કરી કરાવી લેછે. જ્યારે કાંઈ મુશકેલ આવી પડેછે, ત્યારેજ વઈદની પાસે લઈ જાએછે.

સફીહન—ઉસતાદનીજી, તમે મેહેરબાની કરીને મને તમારી નિશાળની સરવે ગોઠવણતો દેખાડી. હવે જરા ઠરોતો હું જોઉં, કે છોકરીઓ કેવી રીતે કહાણીઓ કહેછે, અને કહાણીઓમાં તમે કેવી રીતે તાલીમ આપોછો.

અસગરી—બાઈ મનેતો વાર લાગેછે, પણ ખેર તમારી ખાતર કરવી પડેછે. વારૂં છોકરીઓ આજે કેની વારણછે?

મેહમુદા—વારણતો અમતલ્લાનીછે, પણ ફજીલત પાસે બોલાવો.

અસગરી—ઠીકછે. ફજીલત, કોઈ ઘણી ટૂંકી વારતા કહો.

ફજીલત—(વારતા શરૂ કીધી) એક પાદશાહ હતો.

અસગરી—પાદશાહ કોણને કહેછે?

ફજીલત—જેમકે દિલ્લીમાં બાહાદરશાહ હતો.

અસગરી—એતો તમે એવી વાત કહી કે, જે કોઈ દિલ્લી તથા બાહાદરશાહને જાણતું હોએ તેજ સમજે.

ફજીલત—પાદશાહ, હાકેમને કહેછે.

અસગરી—ત્યારે કોટવાળ, થાણદાર એ પણ પાદશાહછે?

ફજીલત—નહિ, કોટવાળ, થાણદારતો પાદશાહ નથી. એતો પાદશાહના નોકરછે.

અસગરી—શું ત્યારે કોટવાળ હાકેમ નથી?

ફજીલત—હાકેમતો ખરા, પણ પાદશાહ સૌથી વડો હાકેમ હોયછે, અને સૌપર હોકમ ચલાવેછે.

અસગરી—આપણો પાદશાહ કોણછે?

ફજીલત—જ્યારથી બાહાદરશાહને અંગરેજ પકડીને કાળાં પાણીએ લઈ ગયા, ત્યારથીતો કોઈ પાદશાહ નથી.

એ સાંભળીને સઘળી છોકરીઓ હસી પડી.

અમગરી—ફજીલત ! તમે ઘણા બેવકૂફછો, તમે પોતેજ કહ્યું કે જે સૌથી મોટો હાકેમ હોય, ને સરવે પર હુકમ ચલાવે, તે પાદશાહ હોય ! અને આ પણ જાણોછો, કે બાદરશાહને અંગરેજ પકડીને કાળાં પાણીએ લઇ ગયો, ત્યારે અંગરેજ પાદશાહ થયો, યા નહિ ?

ફજીલત—હા થયો ખરો.

અમગરી—વારૂં ત્યારે બતાવો, હમણા આપણો કોણ પાદશાહછે ?

ફજીલત—અંગરેજ.

અમગરી—શું અંગરેજ કોઇ ચોકસ ધણીનું નામછે ?

ફજીલત—નહિ, સેંકડો હજારો અંગરેજછે.

અમગરી—શું બધાજ અંગરેજ પાદશાહછે ?

ફજીલત—હાજતો.

એ સાંભળી વળી છોકરીઓ હસી પડી. અમગરીએ હોસનઆરાની તરફ અસારત કીધી, કે તમે જવાબ દો.

હોસનઆરા—ઉસતાદનીજી, આપણો પાદશાહ રાણી વિકટોરિઆછે

અમગરી—તે મરદછે કે ઓરત ?

હોસનઆરા—ઓરતછે.

અમગરી—તે કયાં રહેછે ?

હોસનઆરા—લંડનમાં.

અમગરી—લંડન કયાંછે ?

હોસનઆરા—અંગરેજોની વિલાયતમાં એક ઘણું મોટું શેહેરછે.

અમગરી—તે કેટલું દૂર હશે ?

હોસનઆરા—મેં એક ચોપડીમાં પાંચ હજાર કોસ લખેલું વાંચ્યુંછે.

અમગરી—કોસ કેટલો લાંબો હોયછે ?

હોસનઆરા—ઉસતાદનીજી, સુલતાન નેજામુદ્દિનને અહિંથી ૩ કોસ કહેછે.

એ સાંભળીને મેહમુદા હસી, અને બોલી કે ૧૭૬૦ ગજનો એક કોસ હોયછે. અમગરીએ મેહમુદાને પૂછ્યું, કે "તે દહાડે હું જ્યારે કુતબ સાહેબ ગઈ હતી, અને તમે પણ મારી સાથે હતાં. તમે પણ જોયું હતું, કે થોડે થોડે દૂર રસતા ઉપર પથ્થરો દાટેલા હતા, અને પથ્થરો ઉપર લખેલું હતું, તે પથ્થર શાના હતા ?"

મેહમુદા—હું અટકળથી એજ સમજી હતી, કે કોસની નિશાનીના પથ્થરોછે; પણ ગાડી એટલા જોરથી જતી હતી, કે પથ્થરો પર નજર ઠરતી હતી નહિ, તેથી હું સારીપેઠે વાંચી શકી નહિ, કે તે ઉપર શું લખેલું હતું.

અમગરી—તે કોસના પથ્થર નહિ હતા, પણ માઇલોના પથ્થર હતા. અરધા કોસનો માઇલ થાએછે, અને દર માઇલે પથ્થર ડાટેલોછે, તેમાં એવું

લખેલું હોયછે, કે ‘ અહીંઆંથી દિલ્લી આટલા માઇલછે; ને કુતબ સાહેબ આટલા માઇલ.’

એ પછી અસગરીએ વળી હોસનઆરાની તરફ મોઢું કરીને પૂછ્યું. “હે બેન, લંડન કઇ તરફછે ?”

હોસનઆરા—ઉત્તર તરફ.

અસગરી—તે મૂલક ગરમછે કે ઠંડો ?

હોસનઆરા—એતો હું નથી જાણતી.

મેહમુદા—ઘણું ઠંડુંછે. જેટલાં ઉત્તરે જઇએ તેટલી ગરમી કમછે, અને જેટલાં દક્ષિણ તરફ ચાલીએ તેમ ગરમી વધારે થતી જાએછે.

સફીહન—ભલાં ઉસતાદનીજી, શું ઓરત પાદશાહછે !

અસગરી—એમાં અજબ થવા જેવું શું છે ?

સફીહન—અજબ થવા જોગ કેમ નહિ ? ઓરત જાત તે શું કરતી હશે ?

અસગરી—જેમ મરદ પાદશાહ કરેછે, તેમજ ઓરત પણ કરેછે. મૂલકનો બંદોબસ્ત ને રૈયતને પાળવું.

સફીહન—ઓરત તો શું કરતી હશે ! કરતાતો સૌ અંગરેજ હશે. નામને વાસતે ઓરતને પાદશાહ બનાવી રાખી હશે ?

અસગરી—એ સઘળા અંગરેજો રાણીના નોકરોછે. તે દરેકનું કામ જુદું જુદું, ને દરેકનો એખતીઆર જુદોછે. સરવે પોતપોતાના કામ ઉપરમજબૂત રહેછે. જ્યારે મરદ પાદશાહ થાએછે, ત્યારે પણ વજીર અમીરોજ સરવે કામ કર્યા કરેછે.

સફીહન—મારો જીવતો માનતો નથી, કે ઓરત જાત પાદશાહી કરી શકે ?

અસગરી—ભોપાળની બેગમનું નામ તમે સાંભળયુંછે ?

સફીહન—કાંઇ સાંભળયુંછે, કાંઇ નહિ, પણ ખુદ મારો સસરો ભોપાળમાં નોકરછે.

અસગરી—બસ એજ રીતે સમજી લ્યો. ભોપાળ નાહનો સરખો દેશછે, અને રાણી વિક્ટોરિઆની પાસ મોટી પાદશાહતછે. જેવી રીતે ભોપાળની બેગમ પોતાના નાહના દેશની બંદોબસતી કરેછે, તેમજ રાણી વિક્ટોરિઆ પોતાની મોટી હકુમતની ગોઠવણ કરેછે. ભોપાળ નાહનું રાજછે, નોકર ચાકર થોડાછે, ને તેઓ થોડાજ દરમાયો પામેછે. રાણી વિક્ટોરિઆનું રાજ ઘણું મોટું ને દબદબાવાળુંછે. ભારી કારખાનું ને મોટે પગારે લાખો નોકરો ચાકરીએછે.

સફીહન—એ ભલાં રાણીનો કોઇ વરછે કે ?

અસગરી—હા, પણ મોતપર કોઇનું જોર નથી ચાલતું. ચાંદને પણ ઓદાએ ડાગ લગાડી દીધેલોછે. કેટલાએક વરસ થયાં રાણી વિધવા થયાંછે.

સફીહન—રાણીને ફરજંદછે ?

અસગરી—હા, ઓદા રાખે, છોકરાં, પુતરાં, સરવે કાંઇછે.

સફીહન—ત્યારે રાણીજી આ મૂલકમાં કેમ નથી આવતાં ?

અસગરી—ત્યાં પણ મોટો મુલકછે. ત્યાંના કામોથી ફુરસત નહિ મળતી, પણ હમણાં રાણીજીનો દીકરો આવનારછે, તેની ભારે તૈયારીઓ થાએછે, એવું મેં અખબારમાં વાંચ્યુંછે.

સફીહન—વારૂં રાણીજી હજારો કોસ દૂર બેઠલાં તેમને અહીંઆંની ખબર કેમ થતી હશે ?

અસગરી—કેમ નહિ, જરાએ જરા ખબર થાએછે. ડાકથી અને વિજળીના તારથી રાત દહાડો ખબરો જાએછે ને આવેછે. હજારો નીઉસપેપરો વિલાયત જાએછે.

સફીહન—વારૂં રાણીને કેમ કરી જોવાએ ?

અસગરી—તે કેવી રીતે બતાવું ? પણ તેની તસવીરથી અલબતાં જોઇ શકાએછે.

સફીહન—બેર તસવીરતો જોઇ લેતે.

અસગરી—બેન, તમે પણ રમુજની વાતો કરોછો. શું તમે રૂપિઓ નથી જોયો ?

સફીહન—કેમ નથી જોયો ?

અસગરી—તે ઉપર જે ઓરતનો ચેહેરો પાડલોછે, તે રાણીજી તસવીરછે. તેમજ વળી કાગજોપર ચોંટાડવાની ટીકીટો ઉપર પણ રાણીની તસવીરછે, અને એ ઉપરાંત મારી પાસ રાણીની એક મોટી અને નામીચી તસવીર પણ છે, જે મારા બાવાને કોઇ અંગરેજે આપી હતી, તે તેમણે મારી ઉપર મોકલાવેલીછે. મેહમુદા, મારી ઇસકોતરી ઉંચકી લાવ.

ઇસ્કોતરીમાંથી અસગરીએ રાણીની તસવીર કાહાડીને બતાવી, અને સઘળી છોકરીઓએ ભારે ઉલટથી તે તસવીરને જોઇ.

સફીહન—શું મજાહની તસવીરછે ! જાણે ખરેખર રાણી ઉભાંજછે.

અસગરી—ખરેખર, એ તસવીર આબેહુબ રાણીનીછે. રૂપિઆ ઉપરના ચેહેરા સાથે એને મેળવીને જુઓ કેટલો ફેરછે. એ તસવીર હાથની ચીતારેલી નથી, પણ એક આરસી આવેછે, તે ઉપર કાંઇ મસાલો લગાંડીને સામે મૂકેછે, એટલે પોતાની મેળે જેવીનેતેવી છાયા પડેછે.

સફીહન—હોસનઆરાએ લંડનને પાંચ હજાર કોસ દૂર બતાવ્યું, તો અહીંઆંથી ત્યાં આવવા જવાને વર્ષો લાગતાં હશે ?

અસગરી—નહિ, દરિઆમાં ને દરિઆમાં એક મહિનામાં વગર હરકતે પોહોંચાયછે.

સઈહન—ઓહો ! શું દરિઆમાં થઈને જવું પડેછે ? અંગરેજોનાં પણ કેવાં દિલછે ! તેઓને દરિઆથી બીક નથી લાગતી ? દરિયાનું નામ સાંભળતાંજ મારાં તો રૂએરૂઆં ઉભાં થાએછે !

અસગરી—દરિઆથી બીહીવાનું શું કારણછે ? કરારથી વાહાણ ઉપર બેસવું. ખાસુ મજાનું જાણે ચાલતુ ઘર.

સઈહન—ઓહો ! ઉસતાદનીજી, ડુબવાની કેવી ભારે ધાસ્તીછે ! જુવો, પરારને વરસની વાતછે, કે નવાબ કુતબુદિનખાનની સાથે મારી માસીસાસુ હજ કરવાને ગયાં હતાં. કોઈ એવે ચોઘડીએ ગયાં કે પાછાં ફરી શકયાંજ નહિ !

અસગરી—હા, એ સંજોગની વાતછે. વાહાણ કોઈકદાચ ડુબી પણ જાએછે. પણ જો તેમ દરરોજ ડુબ્યા કરે, તો દરિઆની મુસાફરીનું કોઈ નામ પણ નહિ લે. હવે તો દરિઆનો રસતો ખુશકીની સડકો કરતાં વધારે આબાદ થઈ ગયોછે. હજારો વાહાણો રાત દહાડો આવતાં જતાં રહેછે. અંગરેજ અને તેઓની બાનુ, બચ્ચાં, તેમજ કુલે અંગરેજી સરસામાન એ સંધુ વાહાણોની મારફતે અહીંઆં આવેછે.

સઈહન—અંગરેજોની ઓરતોની શું વાત થાએ ? તેઓ તો કોઈ ઓરજ તરેહની સ્ત્રીઓછે. આપણથી તેઓની બરાબરી કયાંથી થાએ ! તેઓ તો બાહેર ફરેછે. મેં સાંભળયુંછે, કે નાહના નાહના બચ્ચાંઓને વિલાયત મોકલી દેછે, ને તેમ કરતાં તેઓનું દિલ ફુહુરતું નથી. નથી સમજાતું, કે એ કેવી જાતની માઓછે ! કેવી રીતે તેઓનાં દિલને ધીરજ આવતી હશે ! એવી રીતે બાહેરની ફરનારી ને લોઢાં સરીખાં દિલની તેઓને દરિઆથી શું થાએ. તેઓને તો હવા પર ઉડવું પણ ભારી નથી.

અસગરી—બાહેર ફરનારી તમે જે કહ્યું, તો એઓના દેશમાં પરદાની ચાલ નથી. બળવાના વખતમાં અમે એક ગામમાં નાસી ગયાં હતાં, ત્યાં પણ પરદાનો રેવાજ નહિ હતો. સૌની વહુ દીકરીઓ બાહેર નીકળતી હતીઓ. હું તો ચાર મહિના ત્યાં રહી, તેમા બાહેરની ફરનારીઓમાં એવો શરમ ને મલાહજો જોયો, કે ખોદાં અમો સરવે પરદાવાળીઓને તેવું નસીબ આપે, અને બચ્ચાંઓને વિલાયત મોકલી દેવાથી તમે એમ કેમ સમજ્યાં, કે તેમને ફરજંદોની માયા નથી. અલબત એ લોકોની મોહોબત અકલની સાથેછે. અહીંઆની માઓની પઠે બાહાવરી મોહોબત નથી, કે ફરજંદોને શીખવાથી રોકે, ને હુન્નર હાંસલ કરવાથી અટકાવી રાખે. અહીં નામતો મોહોબત, પણ બારીકીથી જોઈએતો બચ્ચાંના હકમાં કાંટા રોપેછે, બચ્ચાંને જડપથી ઉછેરેછે, ને મોહબતનું નામ બદનામ કરેછે.

એટલી વાતચિત થયા પછે સરવે કોઈ ચૂપ થઈ ગયાં, અને ફજીલતે પોતાની વારતા પાછી શરૂ કીધી.

ફજીલત—અને તે પાદશાહને પેટે કોઈ છોકરો નહિ હતો, એકલી એકજ છોકરી હતી. મારી પછી એજ છોકરી ગાદીની વારસ થશે, એવું સમજીને પાદશાહે તે છોકરીને સારીપઠે વાંચવા લખવા શીખાવી, અને રાજપાટનો કાનુન કાએદો સરવે તેને અછી રીતે પાઠ કરાવ્યો, તથા પોતાના જીવતાંજીવત તેને દેશનો કારોબાર સોંપી દીધો.

ફજીલતે એટલી વાત ચલાવી કે અસગરી ખાનુમે કહ્યું, "બાઈ, તમેતો જપ જપ કાહાણી બોલી જાઓછો, ને મારા દિલમાં હજારો સવાલો ભરેલાછે, પણ શું કરૂં દિવસતો ભરાવા આવ્યોછે, ને મને આલીયાને ઘેર જવું જરૂરછે, સાંજની વખતે કોઈને ઘેર બેઠવા જવું પણ સારૂ નથી, માટે હું તો હવે રહી શકતી નથી, તમે છોકરીઓ પોતપોતામાં બોલો અને સાંભળો." પછે સરીહનને કહ્યું, "લ્યો બેન, અલ્લા બેલી, હું તો જાઉંછું. તમારી મરજી હોએતો તમે બેસીને સાંભળો, નહિતો કાલે વળી આવજો. અહીં-આંતો રોજ એમજ થયા કરેછે." ટૂંકામાં, અસગરી ખાનુતો આલીયાને ઘેર ગયાં, અને સરીહનતો એવી પ્રસન થઈ, કે પોહોર રાત સુધી છોકરીઓમાં બેસી રહી. અસગરી ગયા પછે મેહમુદા અને હોસનઆરાએ કાહાણીઓમાં ઘણી મજેહ મજેહની વાતો કાહાડી.

આ બયાનથી અસગરીની નિશાળની ગોઠવણ અને તેની તાલીમ તથા સીખવવાની રીતિ સારીપઠે સમજાએછે. અસગરી વગર શકે હોસનઆરાને ઘણી ચાહાતી હતી, અને તેથી વધારે પોતાની નણંદ મેહમુદાને ચાહાતી. હોસનઆરાને એવીતો ખુશીથી શીખવી કે, બે વરસમાં ફારસી વાંચવા લાગી, અને ઉરદુમાં કાગજ પત્ર લખી શકતી હતી. હવે પેલો નઠારો મીજાજ હોસન-આરામાં બાકી રહ્યોતો નહિ, તેમજ ચવીતરાપણું નીકળી જઈ ઘણી ગરીબ, શીખેલી, પઢેલી, હુન્નરમંદ, પ્યારી દીકરી બની ગઈ. તેમજ એની બેન જમાલઆરાનું વરસોનું ઉજાડ પડેલું ઘર અસગરીની દોલતથી ખોદાએ પાછું આબાદ કીધું; જેનો તમામ કીસ્સો બીજી ચોપડીમાં લખ્યામાં આવશે. મતલબ એકે આથી કરી હકીમજીનું તમામ ઘર, નાહનાં મોટાં સરવે અસ-ગરીના પગ ધોઈ ધોઈને પીતાં હતાં. સુલતાન બેગમે લાખો તદબીર કીધી, કે અસગરી કાંઈ લે, પણ આ ખોદાની બંદીએ કાંઈજ નહિ લીધું. જ્યારે હોસનઆરાના લગન થવા લાગ્યાં, ત્યારે મોટા હકીમ સાહેબે મોલવી મોહોમદ ફાજેલનો વગ લગાડીને, અસગરીને હજાર રૂપિઆનાં જડાવદાર કડાં આપ્યાં, અને કહ્યું, "સાંભળો, તમે મારી પુત્રી અને દીકરીઓની બરાબરછો, હું તમોને ઉસતાદનીગીરી તરીકે નથી આપતો, બલકે પોતાનું બચ્ચું સમજીને આપુંછું." આએ તરફથી મોલવી સાહેબે સમજાવી, ત્યારે અસગરીએ કડાં લીધાં.

# મોહોમદ કામેલનો અહેવાલ.

આ તરફતો અસગરી પોતાની નિશાળમાં ગયેલી હતી, પણ બીજી તરફ મોહોમદ કામેલ બેરોજગારીથી ધભરાતો હતો. એક દહાડે અસગરીને કહેવા લાગ્યો, કે "હવે મારો જીવ ઘણો ધભરાયછે. અગર તમારી સલાહ હોયતો, હું તેહસીલદાર સાહેબ પાસે પાહાડપર જાઉં, અને તેઓની મારફતથી ચાકરીની તલાશ કરૂં." અસગરીએ વિચાર કરીને કહ્યું, "ચાકરી કરવી તો ઘણી જરૂરછે, કેમકે તમે જુઓછો, કે ઘરમાં કેવી તંગી ચાલેછે. સસરાબાવા હવે જઇફ થયાછે. વાજબીતો એ છે, કે તેઓ ઘરમાં બેસે, અને તમે કમાઇને તેઓની ચાકરી કરો. વળી મેહમુદા મોટી થતી જાએછે, હું તેમને અદરાવાની ફિકરમાંછું, અને એવો વિચારછે, કે કોઇ ઘણે સારે ઠેકાણે તે પરણે, તેની હું તદબીર કરૂંછું, ખોદા કરેછે તો આએજ વરસમાં એનું ઠરી જશે, પણ તેને વાસતે ઘણો સરસામાન જોઇશે, અને હમણાંસુધી કોઇ પણ જાતની કસી ચીજ તૈયાર નથી. એકતો જેઠભાઇ જુદાછે, તે છતાં વળી તેઓ એવી નાહની ચાકરીમાં પોતાનો ગુજારો કરી નથી શકતા, તો બીજાંને કયાંથી આપી શકે? માટે તમે નોકરી કરો ત્યાં તલક કોઇ બીજી તદબીર નથી, પણ પાહાડ પર જવાનીતો મારી સલાહ નથી. મારા બાવા તો તમારે વાસતે કોશેશ કરશે, અને બનવા જોગછે, કે જલદી તમોને સારી નોકરી પણ મળી જશે, પણ કોઇની મદદબકડીને નોકરી કરવી ઠીક નથી. ભલા મારતી ચાકરી નાહની હોએ, પણ પોતાની બાજુની કઉઅતથી મેળવેલી હોએ. મારા બાવા કાંઇ પારકા નથી. સગાઇમાં પણ તમારા કરતાં તેઓનો હાથ ઉંચોછે. તેઓથી મદદ લેવી તો શું, પણ માગવાની પણ એબ નથી. તોપણ ખોદા કોઇનો હેશાનમંદ નહિ કરે. એથી સદા આંખ નીચી રહેછે. તેઓ મનમાં નહિ લાવે, તોપણ કબીલામાં ખોદા રાખે સો આદમીછે. તેઓ મોંહપર તો નહિ બોલે, પણ પીઠ પાછળ જરૂર કહેશે, કે 'જુઓ! સસરાની મદદથી ચાકરી રહ્યા.'" મોહોમદ કામેલે કહ્યું, "ત્યારે શું કરૂં, લાહોર જાઉં?" અસગરીએ કહ્યું "લાહોરમાં શું છે? સરદારની સરકાર પોતેજ પરપરૂ થઇ રહીછે. સસગબાવાનેબી કોણજાણે કેવી રીતે અગાઉની કદર બુજીને પચાસ રૂપિઆ આપેછે, તો નવા આદમીની ગુંજાશ એ સરકારમાં કયાંથી?" મોહોમદ કામેલે કહ્યું, "બીજી ઘણી સરકારોછે." અસગરીએ કહ્યું, "જ્યારથી અંગરેજી થઇ, ત્યારથી સઘળા સરદારો એવી રીતે ખરાબ થએલાછે. માત્ર આગલાં નામને સરવે નિભાવેછે, ને તેટલા ખાતર દસ પાંચ જણાઓ તેઓને ત્યાં વળગી રહેલાછે, તે પણ શું ખાક, વરસો સુધી પગાર નથી મળતો."

મોહોમદ કામેલે પૂછ્યું, "ત્યારે શું એલાજ ?" અસગરીએ કહ્યું, "અંગરેજી નોકરી સોધો." મોહોમદ કામેલે કહ્યું, "અંગરેજી નોકરીતો સીફારસ અને કોશેશ સિવાએ નથી મળતી, હજારો આદમી મારા કરતાં સરસ ભટકતા ફરેછે, તેઓને કોઇ પૂછતું નથી." અસગરી બોલી, "હા, એ ખરૂં છે, પણ જો આદમી કોઇ વાતનો ઇરાદો કરેતો તેને ખોદાપર તવકુલ કરીને નાઉમેદીનો વિચાર મનમાં નહિ લાવવો. જોકે હજારો જન નોકરી સોધવામાં રજલતા ફરેછે, પણ જેઓ નોકરી પામેલાછે, તે પણ તમારા સરખાજ આદમીછે. સો વાતની એક વાતતો એછે, કે નોકરી તકદીરથી મળેછે. મોટા લાએકો જોતાજ રહી જાએછે, અને અગર ખોદાને આપવી મંજૂર હોએછેતો, નહિ વસીલો જોઇતો કે નહિ લાએકી, છાપરું ફાડીને આપેછે, ઘરમાંથી બોલાવીને નોકરી રાખેછે."

મોહોમદ કામેલ—ત્યારે પૂછું છું કે ઘરમાં બેસી રહું ?

અસગરી—મારી મતલબ હરગેજ એવી નથી. જ્યાંસુધી પોતાથી બની શકે, ત્યાં તલક જરૂર કોશેશ કરવી જોઇએ.

મોહોમદ કામેલ—મુશકેલતો એજછે કે શું કોશેશ કરૂં ?

અસગરી—જે લોકો નોકરીનો ધંધો કરેછે, તેઓ શાથ મુલાકાતનો વહેવાર પાડો, તેઓ સાથ દોસતી માંડો, તેઓની મારફતથી તમોને નોકરીની ખબર મળતી રહેશે, અને તેઓનાજ વસીલાથી તમે કોઇ હાકેમ સુધી પહોંચી જશો.

મોહોમદ કામેલે એમજ કીધું, કે નોકરીવાળાઓ સાથ મુલાકાત કરવા માંડી. તે ઇહાં તલક કે શિરસતેદાર, તેહસીલદાર એવા લોકોમાં પણ આવવા જવો લાગ્યો. રોજના આવવા જવાથી સૌને જણાયું કે, એ નોકરી સોધેછે, તે ઇહાં તલક કે બંદેઅલીબેગ જેઓ કચેરીમાં નોટીસ લખનાર હતા, તેઓએ મોહોમદ કામેલને કહ્યું, કે "મીયાં, નોકરી સોધતા હો તો મારી સાથ કચેરીમાં આવ્યા કરો, ને ઉમેદવાર રહો, ને સરેશતાના કામમાં માહેતી મેલવો, હાકમોને સુરત દેખાડો, એમ કરતાં કોઇને કોઇવાર ટીકો લાગી જશે." આથી મોહોમદ કામેલ કચેરીમાં જવા લાગ્યો, અને બંદેઅલીબેગના હાથ નીચે કામ કરવા લાગ્યો, તે ઇહાંસુધી કે હાકેમના હાથની સહીયો કરાવી લાવતો, આથી અમલદારો એને પીછાણવા લાગ્યા. એ દરમીઆન નાહના નાહના ઓહેદારોની બે ચાર બદલી પણ મોહોમદ કામેલને મળી ગઇ. કોઈ ઓહેદારને રજાની જરૂર પડી, તો અરધા પગારપર મોહમદ કામેલને બદલી મૂકી જાતો હતો. એવી રીતે સંજોગથી એક દસ રૂપિઆના પગારવાળો રોજમેળ લખનાર ત્રણ મહિનાની રજા ઉપર ગયો હતો. ત્રણ મહિના પછી તેને રાજીનામું મોકલી દીધું, અને મોલવી મોહોમદ કામેલ સાહેબ તેની જગોએ મુકરર થઇ ગયા. કોઇ કોઇવાર અસગરી સાથ નોકરીની વાત

નીકળતી તો મોહોમદ કામેલ ધીક્કારથી કહેતો કે "શું વગર જીવની નોકરીછે. સારો દહાડો દળવું, ને માત્ર દસ રૂપિઆ! નથી ઉપરની કાંઈ પેદાશ કે નથી આવતા વખતે વધવાની ઉમેદ; હું તો એ છોડી દઈશ." અસગરી હમેશાં એવા તેના બબ્આલોપર ઠપકો દેતી, કે "તમે ઘણાજ નાશોકર છો. પેલો દહાડો ભૂલી ગયા, કે ઉમેદવારીનું પણ ઠેકાણું નહિ હતું? હમણાં સરકારમાં કરીઠામ છો, ત્યારે તેની કદર નથી કરતા. ઘરમાંને ઘરમાં દસ રૂપિઆ શું થોડાછે! તમારા વડા ભાઈને જુઓ, કે કેટલાં વર્ષો સુધી વેપારીને ત્યાં દસ રૂપિઆની નોકરી કર્યા કીધી. વળી જ્યારે તમે નોકરીથી એમ બેદિલ છો, તો તમારાથી કામ પણ શું ધૂળ થતું હોશે! છેવટે નોકરી ખોહી બેસશો, વળી એમજ થોડામાંથી ઘણું પણ થાએછે. મારા બાવા પેહેલાં આઠ રૂપિઆને પગારે નકલ કરનાર હતા, હમણાં ખોદાના ફજલથી તેહસીલદારછે, અને ખોદા ચાહાશે તો હજુ પણ વધશે. ઉપરની પેદાએશમાં કદી ભૂલીને પણ નજર નહિ કરવી. હરામના માલમાં હરગેજ બરકત નથી હોતી. જ્યારે તકદીર કરતાં વધારે મળી નથી શકતું, ત્યારે આદમીએ નઇઅતને ડામાડોલ શું કરવા કરવી? અગર એથી વધારે મળવાનું હશે, તો ખોદા હલાલની રીતે પણ પહોંચાડશે."

ટૂંકામાં, અસગરી હમેશાં મોહોમદ કામેલને સમજાવ્યા કરતી હતી. એવું બન્યું કે જે અમલદાર પાસે મોહોમદ કામેલ નોકર હતો, તેની બદલી સીવાલકોટમાં થઈ. એ અમલદાર મોહોમદ કામેલ પર ઘણી મેહેરબાની કરતો હતો. દિવસના કચેરીમાં એ વાત જણાઈ, તેથી સાંજનાં મોહોમદ કામેલ ઘરમાં આવ્યો, તો ઘણોજ ઉદાસ થએલો હતો. અસગરીએ પૂછ્યું, "ખેરીયતતોછે, આજે ઉદાસ કેમ છો?" મોહોમદ કામેલે કહ્યું, "શું કહું, જેમસ સાહેબની બદલી સીવાલકોટ થઇ, તેજ મારો એક મેહેરબાન હતો. હવે કચેરીમાં રહેવામાં સવાદ નથી." અસગરીએ ઘણો વાર સુધી ખામોશી કીધી, પછી બોલી, "ખરૂંછે, કે જેમસ સાહેબનું બદલાવવું અફસોસ જેવુંછે, પણ તે એટલું નથી કે, જેટલું તમો દેખાડોછો. બીજો તેમની જગાએ આવશે તેના દિલમાં પણ ખોદા રેહેમ મૂકશે. આદમીએ આદમી પર ભરૂસો નહિ રાખવો જોઈએ." પછી અસગરીએ પૂછ્યું, "જેમસ સાહેબ કયારે જનારછે?" મોહોમદ કામેલે કહ્યું, "કાલે સાંજનાં ડાકની ગાડીમાં સવાર થશે." અસગરીએ પૂછ્યું, "તમે તેઓને બંગલે નહિ ગયા?" મોહોમદ કામેલે જવાબ દીધો, "હવે શું જવું." અસગરીએ કહ્યું, "વાહ! મળવાનો વખત તો એજછે. કાંઇ નહિ થશે, તો એક ચીઠી કે સરટીફીકેટ તમોને આપી જશે." મોહોમદ કામેલ બોલ્યો, "ઠીક ત્યારે સહવારના જઇશ." પછે ઘણે સકાળેથી મોહોમદ કામેલ કપડાં પેહેરીને જેમસ સા-

હેબને બંગલે ગયો. જેમસ સાહેબે કહ્યું, "મોહોમદ કામેલ, હું હવે સીયાલકોટ જાઉંછું, અને હું તમારાથી ઘણો રાજી હતો, હવે જો તમોને ગમેતો મારી સાથ સીયાલકોટ ચાલો, ત્યાં હું તમોને નોકરી આપીશ, અથવા પોતાની પાસેથી પંદર રૂપિઆ આપીશ." મોહોમદ કામેલે વિચારીને કહ્યું, કે "એનો જવાબ હું તમો સાહેબને એક પોહોરમાં હાજર થઇને દેઇશ, મારી માને પૂછી જોઉ."

મોહોમદ કામેલ ઝડપમાં ઘર આવ્યો, ને કહ્યું કે, "જેમસ સાહેબ મને પોતાની સાથ લઇ જાએછે." એ સાંભળતાંજ મોહોમદ કામેલની માએ ઘભરાટ કરી મૂકયો. અસગરી પણ ડઘાઇ ગઇ. છેવટે મોહોમદ કામેલે પૂછ્યું, "સાહેબો, કહોની કે હું જઇને શું જવાબ દેઉં?" મોહોમદ કામેલના મા બોલ્યાં, કે "વળી જવાબ શાંનો દેવો, શું તે તમારે માટે બેસી રહેવાનોછે, ઇઆ તમારે વાસતે સિપાઇ મોકલવાનોછે!" મોહોમદ કામેલે કહ્યું, "નહિજી, હું તેને વાએદો દઇ આવ્યોછું, તે પોતાના જીવમાં કહેશે, કે 'હિંદુસ્થાની લોકો કેવા પોતાની મતલબના હોયછે, કે જતી વખતે મને જૂઠું કહી ગયો," મોહોમદ કામેલની મા બોલી, "સારૂં, જઇને કહી આવો, કે સાહેબ મારાથી જવાને નથી બનતું." મોહોમદ કામેલે અસગરીને પૂછ્યું, "કેમજી, તમારી શું સલાહછે?" અસગરીએ કહ્યું, "સલાહ જુદી થાએછે, અને દિલની ખાહેશ જુદી થાએછે. દિલની ખાહેશતો એકે તમે અહીંઆં રહો. ઘરનો બંદોબસત ફકત તમારા દમથીછે, ને વળી ઘરમાં કોઇ મરદ પણતો જોઇએ, હવે સલાહ પૂછોતો જવું બેહતરછે. જ્યારે એક હાકિમ પોતેજ વગર કહેવે તમોને સાથે લઇ જાએછે, તો ખચીત પોતાને ઠેકાણે પહોચીને તમારી સાથ ઘણું સલુક કરશે." મોહોમદ કામેલ બોલ્યો, "પાંચ રૂપિઆ વધારેને વાસતે શું બસો ત્રણશો કોશની સફર? મારૂંતો દિલ જવા નથી ચાહાતું, પેલી કહેવતછે કે 'ઘરકી આધી ન બાહેરકી સારી'" અસગરીએ કહ્યું, "એમ કરવામાં તમે મુખતીઆર છો, પણ તકદીરથી આવું ટાંકણું મળવુંછે, ને ફરીથી હાથ નથી આવવાનું, અને વળી સફર કોણ નથી કરતું? મારા અને તમારા બાવા તરફ જુઓ તેઓએ સારી ઉમર સફરમાં ગુજારી, અને હવે પેનસન લેશે. હવે જોશો કે તેઓના પાંચ પાંચ કરતાં કેટલા થયાછે! અગરજો નહિ જાઓ, ત્યારેતો હાલની દસ રૂપિઆંની ચાકરીથી બેદિલ ના થાઓ." મોહોમદ કામેલે કહ્યું, "અહીંઆંની નોકરીનું રાજીનામું આપીને જાઉં, ને અગર ત્યાં કાંઇ બંધ નહિ બેઠુંતો, ત્યાંથી પણ જાઉં ને અહીંથી પણ જાઉં?" અસગરીએ કહ્યું, "પેહેલાં તો ત્યાં કાંઇ બંધ નહિ બેસે એવું વિચારવું એજ અક્કલથી ઉલટુંછે. જેમસ સાહેબ આવો મોટો હાકેમ જ્યારે તમોને કામ આપવા ચાહે, ને તે બંધ નહિ બેસે, એ મારી

સમજમાંતો નથી આવતું અને વળી રાજીનામું શા માટે આપવું, મહિના બે મહિનાની રજા લો." મોહોમદ કામેલે જવાબ દીધો, "હા ! રજા કબૂલ થઇને પડી રહેલીછે !" અસગરીએ કહ્યું, "કબૂલ થવાને શું છે. એજ જેમસ સાહેબને કહો તે ચીઠી લખી આપશે." પછી અસગરીએ જોર જબરદસ્તી કરીને મોહોમદ કામેલને જવા ઉપર રાજી કીધો, અને પોતાની પાસેથી ૫૦) રૂપિઆ રોકડા કાહાડી આપ્યા, તથા છ જોડ નવાં કપડાં બનાવી આપ્યાં. દેયાનતના છોકરા રફીકને તેની સાથે કરી આપ્યો. એવી રીતે મોલવી મોહોમદ કામેલ સીઆલકોટ રવાના થયા.

આ તરફથી અસગરીએ પોતાના સસરા મોલવી મોહમદ ફાઝેલ સાહેબને એ તમામ વાત કાગજમાં લખી, અને એમ પણ લખ્યું, કે "જેમસ સાહેબ સીઆલકોટ જતાં જરૂર લાહોર થઇને જશે. અગરજો એમ બની શકે, કે આપ ત્યાં તેઓની મુલાકાત કરીને તેમની કાંઇ સીફારશ સરદારની મારફતથી કરાવશો તો ઘણો ફાયદો થશે." આ ઉપરથી મોલવી સાહેબે જેમસ સાહેબની પૂછપરછ કીધી. વળી સરદારના કેટલાંએક ગામડાં સીઆલકોટ પરગણામાં પણ હતાં, તેથી મોલવી સાહેબે સરદારની તરફથી, જેમસ સાહેબની પરોણાગત કીધી, અને સરદારના બાગમાં ઉતારો આપ્યો. જમ્યા પછે સાહેબ અને સરદાર બેસીને વાતો કરતા હતા, તેમાં મોલવી સાહેબે જેમસ સાહેબને કહ્યું, "દિલ્લીની રૈયતને આપની જુદાઇથી ઘણું લાગ્યુંછે. અગરચે આપ ફકત બે વરસ દિલ્લીમાં હાકેમ રહ્યા, મગર આપના ઇનસાફ અને આપની લાયકીથી ત્યાંના લોક ઘણા ખુશી હતા. એક શેવકજાદો પણ આપની ખીદમતમાં હાજર હતો, તેના લખવાથી સરવે અહેવાલ જણાતો હતો." સાહેબે પૂછ્યું, "શું કોઇ તમારો છોકરો મારી કચેરીમાં હતો ?" મોલવી સાહેબે કહ્યું, "હા મોહોમદ કામેલ." સાહેબ બોલ્યા, "તેતો હાલ મારી સાથે આવેછે, તે તમારો છોકરોછે ?" મોલવી સાહેબે કહ્યું, "આપનો ગોલામછે." એ વાતચિત્તમાં સરદારે સાહેબને કહ્યું કે, "આ મોલવી સાહેબ ઘણા પુરાંના વખતથી અમારી હકુમતની ખીદમતમાંછે, અને મને હરેક રીતે એઓનું કામકાજ પસંદછે, લેકીન આપતો જાણોછો, કે હમણા ગુંજાશ નથી, વાસતે અગર આપ એઓના દીકરાની પરવરશી ફરમાવશો, તો હું આપનો હેસાનમંદ થઇશ." જેમસ સાહેબ પેહેલાંથીજ મોહોમદ કામેલ ઉપર મેહેરબાનતો હતાજ, તેમાં આ સુાંટક સર વાત થઇ ગઇ, તેથી જેમસ સાહેબનું ઉંચું મત થઇ ગયું. એકતો થોડી ઉમરનો નવજવાન, બીજુંતો સારા ખાનદાનનો, ત્રીજું સરદારની શીફારશ, ચોથું ખુદ સાહેબનો સાથીયો, પાંચમું લાએક, એટલાનો ફાયદો મોહોમદ કામેલને મળી ગયો.

સાહેબે પેહેલે દિને કચેરી ભરતાંજ મોહોમદ કામેલને પચાસ રૂપિઆનો નાએબ સરેશતેદાર કીધો, અને મોલવી મોહોમદ ફાજેલ સાહેબને કાગજ લખ્યો, કે હમણાં મેં તમારા દીકરાને પચાસની નોકરી આપીછે, અને વળી જલદીથી તેને વધારીશ, તમોએ સરદારની ખીદમતમો એ જાહેર કરવું. મોલવી સાહેબે ઘટતી રીતે સાહેબના શોકર અદા કીધા. આ મોહોમદ કામેલ, કે જે એકવાર ઉમેદવારીનો મોહતાજ હતો, અને નાહના નાહના ઓધેદારોની બદલીએ રહેતો હતો, તથા ફકત દસ રૂપિઆનો રોજમેળ લખવાપર હતો, અને પંદરના વાએદા પર અસગરીની હુજતથી જેમસ સાહેબની સાથે સીયાલકોટ આવ્યો હતો, તે હવે એકદમ પચાસનો ઓધેદાર થઈ ગયો. મોહોમદ કામેલની મા જો કે તેને જતી વખતે ઘણી નાખુશ થઇ હતી, પણ હમણાં પચાસનું નામ સાંભળીને તેની સુધ્ધ ઉંઘડી. હવેતો ઘરમો ગ્રોગણી બરકત થઇ ગઇ. એકતો અસગરીનો કારોબાર, અને બીસની જગાએ હવે સાહાડ રૂપિઆનો મહિનો ઘરમાં આવવા લાગ્યો તો શું પૂછવું ? આખરે મોહોમદ કામેલ એકજ વરસમાં શિરસતેદાર થઈ ગયો, પણ શિરસતેદાર થયા તલક સૌ ઠીકઠીક ચાલ્યું હતું. ખરચ પણ બરાબર આવતો હતો. કાગજ પતર પણ એક પછે એક ચાલ્યાં આવતાં હતાં. પણ તે જવાન આદમી હતો, છેવટે આપમુખતીઆર થઇ રહ્યો. નઠારી સોહોબત મળી તેથી બેહેકતો ચાલ્યો. કાગજ પતરો કમતી થવા લાગ્યાં. અસગરીતો ઘણી અકલમંદ હતીજ, તે સમજી ગઇ કે ચોઝાં ઉપર કંઇ કાળુ છે. ઘણા દહાડા સુધી અસગરી ચીંતામાં રહી, કે હવે શું તદબીર કરૂં ? આખરે એ સિવાએ બીજુ કાંઇ સમજમાં નહિ આવ્યું, કે પોતે સીયાલકોટ જવું જોઇએ.

## અસગરીનું સીયાલકોટ જવું.

જો કે અસગરીએ સીયાલકોટ જાવાનો એરાદો નક્કી કીધો હતો, તોપણ તમાશાખાનમને સલાહને વાસતે તેડાવી, અને સરવે અહેવાલ તેને કહ્યો. તમાશાખાનમ બોલી, "બેન, તમે કાંઇ દેવાના થયાંછો, શેહેર છોડીને કયાં સીયાલકોટ ધકેલા ખાશો ?" અસગરીએ કહ્યું, "મને શેહેર સાથેજ શું મતલબ છે ? હું તો જેની સાથ જોડાએલી છેઉં તેજ મારૂં શેહેરછે." તમાશાખાનમ બોલી, "એહેં ! કબીલામાં શું કહેવાશે ? આપણા કબીલામાંથી આજસુધી કોઇ બાહેર ગયું નથી." અસગરીએ કહ્યું, "એમાં નરશ લાગવાનું શુંછે ? ઘણુંતો એટલુંજ કહેશે કની, કે મીયાંની પાસે ચાલી ગઈ, તો તેમાં નરશ

શું કીધું, અને વળી કબીલાની રસમ જો પૂછોતો આગલા દહાડાઓમાં નહિ ડાક હતો, કે નહિ રેલવે, કે નહિ આબાદ રસતા હતા. તેવી વેળાએ ઓરતોએ મુશાફરી કરવી ઘણી મુશકેલ હતી, ને એજ સબબથી લોકો જતાં નહિ હતાં. હવે તે મુશકેલી કાંઇ રહી નથી. જો આજે ડાકની ગાડીમાં બેઠાં, ને ખોદા ખેર કરે, તો પરમ દિને સીયાલકોટમાં પહોંચી ચૂકયાં; ગોયા મીરથ ગયાં!" તમાશાખાનમે પૂછ્યું, "શું બોલાવાનું કાગજ આવ્યુંછે?" અસગરીએ કહ્યું, "કાગજ તો નથી આવ્યું." તમાશાખાનમ બોલી, "વગર બોલાવવે જવું તો મુનાસેબ નથી." અસગરીએ કહ્યું, "તમે મુનાસેબ નામુનાસેબ જુઓછો, અને હું કહુંછું કે અગર હું નહિજ જઇશ, તો ઉમર સુધી ઘર ભાગી જવાનું." તમાશાખાનમ બોલી, "ઓ બેહન, એમ કેમ તમે તૂટી પડોછો? તમોને તેની શું પરવાછે? ખોદા તમારી નિશાળને સલામત રાખે, તમે દસને રોટી ખવાડયા કરો તેવાં છો." અસગરીએ કહ્યું, "વાહ! તમારી પણ શું સમજછે! એ નિશાળતો મેં પોતાનો જીવ બેહલાવા સારૂ બેસાડીછે, કાંઇ એમાંથી મારે કમાઇ કરવી નથી. ખોદા જાણે તમોને એકીન આવે યાં નહિ આવે. આજ સુધી મેં નિશાળની પૂંજીમાંથી એક પૈસો પણ પોતાની ઉપર ખરચ નથી કીધો. ફકત પચાસ રૂપિઆ રોકડા અને કપડાંને વાસતે વીશ રૂપિઆ, તમારા બનેવી ભાઇને સીયાલકોટ જતી વેળા આપવા જરૂર હતા તે, પણ કરજ દાખલ લીધાછે, અને બાકી તો કોડીએ કોડીનો હિસાબ લખેલો મોજુદછે તે જુઓ. ઓરતોની કમાઇ પણ વળી કાંઇ કમાઇમાંછે! અગર ઓરતોની કમાઇમાંથી ઘર વસાતુ હોયતો મરદ શું કરવા જોઇએ. મારૂં ઘર અખંડ રહેતું હોએતો, હું એવી એવી દસ નિશાળોને ઉજાડ થવાની પરવા નથી કરતી." તમાશાખાનમે કહ્યું, "આવા ભર્યા વરસાદમાં કયાં જશો? થંડી આવવા દો તે વખતે ખોલી મોસમમાં જોઇ લેજો." અસગરીએ કહ્યું, "ઓહો! ઢીલ કરવી તો મોહોકાણ જેવું છે. હમણાં જે કામ સમજાવ્યાથી થશે, તે પાછળથી મોટી લડાઇથી પણ થવાનું નથી." તમાશાખાનમે કહ્યું, "અરે! બેન ઘર મૂકતાં તમારો જીવ મુહુજાતો નથી," અસગરી બોલી, "કેમ નહિ મુહુજાએ? હું શું આદમી નથી? પણ આખી ઉમરના જલાપા કરતાં એ થોડા વખતનું મુહુજાવવું બેહતર." તમાશાખાનમે કહ્યું, "તમે તમારી સાસુની પણ રજા લીધી?" અસગરીએ કહ્યું, "વારૂં, તેઓ રજા કેમ આપશે? તોપણ મારાં સાસુ બિચારાં સમજુ માણસછે, હું સમજાવીશ તો ખાતરીછે કે અટકાવશે નહિ."

ટૂંકામાં—અસગરીએ પોતાનો એરાદો અને તેના કારણ પોતાની સાસુને એક દહાડો જણાવ્યાં. વાત અગતની હતી, તેમાં કોણ તકરાર કરી શકતું, તેથી અસગરીનું જવું નકી થયું. એક દહાડો જઇને અસગરી સરવે અહે-

વાસ્તે પોતાની માને પણ કહી આવી, તથા રજા લઇ આવી. નિશાળને વાસ્તે છોકરીઓને સમજાવી કે, "મેહમુદા તમો સરવેને શીખવવાને બસછે. હું ફક્ત બે મહિનાની મુદતે જાઉંછું, માટે સરવે છોકરીઓએ હમેશની પેઠે આવ્યા કરવું." જવાની રજા લેવાને બાહાને પોતાની વડી બેન પાસે ગઇ. મોહમદ આકેલે પૂછ્યું, "કેમ બાઈ ખબરદાર વહુ, તમે જાઓછોતો નિશાળનું શું કરી જાઓછો?" અસગરીએ કહ્યું, "નિશાળ અને ઘેર સરવે તમારે હવાલે કરીને જાઉંછું." મોહમદ આકેલ બોલ્યો, "વાહ! કેવી મજાની વાત! નથી મને ઘેર સાથે તાલૂકો, કે નથી નિશાળ સાથે સબંધ, ત્યારે હું શું કરી શકવાનો" અસગરીએ કહ્યું, "સંબંધ રાખવો યા નહિ રાખવો, એ સરવે તમારા અખતીઆરમાંછે." મોહમદ આકેલે કહ્યું "ખબરદાર વહુ! એ વાત તમારાં મોઢામાંથી સોભતી નથી. વારૂં મારો શું અખતીઆરછે? ઘેર તમારી બેને છોડાવ્યું, અને નિશાળતો છોકરીઓનીછે. છોકરાઓની હતેતો હું ખુશીથી સરવેને શીખવ્યો જતે." અસગરીએ કહ્યું, "હવે તમો તથા મારા બેન બંધો જણ ઘેર આવીને રહેો, સાસુમા એકલાછે." મોહમદ આકેલ બોલ્યો "તમારી બેનને સમજાવો." અસગરીએ કહ્યું, "સમજાવાની શું જરૂરછે? બેનતો પોતે જાણેછે અને સમજેછે. અહીંઆં એકલાં તમોને શોસવું પડેછે. નથી કોઈ બચ્ચાંને સંભાળનારૂં કે નથી ઘરમાં કોઇ જોનારૂં, દુઃખ સુખ આદમીની સાથેછે. વાસ્તે વગર કારણે જુદું રહેવું મુનાસેબ નથી. આગલી વાતો હવે ગઇ ગુજરી થઇ ગઇ. પોતપોતામા અણબનાવ કેવો, ને જઘેડા કેવો?" અકબરી તો જુદુ ઘર કરવાની મજાહ સારીપઠે ચાખી ચૂકી હતી, અને બહાનું સોધતી હતી, કે પાછું સાથે રહેવાનું કોઇ કહે, તેથી તેતો તરત રાજી થઇ ગઇ. પછી અસગરી બંધોને પોતાની સાથે લઇને આવી. મોહોમદ કામેલની માને અસગરીના જવાની જબરી બેચેની હતી. હવે તેને પણ ધીરજ આવી, કે જેર એક વહુ જાએછે તો બીજી મોજુદછે. મેહમુદાને અલબતાં ઘણી ફિકર હતી, કે હવે શું થશે. પણ અસગરીએ એક તરફ મેહમુદાની ખાતરી કરી સમજાવી, કે હવે આગલી વાત નથી, અને બીજી તરફ પોતાની બેનને સમજાવી, કે "મેહમુદા હવે મોટી થએલીછે, તેને કાંઇ કઠણ વાત કેહેવી નહિ." નિશાળને માટે મોહોમદ આકેલને એટલું કહ્યું કે, "લખાવવું પઢાવવું સરવે મેહમુદા કર્યા કરશે. તમે માત્ર ઉપરથી ચોકસી રાખ્યા કરજો, અને નિશાળના ફંડનો હિસાબ કેતાબ મેહમુદાને લખી આપ્યા કરજો."

હવે અસગરી રજા લઇ ડાકમાં સ્વાર થઈ પાધરી સીયાલકોટ પહોંચી. અહીંઆં મોહોમદ કામેલ અસગરીના ઉચાઉચ પહોંચવાથી ઘણોજ અચરત થયો, અને પૂછ્યું, કે "ખેરીયતતોછે? કાંઇ માએ સાથે તો લડી વઢી નથી આવ્યાં?" અસગરીએ કહ્યું, "તોબાહ કરો, શું સાસુમા મારી બરોબરી-

આછે, કે હું તેઓ સાથે લડવા જાઉં ? આ ચાર વરસમાં કદી તમે મને તેઓ સાથ, યા કોઇ બીજા સાથ વઢતાં જોઇછે ?

અહીંઆં તો મોહોમદ કામેલે ચારીપઠે હાથ પગ બાહેર કાહાડેલા હતા, અને બૂરી સોહબતમાં પડેલો હતો. આસપાસ ખુશામદીયા લોકો ભેગા થયલા હતા, તેઓ એને ઉલ્લુ બનાવતા. વલી લાંચ રૂસવત ધૂમ ચાલતી હતી. નાચ રંગ તમાક પણ છુટથી ચાલુ હતો. સરવે અમીરી ઠાઠમાઠ હતો. પગાર કરતાં ચોગણો ખરચ ! અગર એવોજ હાલ વધારે વખત રહેતેતો ખચીત જેમસ સાહેબને શક ઉપજતે, અને આખરે ચાકરી જતે, પણ સારે વખતે અસગરી જઇ પહોંચી. તરત તેણે હરેક તરફથી પ્રસાદ બંધ કીધો, અને ખાવંદને સમજાવ્યો, કે "તમોને ખોદાએ સોના નોકર કીધા તેના શોકરાંના એજછે, કે તેટલા ઉપર તમોને સંતોષ નથી ?" મોહોમદ કામેલે કહ્યું, કે "જે કોઇ ખુશીથી આપે તેમાં વાંધો શુંછે ?" અસગરીએ કહ્યું, "સુબહાંન અલ્લાહ—શું રૂપિઆ પણ એવી ચીજછે, કે કોઇ તેને વગર અરથે ખુશીથી આપે ? આ વખતે લોકો રૂપિઆના એટલા મોહોતાજછે, કે આબરૂ વંઠીકની પરવા નહિ કરતા, પણ રૂપિઆ નથી છોડતા, તમે પોતેજ વિચારો, કે વગર કારણે તમે કોણને આપોછો ? ફક્ત એક ધરમનો લવાજમો જે વરસ દહાડે સેંકડે રાા રૂપિઆ તેટલો પણ આપતાં લોકોનો જીવ જાયછે, ત્યારે લોકોની પાસ એવો તે કયાંથી કારૂનનો ખજાનો ભરેલો પડયોછે, કે તે તમોને વગર કારણે આપી જાએછે ! પણ જ્યારે જુએછે કે કામ બગડેછે, નહિ આપશું તો મુકદમો ખરાબ થશે, પછી નાચાર થઇને કરજે કાહાડીને, ઇઆ ઘરવાળીઓની જણસો વેચીને લાંચ આપેછે." મોહોમદ કામેલે કહ્યું, "હું કાંઇ પોતે નથી લેતો, એટલે તેની શું બીકછે ?" અસગરી બોલી, "પેહેલું તો લાંચ છુપાઇ નથી શકતી, તે ઉપરાંત કબૂલ કરીએ, કે આદમીને ખબર નથી પડવાની, પણ ખોદા જે છુપો જુએછે, તેતો જાણેછે કે ? બંદાઓનો ધુનોહ એકઠો કરવો, તથા છેવટે જવાબ દેવા માથે ઉભો કરવો, એ જબરી બેપ્રીકરાઇની વાતછે."

ટૂંકામાં—એમ તેમ સમજાવીને અસગરીએ મોહોમદ કામેલ પાસે તોબાહ કરાવ્યા. કેટલાએક દહાડા રહીને અસગરીએ પૂછ્યું કે, "આ ચાર આદમી જેઓને વાસતે બાહેર ખાવાનું મોકલોછો તેઓ કોણછે ?" મોહોમદ કામેલે કહ્યું, "તેઓ ચાકરીના ઉમેદવારછે, બિચારા વતનથી દૂર અડેલાછે, તેથી મેં કહ્યું, કે 'વારૂં જ્યાંતલક તમોને ચાકરી મળે, ત્યાં તલક મારે ત્યાં રહો'." અસગરીએ પૂછ્યું, "ત્યારે શું હજુ તલક એઓને નોકરી નથી મળતી ?" મોહોમદ કામેલે કહ્યું, "નોકરીતો મળેછે, પણ એઓના દરજ્જા કરતાં ઉતરતીછે." અસગરીએ કહ્યું, "જ્યારે એઓની

હાલત એટલે સુધીની થઇછે, કે બીજાંને માથે પડી રોટીઓ ખાએછે, ત્યારે હવે દરજ્જાને વળગી રહેવું, બાકી શા માટે રહ્યું છે? થોડી ઘણી જે મળે તે કરે?" મોહોમદ કામેલે કહ્યું, "ખોદા જાણે તમે એ શું કહોછો, આબરૂથી ઉતરતું તે કેમ કરે?" અસગરીએ કહ્યું, કે "ઉતરતા દરજ્જાની નોકરી કરતાં આબરૂ ઘટેછે, ત્યારે બીજાને માથે પડવામાં આબરૂ કેમ નથી જતી? જ્યારે એ લોકોમાં એટલી શરમ નહિ, તો બીજી ખાસીયતો પણ એઓમાં ખચીત બુરી હશે. એવાઓની સોહબત ઠીક નથી, જરૂર તમારા નામે લોકો પાસેથી કાંઇ લેતા પણ હશે. એઓને કહો, કે જોઇએ તો નોકરી કરે નહિ તો જાએ." મોહોમદ કામેલે કહ્યું, "મારેથી મુરવતનો તોડાતી નથી, કે હું તેઓને કહું." અસગરી બોલી, "જ્યારે તેઓમાં મુરવત નથી, તો તમે મુરવતનો અંદાજો શા વાસતે રાખોછ? અગર આપણેથી કાંઇ બચે તો કુટુંબમાં ઘણાએક ગરીબોછે, ને તેઓને આપવાનો આપણો હક્કછે. પારકાઓને અને પારકાઓમાંથી મેળવીને એવાઓને આપવામાં શું ફાએદો? વળી એટલી કાંઇ જરૂર નથી, કે તમારે તેઓને કડણાઇથી જવાબ દેવો. કાંઇ તદબીરથી તેઓને સમજાવીને કહો."

મતલબ, કે આ લોકોજ મોહોમદ કામેલના શેતાન હતા. અસગરીએ તદબીરથી તેઓને કહડાવી મૂકયા. ચાકરોમાં જે જે આડી ચાલના હતા, તેઓને ચુંટી ચુંટીને કાહાડયા. દોહોડ વરસ અસગરીએ રહીને અંદર બાહારનો સરવે કારોબાર દરોસત કરી આપ્યો. હવે પોતાની માસીના છોકરા મીયાં મુરલ્લંમની શાદી થનાર હતી, તેથી અસગરીને કાગળથી તેડું આવ્યું, અને તમાશાખાનમે ઘણીજ આજેજીથી લખ્યું, તેમજ ઘણા દિવસ પણ થએલા હતા, તેથી અસગરીએ દિલ્લી આવવાનો એરાદો કીધો, પણ પોતાના દિલમાં વિચાર્યું, કે મોહોમદ કામેલને એકલો મૂકી જવું દરૂસત નથી, તેથી મોહોમદ કામેલને કહ્યું, કે "મુસાફરીમાં એકલું રહેવું ઘટતું નથી, કોઇ પોતાના ઘરનાએ સાથે રહેવું જરૂરછે, માટે મારા વિચાર પ્રમાણે તમે તમારી માસીના છોકરા મોહમદ સાલેહને બોલાવી રાખો. તે અંહીં તમારી પાસે કચેરીનું કામ શીખશે, અને વળી પોતાનું પણ શીખશે. કદાચ કોઇ જગાએ ચાકરી પણ લાગી જશે." એ ઉપરથી અમીરબેગમને કાગળ લખ્યું, અને અસગરી છતાં મોહોમદ સાલેહ આવી પહોંચ્યો. આ છોકરો સરવે વાતે સારો હુતો, અને મોહોમદ કામેલ કરતાં માતર બે વરસ નાહનો હતો. હવે અસગરી નચીંત થઇ, અને સીયાલકોટથી નીકલીને લાહોર પહોંચી.

અહીંઆં પોતાના સસરા મોલવી મોહમદ ફાજેલ સાહેબ આગળ એક હફતા સુધી ઠરી. મોલવી મોહોમદ ફાજેલની ઉમર નજદીક સાહાઠ વરસની હતી, અને મુખતારીની નોકરીમાં ઘણી મેહેનત હતી. દરરોજ સહવાર પડતાં

સરવે હાકેમોની કચેરીમાં જાઇને સરદારના મુકદમાઓની ખબર લેવી, તથા સાંજ સહવાર પોતાના તાલૂકાઓમાં જવું. બિચારા મોલવી સાહેબ રાતના આવતા, તો ઘણા થાકી જતા હતા. અસગરીએ કહ્યું, "સસરા બાવા, હવે તમારી ઉમર આવી મેહનતને લાએક નથી. હવે ઘટતુંછે કે તમારે ઘેર બેસવાની ફિકર કરવી. એકુ ચોપડીમાં મેં વાંચ્યુંછે કે, 'ઇનસાને ઉમરના ૩ હીસ્સા કરવા. પેહેલો હીસ્સો બચપણનો, બીજો દુનિઆના કામોના બંદોબસ્તનો, ત્રીજો આરામ અને ખોદાની ભક્તિનો.' માટે હવે તમારે ઘેર આવીને આરામથી બેસવું." મોલવી સાહેબે કહ્યું, "પેહેલાં તો સરદાર છોડતા નથી. બીજું તો મારી જગાએ કોઈ બીજું કામ કરનાર તો જોઇએ." અસગરીએ કહ્યું, "જ્યારે સરદાર આગળ તમો તમારી જઇફીનું કારણ જણાવશો, તો બેશક તેવો કબૂલ રાખશે, અને કામ ચલાવવામાં જેઠભાઇ શું કમછે?" મોલવી સાહેબે કહ્યું, "તે કચેરી દરબારનો કાએદો કાનુન શું જાણે?" અસગરીએ જવાબ દીધો કે, "થોડાએક દહાડા તેઓને બોલાવીને સાથે રાખો, જોવા ભાળવાથી સરવે તેઓને આવડી જશે. ફકત હિંદુ લોકતો બે ચાર ફારસીની ચોપડીઓ શીખીને કચેરીની નોકરીપર લાગી જાએછે, ને એઓતો મોલવી ઓદમાછે." મોલવી સાહેબને અસગરીની વાત પસંદ આવી. આ તરફતો અસગરી દિલ્લી જઇ પહોંચી, અને મોલવી સાહેબે મોહમદ આકેલને તેડું મોકલ્યું. થોડાએક દહાડામાં મોહોમદ આકેલે બાપનું સરવે કામ ઉઠાવી લીધું, અને સરદારને પોતાની ચાકરીથી ઘણો ખુશી કીધો. પછી મોલવી સાહેબે સરદારને કહ્યું કે, "હવે આએ છોકરો હજૂરમાં હાજર રહેશે, ને મને છૂટકારો બખશો, કહ્યુંછે કે,

'રસમસ્ત કે માલેકાંને તેહરીર,
આઝાદ કોનંદ બંદએ પીર.'

'મોટા દિલના ધણીઓની એવી રીત છે, કે બુઢા ગોલામોને છૂટાપણું આપેછે.'

સરદાર દિલનો ઘણો સખી હતો. તેણે ૨૦ રૂપિઆનું પેનસન મોલવી સાહેબની હયાતી સુધી કરી આપ્યું, અને મોલવી સાહેબની જગાએ મોહોમદ આકેલને પૂરા૰પગારે રાખ્યો.

# મેહમુદાને અદરાવવાની ચારવણી.

અસગરી દિલ્લીમાં આવી પહોંચીઆ પછી, તેણે મેહમુદાને અદરાવાની ચારવણી કરવા ધારી. હોસનઆરા જહજર ગામ સાસરે ગએલી હતી, ત્યાંથી પોતાને ઘર આવેલી હતી. તેમજ જમાલઆરા પણ સાસરેથી નાહની બેનને મળવા આવી હતી. હકીમજીનું તો તમામ ઘર અસગરીનાં ચેલાં હતાં. બંન્ને બેનો અસગરીના આવવાની ખબર સાંભળી તેને મળવા દોડી આવી. બંન્ને વચ્ચે તરેહ તરેહની વાતો ચાલી. જમાલઆરાએ કહ્યું, "ઉસતાદનીજી! કેવો જીવ તમારામાં ભરાયો હતો, કે તેનું બયાન નથી થઇ શકતું. વારૂં હોસનઆરાતો તમારી શાગેરદછે, પણ હુંતો શાગેરદથી પણ જયાદેછું. મારૂં ઉજાડ ઘર તમે વસાવ્યું." અસગરીએ કહ્યું, "હું કોઇ વાતે લાએક નથી." જમાલઆરાએ કહ્યું, "વાહ ઉસ્તાદનીજી! હુંતો જીવતાંજીવત તમારા સલૂક ભૂલવાની નથી, અને શું કરૂં તમે હમો લોકોની ખીદમત કોઇ રીતથી કબૂલ નથી રાખતાં, નહિતો અમારા ચામડાંના જોડા તમોને કરાવી આપતે, તોપણ તમારો હક અદા નહિ થતે." અસગરીએ કહ્યું, "પેહેલાં તો મારાથી કશી ખીદમત બની નથી, અને અગર જો મારા ઉપરીપણાથી કોઇ કામ તમોને પસંદ પડયું હોયતો, બેગમ સાહેબો, તમોને ખોદાએ સરવે વાતે લાએક બનાવ્યાંછે, તો અમે ગરીબોને ખુશી કરી નાખવા શું મોટી વાતછે?" હોસનઆરા બોલી, "ઓહો! ઉસતાદનીજી તમે એ શું વાત બોલોછો!" અસગરીએ કહ્યું, "સાંભળો બેન હોસનઆરા, ઉસતાદનીગરી અને શાગેરદી તો હવે બાકી રહી નથી, તેતો નિસાળ સાથે ગઇ. હવે ખોદા રાએ તમે પરણી ગયાં. ત્યાં તમે પૂતરોના વડાં, અને અમીરોની સરતાજ થયાંછો. અહીઆં જમાલઆરા સરદાર અને સરદારોનાં બેટી વહુછે. હમણાં આ શેહરમાં તમારાથી મોટા તો કોઇ બીજા અમીર નથી. તમારા સરખાના સંબંધમાં આવીને કોઇ આદમી નાઉમેદ રેહ, તો તે તેના ભાગ્યનો વાંકછે." હોસનઆરાએ કહ્યું "ભલાં ઉસતાદનીજી તે શું બાબતછે?" અસગરીએ કહ્યું, "બેન, એક મોટું મુશકેલીનું કામછે. તમે કબૂલાત આપો, કે મને નાઉમેદ નહિ કરશો તો હું કહું." હોસનઆરા, ને જમાલઆરાએ જાણ્યું, કે કોઇની નોકરી ચાકરીને વાસતે કહેશે. તેથી બંન્નેએ કયું, "ઉસતાદનીજી ખોદાના કસમ, તમારે વાસતે અમો બંન્ને જણા દિલોજાનથી હાજર છીએ. વારૂં અમોને તો મોટી હોંસછે, કે તમે અમોને કાંઇ પણ ફરમાએશ કરો." અસગરીએ કહ્યું, "તે કામ મારી નજદીકતો મોટુંછે, પણ તમો બંન્ને સાહેબો દિલથી ચાહાશો તો કાંઇ મોટું નથી." બંન્ને બેનોએ કહ્યું, "ઉસતાદનીજી,

ખોદા શાહેદછે, કે અમારીથી થઈ શકે તેવું કામ હશે, તો અમો હરગેજ પાછાં હઠવાનાં નથી."

જ્યારે પક્કો વાએદો કરાવી લીધો, ત્યારે અસગરીએ કહ્યું, "મારી એવી ઇચ્છાછે, કે મેહમુદાને તમારા ફરજંદોમાં કબુલ કરો (એટલે વહુ કરો)." એ સાંભળી બંને બેનો ચૂપ થઈ ગઇ. પછે અહિં તહિંની વાતો થવા લાગી. જ્યારે બંને ઉઠવા લાગી, ત્યારે અસગરીએ એક હાથથી હોસનઆરાનો, અને બીજે હાથે જમાલઆરાનો ડુપટો પકડયો, અને કહ્યું કે, "હું પોતાનો હક હવે લડી વઢીને લેવાની. ખોદાના કસમથી કહુંછું, કે જ્યાંસુધી મારો સવાલ પૂરો નહિ થશે, ત્યાંસુધી તમોને જવા નહિ દેઇશ." હોસનઆરાએ કહ્યું, "વારૂં એમાં અમારો શું અખતીઆરછે? હજુતો અરજમંદબાન છોકરોછે. બીજું તો એવી વાતોમાં મા બાપ છતાં બેનોનું શું ચાલે?" અસગરી બોલી, "મોટી અને પરણેલી બેનો પણ માની બરોબર હોયછે. સગાઇ નાતું સરવેની સલાહ વગર થતું નથી. એવું કાંઇ નથી કે મા તમારી સાથે મસલત નહિ કરે." હોસનઆરાએ કહ્યું, "હમણાં સુધી અમારે ત્યાંતો એ વાતની કઇ ભાંજગડ થએલીજ નથી." અસગરી બોલી, "તમોને ખબર નહિ હશે, ઓલવીખાનને ત્યાં ટપકો ગયો હતો, તે પાછો મંગાવ્યો." જમાલઆરાએ કહ્યું, "ઉસતાદનીજી, તમે સાંભળયું હોશે, પણ એ વિશે અમારી સાથે કશી વાત થઈ નથી. ઓલવીખાનમાં શું એબ હતી! ખોદા જાણે રૂક્કો પાછો કેમ મંગાવી લીધો?"

એવી રીતની વાતમાં બીજી વાતો થવા લાગી. અસગરી બોલી, "સાહેબો, મારી મતલબ રહી જાએછે. હા નાનો જવાબ મને આપો." જમાલઆરાએ કહ્યું, "ઉસતાદનીજી, વારૂં અમે કેમ કરીને હામી ભીડી શકીએ?" અસગરી બોલી, "એ કામને માટે પૈસો, ખસલત અને રૂપ એ ત્રણ ચીજ જોવામાં આવેછે. દોલતતો અમે ગરીબોની પાસે નામની પણ રહી નથી. ખસલત વિશે તો બેન હોસનઆરા તમે મેહમુદાથી સારીપઠે વાકેફ છો. બે વરસ સુધી તમે તથા તેનું સાથે રેહેવું હતું. સાચું બોલો, શરમ, મલાહજો, અદબ, કાયદો, નેકબખતી, હરેક કામનો સલીકો, અને હરેક તરેહનો હુનર—લખવું, વાંચવું, સીવવું, ભરવું, રાંધવું એ સરવે વાતો મેહમુદામાંછે કે નહિં? કાંઇ એટલાં ઉપરથી નહિં, કે મેહેમુદા મારી નરણ યા શાગેરદછે. નહિં—તે છોકરીને ખોદાએ સરવે સીફતોથી ભરેલી પેદા કીધીછે. કેમ બેન હોસનઆરા, જો હું ખોટું કેહેતી હોઉં તો તમે બોલોં?" હોસનઆરાએ કહ્યું, "ઉસતાદનીજી, વારૂં ચાંદ પર કોઇ ધૂળ નાંખી શકે? મેહમુદા બેગમની જોડ ખોદા રાખે મોટાં ઘરોમાં પણ નથી. વારૂં કોઇ મેહમુદા બેગમનાં તળીઆં જેવી પણતો હોએ!" અસગરી બોલી, "સુરત

શીકલ, જેવી કે નાક, કાન, આંખ જેમ આદમીમાં હોએછે, તેમજ મેહમુદામાં પણછે, તે પણ આદમીનું બચ્ચુંછે. જવાન થતાં એથી પણ વધારે ખીલી નીકળશે." જમાલઆરા બોલી, "અરે ઉસતાદનીજી, મેહમુદા બેગમને આદમીનું બચ્ચું કહોછો! ખોદાના કસમ, પરીનું બચ્ચુંછે. મોટાં ઘરોમાં 'ઉચી દુકાન ને ફીકાં પકવાન,' તેમ અમેતો કોઇને દેખાવડાં નથી જોયાં. અમે બંને બેનો હાજર છીએ. ખોદાના કસમ, બાજી લોંડીઓ અમારે કરતાં તો સારીછે. મેહમુદાતો આફતાબ અને માહાતાબજછે. એવી સુરતના આદમી કયાં દેખાએછે!" અસગરીએ કહ્યું, "બેન, ત્યારે ગરીબી સિવાએ અમારામાં બાજી શું બૂરાઇછે? જોકે નાહનું મોડું ને વાતતો મોટી. પણ મરનાર અલી નકીખાનની બે ચાર પેહેડી તો નથી ગુજરી. અમે પણ તો તેઓનાજ ઘરાણામાં છીએ." બંને બેનો બોલી ઉઠી, "ઉસતાદનીજી, તમે અમારાં સરતાજ છો, અમે અને તમે કાંઇ જુદાં નથી, એકજ લોહીના ને એકજ જાતના છીએ." અસગરીએ કહ્યું, "ત્યારે ઢીલ શાનીછે? મારી દરખાસતને કબૂલ કરો." હોસનઆરાએ કહ્યું, "ઠીકછે ઉસતાદનીજી, આજે અમે એ વાત માજી આગળ કરીશું." અસગરી બોલી, "વાત નહિ, વાતતો હું પણ કરી શકુંછું. ખરેખર દિલથી એમાં મદદ કરો, અને હવે એ વાત છેડીછે, તો એવું કરો કે તે પૂરી થાય." બંને બેનોએ વાયદો કીધો, કે "ઉસતાદનીજી, જેમ તમારો વિચારછે, તેમજ ખોદાનું ચાહાવુંછે તો થશે."

પછે બંને બેનો અહીંઆંથી રવાના થઇ. બીજે દિને અસગરી પોતે સુલતાના બેગમને મળવા ગઇ. બસો રુપિઆનો ઘણો ઉમદા એક શીઆલી રૂમાલ, જે સીયાલકોટથી લાવી હતી, તે સુલતાના બેગમને ભેટ કીધો. સુલતાના બેગમે કહ્યું, "ઉસતાદનીજી, તમે મને ઘણી શરમીનદી કરોછો. અમારે તમારી ખીદમત કરવી જોઇએ, નહિ કે ઉલટું તમારી પાસેથી લઇએ!" અસગરી બોલી, "એ રૂમાલ મેં ખાસ તમારે વાસતે ફરમાશ કરીને કરાવેલોછે, એ તમારે કબૂલ રાખવો. દોઢ વરસ થયું એવી ઉમેદથી મારી ગાંસડીમાં બાંધી રાખ્યો હતો, કે દિલ્લી પહોંચીને હું પોતે તમોને નઝર કરીશ." સુલતાનાં બેગમ બોલ્યાં, "હું એને એક નવાઇ દાખલ લેઉંછું. પણ ખોદાના કસમ, કે મને શરમ આવેછે. કોઇવાર તમે પણ કાંઇ મને ફરમાશ કરો, કે મારો જીવ ખુશ થાય." આટલો ટેકો મળતાંજ અસગરી હાંથ જોડીને ઉભી થઇ, અને પોતાની મતલબ કહી જણાવી. સુલતાના બેગમે કહ્યું, "સારૂં, ઉસતાદનીજી તમો બેસોતો ખરાં." અસગરી બોલી, "હું પોતાની મુરાદ પામીને બેસીશ." સુલતાના બેગમે હાથ પકડીને અસગરીને બેસાડી દીધી, અને કહ્યું, કે "દીકરા દીકરીઓનું કારજ મુશકેલ કામછે. કુંભારને ત્યાંથી દમડીનું વાસણ લઇએ છીએતો, તે પણ ઠોકી વગાડીને લઇએ છીએ, અને

આતો ઉમર તલકની કમાઇનો વેહેવારછે. સુજી સમજી, સલાહ મસલહત કરીને કરવું જોઇએ. તમે કહ્યું તે બાબે હવે હું એના બાપની તથા મારાં મોટાં બેનની તથા કુટંબનાં બીજાં બે ચાર આદમીઓની સલાહ લેઉં, પછી જે થશે તે જોઇશું. વળી હજુતો અરજમંદ બાળકછે, તેના લગનની શું ઉતાવળછે ?" અસગરીએ કહ્યું, "ગજા કરતાં વધીને મેં એ સવાલ કીધોછે. જેમ મીસર શેહેરમાં કોઇ બુઠીઆ ઓરત સૂતરની આંટી લઇને હજરત યુસુફની ખરીદદાર થઇ હતી, તેવીજ રીતે મારી પાસે ગરીબી અને આજેજી સિવાએ કાંઇ આપવા લેવાનું નથી. ફક્ત તમારી મેહેરબાની જોઇએ છીએ."

જોકે સુલતાના બેગમે મોઢથીતો કાંઇ નહિ કહ્યું, પણ તેની ઢપથી જણાયું, કે એ વાત તેને અણગમતી નહિ લાગી. જતી વેલા અસગરી જમાલઆરા તથા હોસનઆરાને ચેતાવતી ગઇ, કે "હવે એની ઉમકેરણી તમારા હાથમાંછે." અસગરીના જવા બાદ બંન્ને બેનોએ મેહમુદાની હદથી જ્યાદે વખાણ કીધી. સુલતાનાતો અરધી રાજી થઇ ગઇ, પણ શાહજમાની બેગમની પણ દિલદારે-જાંહાન નામની એક છોકરી હતી. શાહજમાનીનો એવો એરાદો હતો, કે અરજમંદ સાથે પોતાની છોકરીનું કારજ કરે, પણ એટલું ઠીક હતું, કે હજુ સુધી શાહજમાનીએ પોતાની બેન સાથ એ વિશે કશી વાત કીધી નહિ હતી. જ્યારે અસગરીએ મેહમુદાની માગણી વિશે વાતચિત કીધી, ત્યારે સુલતાના બેગમે શાહજમાનીને પૂછાવ્યું, કે "તમારી નજરમાં એ વાત કેવી લાગેછે ?" શાહજમાની એ વાત સાંભળીને ઘણી ઘભરાઈ, અને એવા વિચારમાં પડી, કે મેહમુદાની વાત દબાઈ જાએતો, દેલદારેજાંહાનની વાત ઠરાવી નાખું. તેથી તરતતો કહેવડાવ્યું, કે "હું વિચારીને જવાબ કહેવડાવીશ." બાજે દિને પોતેજ આવી હાજર થયાં, અને જ્યારે વાત ચાલી, ત્યારે સુલતાનાને કહ્યું, "કયાં તમે ને કયાં મોલવી સાહેબ ! જમીન આસમાનની બરાબરી કેમ થાએ ! એ વાત અહીંઆં કોણ લાવ્યું ?" સુલતાનાએ જવાબ દીધો, "ઉસતાદનીજી લાવ્યાં." શાહજમાનીએ કહ્યું, "હું પોતે ઉસતાદનીજી પાસે જાઉછું." એમ કહી હોસનઆરાને સાથે લઇ અસગરીની પાસે ગયાં, અને કહ્યું કે, "ઉસતાદનીજી, તમે એટલાં મોટાં અકલમંદ છતાં એટલું નહિ સમજ્યાં, કે સગાઇ નાતું બરાબરીઆની સાથે થાએછે. મોલવીખાનને ઘરથી એટલા માટે ટપકો પાછો ફર્યો, કે તેઓએ સોનાનો ઢાલીયો રીતમાં આપવા ના પાડયો. વારૂ, ત્યારે તમે મેહમુદાને શું આપશો ?" અસગરીએ કહ્યું, "બેગમ સાહેબ ! મેંતો છોકરીના વીવાહને માટે એક વાત કહી હતી, કાંઇ છોકરીનાં મૂલ તોલનો પેગામ નથી કીધો. જો કે હમણા શેહેરની તમામ રસમો બગડી ગઇછે, પણ લેવા દેવાની પરઠણતો કેથે નથી સાંભળી. જે છોકરી આપશે, તે શું ઉપરથી-નેજ આપશે ? હવે બરાબરી વિશે એજ કહેવાનું, કે આતો જાણીતુંછે, કે દો-

લતતો અમારી પાસે નથી. ઓલવીખાનને ચોથે હીસ્સે પણ અહીંઆં નથી. પણ તમારેતો છોકરો પરણાવવોછે, તમોને રીતભાતની શું ફિકરછે ? છોકરી આપવી હોયતો ઇનિસાન તે પણ વિચાર કરે, કે ભાઈ છોકરીનો ગુજારો જોજો. અથવા કોઈ ગરીબ હોય, ને વહુના પલ્લાને આધારે ઉધાર ખાઇ બેસી રહ્યો હોય, ને તે તેની ફિકર કરેતો વાજબીછે. તમારેતો છોકરી લેવીછે, અને સરવે કાંઈ ખોદાનું આપેલું તમારે ત્યાં મોજુદછે. ફકત તમોને છોકરી જોઈએ, અને તે છોકરીતો તમારી જોએલીછે, તેની કોઇ બાબદ તમારેથી છૂપી નથી. અમારી જાત જે કાંઈ સારી માઠીછે, તે પણ તમોને માલમછે." શાહજમાની બોલી, "તો પણ બરાબરી જોઇને વાત કીધામાં આવેછે." અસગરીએ કહ્યું, "બેગમ સાહેબ, ખતા માફ કરવી. હમણાં બરાબરી નથી ! બરાબરીતો તે દહાડે હતી, જ્યારે અલી નકીખાને આએ ઘરમાં બેનને પરણાવી હતી ! આજે આ તેજ ઘર છોકરી લેવાને વાસતે પણ બરોબરીઉ નથી ! તો હમણાં શું આ ઘરમાં કપડું પડી ગયુંછે ? દોલત નથી એવો અહંકાર ખોદાને પસંદ નથી."

અસગરીએ શાહજમાનીને એવીતો આડે હાથે લીધી, કે વાત કાંઇ બની નહિ, શાહજમાનીએ કહ્યું. "ઉસતાદની્જી, તમેતો ગોસ્સો કરોછો." અસગરીએ જવાબ દીધો, "બેગમ સાહેબ, મારી શું મકદૂરછે, મનેતો ઉમેદ હતી, કે તમે એ વાતમાં મદદ કરશો; નહિ કે ખુદ તમોજ તોડી પાડશો." શાહજમાનીએ કહ્યું, "ઉસતાદનીજી, બુરૂં માનો કે ભલું, બરોબરી આપણુંતો નથીજ." અસગરીએ કહ્યું, "દોલતમાં અમે બરોબરીવાંતો નથી, પણ જાતુમાંતો બરાબરીનો દાવો રાખીએ છીએ. હુનરમાં ખોદાની મેહરબાનીથી તમો અમારીની બરોબરી નહિ ઉતરશો. શું સુજાકોછે, કે એક વાતમાં તમારી તરફ કમી અને એક વાતમાં અમે ઓછાં. અમારી જેવી વહુ દુનિઆમાં દીવો લેઇને શોધતાં ફરશોતો નથી મળવાની." શાહજમાનીએ પૂછયું, "ઉસતાદનીજી, એકબાલમંદખાંનના છોકરાનો ટપકો કેમ નથી મંગાવતાં ?" અસગરીએ કહ્યું, "મેં સાંભળ્યું હતું, કે તેઓની તમારે ઘેર વાત થઈ રહેલીછે, તેથી મેં તે વિશે કશો વિચાર કીધો નથી. વળી ટપકાઓની શું કમીછે, છોકરીઓને છોકરા ઘણા અને છોકરાઓને છોકરી ઘણી. મેંતો એવું ધાર્યું હતું, કે હુનર અને દોલતનો સંજોગછે. હુનર અમીરોને લાએકછે, અને અમીર તેને સોભાવનારછે. વાત ઠરી જાએતો બંન્નોને વાસતે ઠીકછે. પણ જો પસંદ નથી, તો તમો દિલદારેજાંહાન સાથે સગાઇ કરો." શાહજમાનીએ કહ્યું, "દિલદાર બચ્ચુંછે, અને મારો એરાદોછે, કે તેને પારકી જગોએ આપું. સગાઇમાં સગાઇ કરવી કંકાસ ભરેલું હોએછે." શાહજમાનીતો એટલું કહી રૂખસદ થયાં, હોસનઆરા ત્યાંજ બેશી રહી. માસીએ કહ્યું, કે "બેટા ચાલો." હોસનઆરા બોલી, "તમો સીધારો, હું ઉસતાદનીજીને ઘણી મુદતે મળીછું, તે વાતો કરીને આવીશ."

શાહજમાની ગઈ, પછી હોસનઆરા બોલી, "ઉસતાદનીજી માજીતો રાજીછે. પણ એઓજ વાતને બગાડેછે. મોઢથી ના પાડેછે, તો બોલવા દેઓ. પણ એઓની અંદરખાનેની મતલબ એજછે, કે દિલદાર સાથે ઠરી જાએ." અસગરીએ કહ્યું, "હવે તકદીરની વાતછે. જ્યારે એઓ વચેછે, તો અમારૂં શું ચાલવાનું ? લેકીન, બેન હોસનઆરા, મેંતો કાંઈ ખોટો વિચાર નહિ કીધો હતો. જોડીએજોડી મળતી જોઈ લીધી હતી. તમારૂં આટલું મોટું ઘર, અને ખોદા રાખે એક છોકરો. જે કાંઇ માલમતાછે, તે સરવે તેનોછે. ત્યારે એવાં મોટાં કારખાનાને સંભાળવાને વાસતે મોટી અક્કલની પણ જરૂરછે, ને મોટો હોશલો પણ જોઇએ. મેહમુદા ગરીબ ઘરનીછે, તો શું થયું, ખોદારાએ હોશ અને સલીકો અમીરોના જેવોછે. તમારા ઘરમાં અગર કોઇ વગર સલીકાની આવી, અને રીતના ઢગલા લાવી, તો શું કામનાં? તેને પોતાનું પલ્લું સાચવવું, સંભાળવુંજ મુશકેલ પડવાનું, તો તમારા ઘરનો વહીવટ તે શું કરશે? મેહમુદાતો ખોદા રાખે આખા મૂલકનો કારોબાર ચલાવી શકનારીછે. વળી બેન હોસનઆરા, આ વાત પણ ધ્યાનમાં લેવી જોઇએ, કે સગાઈ નાતું શું મતલબથી કીધામાં આવેછે ? દુનિયામાં જ્યાંસુધી બની શકે, ત્યાંસુધી મેળ મેળાપને વધારવો જોઈએ. ઘરમાંને ઘરમાંજ સગાઇ નાતું કરી લીધુંતો તેમાં શું ? તેતો સગાઇ છેજ. શાદી વીહવા કરીએ તો પારકી જગાએ, કે જેથી સગાઇ વધે." હોસનઆરા બોલી, "ઉસતાદનીજી, મેં અને બેને ઘણી ઘણી તરેહથી માજીને કહેલુંછે, અને હવે આ સરવે વાતો હું માને ફરીથી કહીશ, ઉમેદતો છે કે એજ વાત ઠરશે."

અસગરીએ એવી રીતે સરવે પાટી પઢાવીને હોસનઆરાને રવાને કીધી. પેલી તરફ શાહજમાનીએ જાઇને સુલતાનાને કહ્યું, "બેન, મેંતો ઉસતાદનીજીના મોઢાપર ખોલ્લું કહી દીધું, કે 'તમારી અને એઓની બરાબરી નથી, આદમીએ સમજીને મોઢથી વાત કાહાડવી જોઇએ,'' હવે આ વાતોની વચમાં એ આવી પડયું હતું, કે શાહજમાની પોતાને મોઢથી પોતાની છોકરીને વાસતે કહી નહિ શકતી હતી. શાહજમાનીના દિલમાંતો એ વાત હતી, પણ તે ધારી રહી હતી, કે મરદ મરદોમાં વાત થઈ જશે. મેહમુદાની વાતમાં માત્ર ગરીબીપરૂ ઇતરાજી હતી. આખરે શાહજમાનીનાં ગયા પછી સુલતાના બેગમે પોતાની બંને બેટીઓ સાથે મનસુબો કીધો, તો હોસનઆરાએ કહ્યું, "માજી, ખોલ્લી વાતતો એછે, કે માસીમાએ દિલદારને વાસતે તજુવીજ કરેછે," સુલતાનાં બોલી, "વારૂ અરજમંદનેતો હસતાં હસતાં હું પૂછી જોઉં." જમાલઆરાએ ભાઇને બોલાવીયો અને કહું, "કેમ ભાઈ, તમારી શાદી વીહવાની ચારવણી થાએછે, તમે પણ તો કાંઇ કહો. તમે દિલદારેજાંહાન સાથે રાજી છો ?" માના મોઢાપરતો શરમને લીધે અરજમંદ કાંઇ બોલ્યો

નહિ, પણ પોતાની બેનોને ઇશારત કરીને નાખુશી જણાવી. તેનું ના કહેવું જમાલઆરા અને હોસનઆરાની મતલબને મળતું થયું. હોસનઆરાએ કહ્યું, "સૂરત, સીકલ, હુન્નર, સલીકો, એ ગુણોતો મેહમુદાના તળીઆં જેટલી પણ કોઈ છોકરીમાં નથી, એનો જુમોતો હું લેઉ છું. હા! ચાહો કે સોનાનો ઢાલીયો મળે, પણ તેતો એ બિચારાં ગરીબો પાસે નથી." સુલતાના બોલી, "બેન, મુખ્યતો છોકરીને જોવાનુંછે, ખોદાના ફજલથી આપણા ઘરમાં કોઈ ચીજની કમી નથી, આપણને ભારી રીત લઇને શું કરવુંછે?" જમાલઆરા બોલી, "ત્યારે શાંની ઢીલછે? બનામે હજદ કરો." હોસનઆરાએ કહ્યું, "એકવાર ગરીબછે, પણ ઉસ્તાદનીજી જબરાં ચાલાક આદમીછે, મોઢેથી નથી કહેતાંતો શું, પણ જરૂરને ટાંકણે જોગવાઈ કરતાં વધીને કરશે." સુલતાનાએ કહ્યું, "ઠીકછે, તમારા બાવા આવેને તેઓની પણ સલાહ પૂછીએ."

જ્યારે નાહના હકીમ સાહેબ આવ્યા, ત્યારે જમાલઆરા અને હોસનઆરાએ મેહમુદાનો મુકદમો એવી રીતે ઉંઘાડયો, કે જેમ અદાલતમાં વકીલ પોતાના કુળનો મુકદમો ઉઘાડેછે તેમ. ટૂંકામાં નાહના હકીમ સાહેબે પણ મેહમુદાની વાતને પસંદ કીધી. હવેતો બંન્નો બેનો બેધડક અસગરીની પાસે દોડી ગઈ. મોહમદ કામેલની માને આ ચારવણીની મુતલક ખબર નહિ હતી, તેથી તેણે પૂછ્યું, "અરે શુંછે બેગમ સાહેબ, એટલાં કેમ દોડોછો? પાએજાતો ઉચકીને ચાલો." હોસનઆરાએ કહ્યું, "કાંઈ નહિ, ઉસતાદનીજી પાસ જઇએ છીએ." અસગરીની પાસે જતાંજ હોસનઆરા બોલી, "લો ઉસતાદનીજી મુબારકબાદી, અમારૂં ઈનામ લાવો." અસગરીએ કહ્યું, "ખોદા તમો સરવે સાહેબોનેબી મોબારક કરે, ઇનામ આપવાનું મારૂં શું મોઢું ઘોયુંછે, મારૂં ઈનામજ દોઆછે, અને રાત દહાડો હુંતો તમારી દોઆગોજ છું." હોસનઆરાએ કહ્યું, "નહિ ઉસતાદનીજી, આજતો અમે અમારા મોઢાં જરૂર કરી મીઠાં કરીશું." અસગરી બોલી, "બેડા બેડામાં મિડાઇ ખાશો." પછી દેઆનતને બોલાવી, અને પાંચ રૂપિઆ કાહાડી તેના હાથમાં આપ્યા, અને કહ્યું, "ઘંટા વાળાની દુકાનેથી ઘણા સારાં કલાકંદ, અને દરીબેને નાકેથી ચણાની મીઠાઇ, તથા શાહતારાની ગલીમાંથી મોતીપાક, તથા ચાંદની ચોકમાંથી કોપરાંપાક, તથા નીલનાકરાથી ઘીની તળેલી દાળ, અને ખાનમના બજારમાથી સૂતરફેણી હમણાંજ જાઇને લાવો." એટલામાં બંન્નોને બીડાં બનાવીને આપ્યાં. જારે મીઠાઇની ટોપલીઓ આવી પહોંચી તો અકબરી, અસગરી, હોસનઆરા અને જમાલઆરા એ સરવે જણીઓએ મળીને સારી પેઠે ખાધી, અને જે કાંઇ વધી તે નિશાળમાં મોકલી દીધી. એઓને જતી વેળાએ અસગરીએ કહ્યું, "હમણાંતલક મેં સાસુમાને ખબર નથી કીધી. હવે તેઓ સાથે વાત કરીને ચાહાવું ખોદાનુંછે, તો પરમ દહાડે સપરમો દહાડો ને સારો રોજછે, તે દિને ચાલુ રસમ મુજબ રીતભાત થશે."

એ બંન્ને જણીઓ તો રૂખસદ થઈ. અસગરીએ લાગ જોઈ સાસુને જઈ કહ્યું, "સાસુમા, કાંઈ મેહમુદાની પણ તમોને ફિકરછે ?"

સાસુ—શું ફિકર કરૂં ? કહીંથી એ વાત આવે ત્યારે કની ? હું એક જગાએ ધારી બેઠેલી છેઉં, કે મોહમદ સાલેહની સાથ મેહમુદાના વીહવા કરી આપીશ.

અસગરી—ક્યાં મોહમદ સાલેહ ને ક્યાં મેહમુદા ! મોહમદ સાલેહભાઈની ઉમર જેઠભાઈથી કાંઇ ઓછી નહિ હશે.

સાસુ—હા, મારો આકેલ છ મહિના મોહમદ સાલેહથી વડોછે. એકજ વરસમાં બન્નેનો જનમ થએલોછે.

અસગરી—વારૂં ત્યારે એ શું થોડો ફેરછે ?

સાસુ—એ ઉપરાંત તો કંઈ લાગવગ નથી.

અસગરી—મેં એક વાત ધારીછે, અગર તમોને પસંદ હોયતો જીકર ચલાઉં.

સાસુ—તે શું ?

અસગરી—હકીમ ફતેહ અલ્લાખાનના છોકરા સાથે ?

સાસુ—વારૂં દીકરી 'ઝૂપડાના રહેનાર, ને મેહલોનો ખોઆબ.' ક્યાં હકીમજીનું ઘર ! આજે તેઓને ત્યાં એટલી દોલતછે, કે શેહેરમાં તેઓની બરોબરીઉં કોઇ નથી, અને ક્યાં આપણે ગરીબ, કે પાસે રહેવા જોગનું ઝૂપડું પણ દરૂસત નથી ! અહીંઆંની વાત તેઓની ખાતરમાં શું આવવાની ? કહીને ફોકટમાં પસેમાન થવાનુંછે.

અસગરી—તેઓ દોલતમંદછે, તો પોતાને માટેછે. આપણે શું, ના કરે ખોદા, તેઓના ઓસીઆળા છીએ ? તેઓ પોતાના પલાવ, જરદામાં મસતછે, તો આપણે આપણી દાળ રોટીમાં મગ્ન છીએ. જાતમાં આપણે કાંઇ તેઓથી ઉતરતાં નથી. આપણી મેહમુદામાં ખોદા રાખે હુન્નરછે, તેવો તેઓના વડવાઓના નસીબમાં પણ નહિ હતો.

સાસુ—બેન, દોલતની આગળ હુન્નર હાથ જોડી ઉભો રહેછે. પેહલે સોનાનો ઢોલીયો કરાવી લેઉં, ત્યારપછી તેઓ સાથ વાત કરવા જાઉં ! હરગેજ તમે એનો ખ્યાલ નો કરતાં. અરે જુઓ, ઓલવીખાનમાં શું ખામી હતી, કે ટપકો મોકલાને તેઓએ પાછો મંગાવી લીધો ? બેન, ગરીબોનો ખપ ગરીબોમાંજ થઈ શકેછે.

અસગરી—હજાર દોલતની એક દોલતતો ખૂબસૂરતીછે. ભૂંડી આંખ દૂર હોજો ! આપણી મેહમુદા કરતાં સારી પોતાના કબીલામાંથીતો સોધી લાવે ?

સાસુ—બેન, તમે શું બચ્ચાંના જેવી વાતો કરો છેઓ ! બરાબરીઆની હાલતમાં ખૂબસૂરતીખી વળી પૂછાએ ? અને વળી એ વાત મોઢથી બોલવા જેવીછે, કે અમારી છોકરી ખૂબસૂરતછે ! હુંતો નથી સમજતી, કે ખૂબસૂરતી શું બલાછે ? મોટી મોટી ખૂબસૂરતોને જોઈછે, કે ખાસડાંની બરાબર તેઓની કદર નથી, અને બદસૂરતો લાલોની લાલ બની બેઠીછે.

અસગરી—ખૂબસૂરતી પણ એવી ચીજછે, કે આદમી તે ઉપર ફીદા થાએ. મગર અકસર સ્ત્રી જેમનીની સૂરત રૂપાળી હોએછે, તે ખસલતની ખરાબ અને મીજાજની બંધીલી હોએછે. તેઓ પોતાના ચેહરા ઉપર ઈતરાએછે, એથી કરી તેઓની દાળ કેયે ગળવા નથી પામતી. તેઓનો મીજાજ તેઓની કીમત ઘટાડી નાખેછે. એની મીસાલ એવીછે, કે એક ઘોડો સારા રંગનો હાથે પગે સારો, વાળ ભમરા વગરનો, સાંધા બાંધાનો દરૂસત, પણ નઠારી ચાલનો, કડકનો અને પછાડી જાડનારો, સવારીમાં અડીને ઉભટઈ જાનારો હોયતો એવા નામુરાદ ઘોડાને ફકત બાહારના દેખાવ પરથી લઈને કોઈ શું કરે ? પણ જો અછા દેખાવ સાથે સારા કદમનો અને અસીલ હોયતો, તે એક ઉત્તમ ચીજછે, જેમ આપણી મેહમુદા સૂરત તેમજ ખસલતમાં એક કરતાં એક ચઢતી છે તેમ.

સાસુ—આખરે કાંઇ આપવું પણતો જોઈએ ? હમણાં થોડાજ વખત ઉપર તમારી નિશાળની છોકરી એક નસીહત વાંચતી હતી કે 'તું હાથીબાન સાથ દોસતી ના કર, અને જો કરે તો તારા ઘરનો દરવાજો હાથીને આવવા જવાને લાએકનો ઉંચો બનાવ.' આપણ ગરીબોની પાસે તેઓની સાન લાએક આપવા લેવાનું કયાંછે ? નાહક મોટાં બેસાડેલાં આપણી હાંશી કરાવવી શું જરૂરછે ? વળી કબૂલ કીધું, કે જાણે બની ગયું, પણ છોકરી ત્યાં આંખમાં હલકી રહી, તો એક નુકસાન ને બીજી જગ હસી.

અસગરી—આબરૂ અથવા હલકાઈ કાંઇ રીતભાત પર વળગેલી નથી, માટી બૈરના એખલાસ ઉપરછે. જમાલઆરા શું કંઇ રીત લઇને ગઇ હતી ? તોપણ તે એક દિવસ પણ સાસરામા સુખે રહી નહિ. દૂર કયાં જાઓછ મારી બેનને પણ મારી બરોબરજ મળયું હતું, તોપણ દરરોજ લડાઇ કેમ થાએછે ? એતો સૌ સૌનો મીજાજ ને સૌ સૌની ચાલચલણછે.

સાસુ—એતો મેં માન્યું, કે માટી બૈરનો એખલાસ રીત પક્ષાં પર નથી. પણ કુટુંબ કબીલાના લોકો મેહેણાં માર્યા વગર કેમ રહે ? અગર છોકરાએ ધ્યાન નહિ આપ્યું તો શું ? સાસુ નણંદો લાગ જોઇને તાણો માર્યા વગર રહે નહિ, જેથી આખરે માઠું તો લાગે. એકતો દીકરીવાળીનું સદા માથું નીચું હોયછે, તેમા રીતભાત થોડી એતો ગજબજછે. નહિ બેન, એ વેલો માડવે ચહડતો નજર નથી આવતો.

અસગરી—કુટંબદારોથી શું બીવું, કુટંબીઓ દરરોજ થોડાજ વખત પાસે બેસેછે. હા, સાસુ નણંદોના રાત દહાડાના તાણા બેશક દુ:ખ ભરેલા હોયછે, પણ હોસનઆરા અને જમાલઆરાના તાણાનીતો ધાસતી નથી, એઓતો મેહમુદાના પગ ધોઈ ધોઇને પિયા કરવાની. એવું પણ શું અંધેરછે, કે શું વીહવા થયાની સાથે આંખોપર ઠીકરાં મૂકી લેશે ? હોસન-

આરાને મેહમુદા સાથે કેવી મોહબતછે, તે તમોતો જુઓ છેઓ, હવે રહી
જમાલઆરા, તેના દિલની વાતતો ખોદા જાણે. જાહેરમાંતો જ્યારે મળેછે,
ત્યારે ઢળી ઢળી જાએછે, અને આખરે હું પણ તો જીવતી બેઠીછું. મેહ-
મુદાને માઠી રીતે રાખશે, તો મને શું મોઢું દેખાડશે ? વળી સો વાતની
એક વાતતો હું એ જાણુંછું, કે સાસુ નણંદો પણ હવા જોતી રહેછે. છોકરા-
ને રીજેલો જોશેતો, કોઇની તાકાદ નથી કે મેહમુદાને આંખ ભરીને જોઇ લે.

સાસુ—ત્યારે તમારી મરજી શુંછે? શરબતનાં પ્યાલાંપર નેકા પઢાવી આપું !

અસગરી—મારી કાંઇ એવી મતલબ નથી. વળી નાચારીમાં શરબત
પણ નહિ મળતું, તો શું છોકરા છોકરીના કારજો નથી થતાં ? આપવું અપા-
વવું પણ દુનિઆ દેશની એક રસમછે. જેટલું પાથરણું જુએ, તેટલો પગ
લંબાએ. મકદુર માફક જો બની આવ્યું તો આપ્યું; નહિ બની આવ્યું
તો નહિ આપ્યું. ફુલણજી થઇને પછે ઘરનું દિવાળું કાહાડી બેસવું કાંઇ
દાનાઇનું કામ નથી. મારી નિશાળમાં જે સલમાં નામની છોકરી સીખેછે,
તેના બાપને હિંદુસ્થાનના બળવા પછી—કોઇ મડમનો જીવ બચાવ્યો હતો તેના
બદલામાં—દસ હજાર રૂપિયાનું ઇનામ મળયું હતું. એ દસ હજાર રૂપિયા
તેમ એટલાતો હતા, કે ઉમર સૂધી આબરૂથી રહેતે. પણ એક છોકરો ને
છોકરી પરણાવવામાં પતરાજીમાં આવીને સરકારથી મળેલા દસ હજાર ખોહી
બેઠો, અને સામા હજાર પાનસોનું કરજ કરી નાખ્યું. તે વખતે તો અછી
તરેહથી વાહાવાહ થઇ, ને હમણાં ઘરમાં એવીતો તંગી ચાલેછે, કે ખાધાને
વાસતે હેરાન હેરાનછે. લગનમાં મને પણ તેડું આવ્યું હતું. સર સામાન
જોઇને મારાતો હોશ ઉડી ગયા. બલકે કદાચ સલમાની માએ મનમાં ગો-
સ્સો પણ કીધો હશે, કાંકે મેંતો કહી દીધું હતું, કે 'બેન બેટા, બેટીઓનું
આપવું આંખોને સુખ, ને કલેજે થંડકછે—ઘી કયાં ગયું તો ખીચડીમાં, પણ
પોતાનાં હાંલ્લાંઓની ખેર માનવી પણ જરૂરછે.' કહેવામાંતો મેં એટલું કહી
દીધું, પણ પછી મને પસ્તાવો થયો, કે સલમાની બેન સમજી હશે, કે ઉસ-
તાદનીજી 'લેના એક ને દેના દો,' નાહેક ભાંજી મારેછે.

સાસુ—હા ખરૂંછે, પણ કમબખત દુનિઆમાં રહેવુંછે, શું કરે ને કયાં
જાએ. હોએ યા નહિ હોએ, પણ કરવુંતો પડેછેજ, દુનિઆની રીત નહિ
કરે, તો રૂશવા કોણ બને; અને લોકોના આંગળાં કેમ સંખાએ ? મેં મોલવી
અસહાક સાહેબનાં ભાષણમાં સાંભળયું હતું, કે 'આગલા વખતમાં અરબ
લોકો છોકરીઓને જનમતાંજ મારી નાંખતા હતા.'

અસગરી—સાસુ મા દૂર કયાં જાઓછો. આપણા દેશના રજપૂતો પણ
એવોજ ગજબ કરતા હતા. હમણાં અંગરેજોની રોકતોકથી બંધી થઇછે.
તે ઉપરાંત પણ કેટલીએકવાર સંભળાયુંછે, કે ચોરી છૂપીથી ખૂન થયાંછે.

સાસુ—અક્કલ શું કરે, દેખાદેખી છંડાતી નથી.

અસગરી—ગરીબીમાં દેખાદેખી શાને જોઇએ ? દુનિઆમાં ગરીબ લોક ઘણાછે. અમીરી, ગરીબી સૌ પોતપોતાના કીસમતથીછે. સરવે એકસરખાં કેવી રીતે થઇ જાએ ?

સાસુ—આહા ! બલાથી શાદી વેહવામાં જાાદા ખરચ કરવાનું અંગ-રેજ સરકારથી મનાઇ થઇ જાએતો પંચાતી મટે.

અસગરી—વરતમાન પત્રોથીતો જણાએછે, કે અંગરેજ લોક એ બાબે કાંઇ બંદોબસ્ત કરનારછે. આપણા શેહેરના સરવે વડાઓને પણ એકવાર બોલાવ્યા હતા, અને સાંભળ્યામાં આવ્યુંછે, કે ખરચની એક હદ બાંધીછે, ને પલ્લાંની રકમ મુકરર થએલીછે, પણ એ કામ આપણા લોકોએ કરવાનુંછે. સરવેએ એકડા કરીને જેટલો ખરચ વડાઇનોછે તે બંધ કરવો.

સાસુ—વડાઇના ખરચ વિશે જે તમે કહ્યું, તો જેને ખોદાએ આપ્યું હોએ, ને ખરચે તે કાંઇ જ્યાદે નથી. હા, જેને પલ્લે કોડી પણ નથી, તેને તો સરવે જ્યાદેછે.

અસગરી—એમ ના કહો. શાદી વેહવામાં જરૂર જોગો જે ખરચછે, તેતો, કમજછે. વડાઇની વાતોમાં ઘણા રૂપિઆ ઉડી જાએછે. આપણા ખાન-દાનમાં તો નાચ, તમાશા, ઢોલ, વાજુ, આતશબાજી, નિશાન, નગારાં કાંઇ હોતું નથી, પણ જેઓને ત્યાં થાએછે, તો એમાં સેંકડો હજારોપર પાણી ફરેછે.

સાસુ—એતો જેઓને ત્યાં નાચ તમાશો થતો હોએ તેઓ જાણે, પણ વારૂ, આપણે ત્યાં શું વડાઇનો ખરચછે ?

અસગરી—કાંએ નહિ ? દીવો, તીરથ, આદરણી, વરણી, ફુલેસરી, ફૂલ-કુકું, ચોથી અને વારોવારના ઘણા ભારી ભારી કપડાં, જડાવ સાથનાં ઘરે-ણાં એ સૌ વડાઇનુંછે.

સાસુ—ત્યારે બોલવું એમજ કેમ નથી કહેતાં, કે મુખ્ય લગન પો-તેજ વડાઇછે !

અસગરી હસવા લાગી, અને કહ્યું કે “ ખુદ વીહવા તો વડાઇ નથી, પણ તેને લગતું જે થાએછે, તેતો ખરેખર ધક્કેલાછે.”

સાસુ—વારૂ, રસમ તો રસમ, પણ તમે તો કપડાં અને ઘરેણાંને પણ પતરાજીનું કહોછો ?

અસગરી—સાદાં કપડાં અને ખાલિસ ઘરેણું તો કામની ચીજછે, મગર ભારી ભારી વાગો તમેજ કહો કે શું કામ લાગેછે ? ખુદ મારાજ વાગા પ-ડીને સડેછે. ઘરમાં પેહેરવાને તો કમબખ્ત દિલ કચવાએછે. કબી ક્યાર સાદી વિવાહમાં પેહેરી ગયાં, કે ઇદ, બકરી ઇદને દહાડે જરાવાર કાહાડયાં. બાકી બારો મહિના ગાંસડીમાં બાંધી રાખેલછે. આવતે દહાડે ધૂપમાં ના-

ખવાની મફતમાં જેહમતછે, અને જો વેચવા ગયાં, તો માલની કીમત નથી મળતી, બલકે કસબની કીમત જેટલી પણ નથી ઉપજતી. વળી એવોજ હાલ જરાવદાર જણસોનોછે. મોલવી કફાએતઅલ્લાની દીકરીના લગન તમે સાંભળયાં હશે. બસ તેવાંજ લગન મને પસંદછે.

સાસુ—કીયા મોલવી કફાયતઅલ્લા?

અસગરી—છોકરીઓની નિશાળોના વડા.

સાસુ—તેતો ધાર્યામા આ શેહેરના રેહેનાર નથી.

અસગરી—હા—નહિ, આગરાની તરફના રહેનારછે. બીબી બચ્ચાંને પોતાની પાસે બોલાવી રાખેલછે. દીકરીની માગણી આ શેહેરમાં કીધી હતી. બીબીની મરજી એવી હતી, કે પોતાને શેહેર જઇને દીકરીનાં લગન કરે, અને અહીંઆંથી જાન આવે. પણ મોલવી સાહેબે બીબીને સમજાવી પટાવીને અહીંઆંજ રાજી કીધી. એક દહાડો બે ચાર ઓળખાણ પીછાણ-વાળાંઓને બોલાવી મંગાવ્યાં. મેહમાનો જ્યારે ઘરમાં આવી પહોંચ્યા, ત્યારે સાંભળયું કે, છોકરીનાં લગનછે! થોડા વખત પછી વેહેવાઈ છોકરાને લઇને આવી પહોંચ્યા. કાએદા પ્રમાંણે નેકાહ પઢાવી દીધા. અલ્લા અલ્લા ને ખેરસલ્લા! રીતભાત રોકડે રોકડી આપી. નેકાહ થયા પછી મોલવી સાહેબે રોકડા પાંચસો રૂપિઆ લાવી દીકરી જમાઈ આગળ મૂકયા, ને બોલ્યા, કે "બુસ ભાઇ, મારી કમાઈમાં તમારી તકદીરનું એટલુંજ હતું. અગર હું ચાહાતેતો એટલામાંથી ખાણું પીણું પણ કરતે, અને દુનિઆની રીત મુજબ એક બે ભારી વાગા પણ કરી આપતે; પણ મેં વિચાર્યુંતો એજ દૂરસત લાગ્યું કે રોકડા રૂપિઆ તમોને આપવા બેહતરછે, હવે તમે ચાહો તે રીતે એને કામમાં લાવો."

સાસુ—હા. પરદેશમાં એ મોલવી સાહેબ જેમ ચાહે તેમ કરે. કહે-નાર સાંભળનાર કોણ હતું.

અસગરી—કેમ? કહેનાર સાંભળનાર ઘરવાળી બીબી શું નહિ હતી? વળી પરદેશપર શું મૂકરરછે, હીમ્મત જોઇએ. કરનાર હોયતો શેહેરમાં પણ કરી નાખે. બોલનારાઓને બકવા દીધા, આપણને આપણા કામ સાથે કામ.

સાસુ—ત્યારે શું તમે મેહમુદાના એવી રીતના ઉંધતા, જુકતા નેકાહ કરવા ઠરાવ્યાછે?

અસગરી—બેશક, હુંતો લોકોના કેહવા સાંભળવાની કાંઈ પરવા નથી કરતી. મારૂંજ જો ચાલે, તો મેહમુદાના નેકાહ કફાએતઅલ્લાની બેટીનો જોડો થાએ. તેઓએ તો બે ચાર મેહમાનોને પણ બોલાવ્યા હતા, પણ મારી નજદીક તો એટલાની પણ જરૂર નથી.

સાસુ—નહિરે બેન, ખોદાને વાસ્તે એવો ગજબ તો ના કરશો. આ-બા ભવમાં મારી તો એજ એક દીકરી પરણવાનીછે. હવે શું હું કબરમાંથી કોઈના વીહવા વાજન કરવાને ફરી આવવાનીછું?

અસગરી—નહિ—એવો તો મારો પણ ઇરાદો નથી, પણ અલબતાં આએ વાત બચીત મેં પોતાના દિલમાં ધારી રાખીછે, કે એક પૈસો કરજે નહિ લેવો, કે નહિ કોઈ સરસામાન ગીરવી મૂકવો. જે કાંઈ કપડાં ચપડાં એના નામથી રાખેલાંછે તે, અને જે કાંઇ એના કીસમતથી છેલ્લી વખતે મળી જાએ તેટલાંથી બસછે.

સાસુ—સુબહાનઅલ્લાહ—એમ હોયતો પછે શું જોઇએ. પણ સામી તરફ વાળાં પણ હાંમી ભરે તારે કે?

અસગરી—પણ જો તેઓબી રાજી થઈ જાએ તો?

સાસુ—તેઓનું રાજી થવું શું હસી મસખરીછે. ખોદા રાખે એકપૂરો છોકરો. નહિ જાણતાં, કે તેઓના દિલમાં શું શું હોંશ હશે. તેઓ તો બરા-બરીઆનું ઘર જોઇને વાત કરશે, ને સરવે અરમાન પૂરા પાડશે.

અસગરી—જ્યારથી હું સીયાલકોટથી આવીછું, ત્યારથી એજ વાતની તદબીર કરૂંછું. ત્યાં તો સૌ નક્કી થઇ ચૂક્યુંછે. હમણાં જમાલઆરા અને હોસનઆરા દોડતી દોડતી આવી હતી, તેઓ કહી ગઇ, કે એ વાત નાહના હકીમ સાહેબે પણ પસંદ કીધીછે. શાહજમાની બેગમે પોતાની દીક-રીને વાસ્તે ઘણીએક તદબીરો કીધી, પણ ખોદાના ફજલથી કોઇ કારગત નહિ લાગી. હવે ઢીલ નહિ કરવી જોઇએ. પરમનોદિવસ પણ સારોછે, ત્યોંસી મીઠાઇ આવી જાએ, એટલે વાત પક્કી થઇ જાએ, પછી લગનનું જોઇ લઇશું.

સાસુતો એ સાંભળીને અજબ થઈ ગઈ, અને બોલી, કે "વાતતો ઘણી સારીછે, અને આપણી લાએકી કરતાં વધારેછે, પણ તેઓને લાએકનો સા-માન આપણાથી બનવો મુશકેલછે."

અસગરી—હરેક સબબને ઉભો કરનાર ખોદાછે, અને તેજ તેનો અસ-બાબ પહોંચાડનારછે. જ્યારે મેહમુદાનું નસીબ આવાં ઉંચાં ઘરમાં લડયુંછે, ત્યારે ખોદા પોતાની કુદરતથી તેના વખતપર કાંઇ સામાન પણ કરી આપશે.

સાસુ—તમારા સસરાને આવવા દો, તો મીઠાઇને વાસ્તે તેઓથી પૂછી લેઉં.

# મેહરૂન્નીસાનાં લગનની તઈયારી.

થોડા વખતમાં મોલવી સાહેબ આવ્યા, અને માંગણીનો અહેવાલ સાંભળી ઘણા ખુશી થઇ ગયા, અને કહ્યું, કે "વગર ઢીલે પરમ દિને મીઠાઈ આવે." તેમજ અસગરીએ હોસનઆરાને કહેવડાવ્યું. મુકરર કીધેલે દહાડે પાંચ મણ મીઠાઈ, અને ૧૦૦ રૂપિઆ રોકડા આવ્યા. આ તરફથી સવા મણ મીઠાઈ અને સવાસો રૂપિયા ગયા. બંન્નો તરફથી ભલીભલાઇ થઇ ગઈ. માગણી થઇ રહ્યા પછી નાહના હકીમ સાહેબે લગનની તાંતલ કરવા માંડી, અને મોલવી સાહેબને કહેવાડયું, કે "મુદત થઇ મારો ઇરાદો હજ કરવાને જવાનોછે, ફક્ત આટલીજ વાતની ખોટીછે, જીંદગીનો ભરૂસો નથી, વાસતે હું ચાહુંછું કે 'રજબ' મહિનામાં લગન થઇ જાએ." મોલવી સાહેબે અસગરીને પૂછ્યું. અસગરીએ કહ્યું, "હમણાં તો એમ જવાબ દેવાડવો જોઇએ, કે અમે ગોઠવણમાં છીએ, ને જ્યાંસુધી બની આવે ત્યાં તલક તદબીર કરીએછે. સેજસાજ સામાન જે આપવા જોગછે, તે જો એ અરસામાં એકઠો થઈ જાએછે, તો અમારે પણ એ ફરજ આખરે અદા કરવીછે, જેમ જલદી થાએ તેમ બેહતર." એના જવાબમા હકીમ સાહેબે પાછું કહેવડાવ્યું, કે "મેં કાંઇ રીતભાત અને સામાનની ઉમેદથી તમારે ત્યાં સગાઈ નથી કીધી, મને તો છોકરી જોઇએ. તમારે સામાનની ચીંતા કાંઈ કરવી નહિ." અહીંઆંથી જવાબ મોકલ્યો, કે "ઘણું બેહતર, અમારે પણ રજબ મહિનામાં લગન કરવાં કબૂલછે. રજબની ૨૭ મી તારીખ મુકરર થઇ, અને બન્ને તરફ સરસામાનની તૈયારીઓ થવા લાગી.

સામાનની તૈયારી થતાં મોલવી સાહેબને ફિકર પડી. કદી વિચારતા, કે હજારીમલ પાસે કરજે નાણું લેઉં, અને કદી ધારતા હતા, કે ઘી બજાર વેચી નાખું, યા ગીરવી મૂકું. અસગરીએ મોલવી સાહેબને ચીંતાતુર જોઇને પૂછ્યું, કે "આપે શું તદબીર કીધીછે?" મોલવી સાહેબે કહ્યું, "શું બતાવું? સાદીના દિવસ તો માથાપર ચાલ્યા આવેછે, અને રૂપિઆની તદબીર તો કેયેથી બનતી નથી. હજારીમલ પાસેથી મેં રૂપિઆ માંગ્યા હતા, તે પણ બાહાના કાહાડેછે. ઘી બજારને વેચવાનો ઇરાદો કીધો હતો, તેનો કોઇ ખરીદદાર નહિ નીકળતો." અસગરીએ કહ્યું, "હરગેજ થઈ તમોએ કરજે કાહાડવું નહિ, તેમજ જાગીર વેચવી નહિ. કરજ કરતાં ભૂંડી ચીજ કોઈ બીજી નથી, અને જાગીર ખપાવવી કાંઇ મુશકેલ નથી, પણ તે મેળવવી ઘણું કઠણ કામછે." મોલવી સાહેબે કહ્યું, "કરજતો લેઉં નહિ, અને જાગીરને વેચું નહિ, ત્યારે શું હું કીમિઆગરછું યાં ગેબી હાથ જાણુંછું! રૂપિઆ ક્યાંથી આવે?" અસગરીએ કહ્યું, "પેહેલાં ઘરનો હિસાબ જોઇ લેવો જોઇએ.

કપડાં તો કાંઇએક અગાઉથી તૈયાર કીધેલાંછે. ફકત થોડાંએક પરચુરણની જરૂર પડશે, તે મારા વાગામાં કેટલાંએક ઘણા ભારીછે, તેમાંથી ઓછાં કરતાં એટલું પુરચણ નીકળી આવશે, કે મેહમુદાના વાગાને બસ થશે. વાસણો મોજુદછે, કાંઈ વેચાતાં લેવાં નથી. ફર ફરનીચર અને દિવાનખાનાનો સામાન એ સરવે હું પોતાનો આપીશ. નકામો પડયો પડયો ખરાબ થાએછે, અને મને કાંઇ કામનો પણ નથી. વળી તમારી પાસે પણ કાંઈ નગદ રૂપિઆ તો હોશેજ?" મોલવી સાહેબે કહ્યું, "માત્ર ૫૦૦) રૂપિઆછે." અસગરીએ કહ્યું, "બસ ઘણાછે. જ્યારે હું સીયાલકોટ જવા લાગી, ત્યારે નિશાળની રકમના ૪૦૦ રૂપિઆ હતા, તે અમાનત રાખેલાછે. મારી પછી ૨૦૦) રૂપિઆ થયા, તેમાં અરધોં મારી વડી બેનનો હકછે, અને ૧૦૦) રૂપિઆ મેહમુદાનો. એ છેલી રકમ ઉમેરતાં મકતબની રકમ પાંચસોની થઈ જશે. મેહમુદાના નાહના ભાઇને મેં કાગજ લખ્યુંછે, અને ત્રણસો રૂપિઆ મંગાવ્યાછે. બસો રૂપિઆ જેઠ ભાઇએ મોકલવાને લખ્યુંછે. એવી રીતે દોઢ હજાર રૂપિઆ નગદ હાલ તરત મોજુદછે. હજારનાં કડાં જે હોસનઆરાના વીહવામાં મને મળયાં હતાં, તે મને કાંમના નથી. મારો ઇરાદો હતો, કે મેહમુદાને પેહેરામણી કરીશ, પણ પાછળથી વિચાર કરતાં એજ ઘરના કડાં તેજ ઘરમાં જવાં દરૂસત નથી દિસતાં, હું તેને વેચી નાખીશ. તમાશાખાનમની મારફતે બાજારમાં મોકલ્યાં હતાં, તો પનામલ ૧૩૦૦ રૂપિઆ આપવા માગતો હતો. મેહમુદાના નસીબથી અગર કોઇ ગરજવંત મળી આવ્યું, તો ઇનસાલાતાલા પંદરસો વસૂલ થશે, અને વળી એક એ તદબીર મારા મગજમાં આવેછે, કે તમોએ જેઠભાઇને લાવવાને બાહાને લાહોર જવું, અને સરદાર સાહેબ આગળ રજાની વાતમાં એ શાદીની વાત જણાવવી. સરદાર ઘણો રેહમ દિલનોછે. ઉમેદછે, કે ખચીત કાંઈ મદદ કરશે. આગલા વખતથી હિંદુસ્થાની સરકાર એવે ટાંકણે પોતાના નીમખહલાલ નોકરોને મદદ કરતા આવેલાછે."

ટૂંકામાં—અસગરીએ સસરાને લાહોર મોકલ્યા. મોલવી સાહેબ સરદારની સલામને ગયા, તો સરદારે પૂછ્યું, "મોલવી સાહેબ, તમે કેમ તસદી લીધીછે?" મોલવી સાહેબે અરજ કીધી, કે "બંદેજાદીનાં લગણછે, એટલા માટે હાજર થયોછું, કે મોહમદ આકેલને એક મહિનાની રજાની મેહેરબાની કરવી, અને એમતો અરજ કરી નથી શકતો, કે તમો નામદારના ખાનદાનમાંથી કોઇ સામેલ થાએ, પણ અગર દિવાન સાહેબ જેઓ દિલ્લીમાંછે, તેઓ તમો સરકારની તરફથી મીજલસને જેબ દેતો લોકોમાં મારી આબરૂનો વધારો થશે." સરદારે મોહોમદ આકેલને રજા આપવા કબૂલ કીધું, અને મોલવી સાહેબને આવવા જવાનો ખરચ આપ્યો, તથા દિવાન સાહેબને હુકમ

મોકલ્યો, કે "મારી તરફથી મોલવી સાહેબની મજલસમાં સામેલ થવું, અને ૫૦૦) રૂપિઆ ભેટ કરવી." અસગરીની સલાહથી બેઠાં બેઠાં એ પાનસો રૂપિઆ મફતમાં આવી ગયા. આ તરફ પેલાં જડાવના કડાં તમાશાખાનમની મારફતે નવાબ હાતમજમાની બેગમને ત્યાં ગયાં. જે જોતાંજ તે ખુશ થઇ ગઇ, અને આંખ મીચીને ૨ તોરા દર ૧૦૦૦ હજારનાં હવાલે કીધા. હવે તો રૂપિઆની હરેક તરફથી રેલછેલ થઇ ગઇ. અસગરીની ગોઠવણથી સરસમાં સરસ કપડાંનો વાગો તૈયાર થયો, અને ચોવડી જણસ બની. સામાનની તૈયારી એવી તો થઇ, કે મોલવી સાહેબની કોઇ પેઢીમાં નહિ થએલી, અને વેહેવાઇવાળાં પણ તે સરસામાન જોઇને દંગ થઇ ગયાં. જે જે સામાન હતો, તે ભારી અને મોટી કીમતનો હતો, અને જે જે ચીજો હતી તે નવી ઢપની હતી. બે વાગા કપડાંના તો છોકરાની તરફવાળાંથી આવ્યા. તેમાંનો એક રીતને વાસતે કરકરી તાસનો, અને બીજો ચોથીનો કારચોબીનો, અને પુરેપુરું જેહેજ તથા ચઢાવાનું મળીને તો અતિઘણું હતું. નાકમાં નથ તથા બીલ. માથે ટીકો, જુલમર, અને બીના. કાનોમાં જડાવની ઝુને સાદા પાટીઆની બાલી. છપકાની બાલી, કાન જાંહાલર, મગરમોરકીઓ, એરીંગો, કરણફૂલ, અને જુમખો. ગળામાં તુસીપાટીયાં, હાંસડી, ચંપાકળી, કંઠી, તોરા, ધુકધુકી, ચંદનહાર, સાંકળી. બાજુએ જોશન, નવરતંન, ભુજબંધ, વાંક. હાથોમાં કડાં, નવઘરહી, બાંગડી, સાંકળાં, પાટલી. આંગલાંઓમાં વીંટી, છલ્લાની જોડી. પગમાં પોલાં, તોરા, ચૂડીઓ, સાંકળાં, જાંજર, છલ્લાં, અને કારચોબી જાલરેદાર તથા ટીલીદાર, સો મળીને પચાસ જોડી કપડાં, બસો વાસણ, અને તેજ પરમાણે મુજબનો ઉપરનો સામાન હતો.

ટૂંકામાં—મોટી ધૂમધામથી સાદી થઇ ગઇ. મેહમુદા સાસરે ગઇ. તેને સાસરીઆમાં "કમરઆસતાંની બેગમ" નો ખેતાબ મળયો. હકીમ ફતેહઅલ્લાખાન મોટા ચુસત ને પરહેજગાર ખોદાતરસ આદમી હતા. મુદતો થયાં હજનો ઇરાદો કરી રાખ્યો હતો, પણ માત્ર અરજમંદખાનના લગણને માટે ખોટી હતા. હવે લગણ થયા બાદ કેટલાએક દિવસ સુધી વહુના ચેન ચાળા જોતા રહ્યા. પણ અહીઆં જોવાની શું જરૂર હતી! મેહમુદા તો અસગરી બાઇની સંધારપર ચહડી મૂકેલી હતી. કોઇ રીતની તેમાં કસર કે કસૂર બાકી રહેલી નહિ હતી. હકીમ સાહેબે જેટલી પણ તેને અજમાવી તો વહુને હુનરમંદ, અક્કલમંદ, સલુકવાળી જોઇ. એકતો અસલથીજ ખરબુજુ મીઠું અને વળી તે ઉપર ખાંડ ભભરાવેલી! તેમ પેહેલાંતો મેહમુદા પોતાની જાતેજ સારી, અને તે પર અસગરીની કેળવણી, અને અસગરીની સલાહ, ત્યારે હવે પૂછવું શું! એથી હકીમ સાહેબને ખુબ એકીન થયું, કે કમરઆસતાની સારી બેસ રીતે ઘરને સંભાળી લેશે. હવે હકીમ સાહેબે અસબાબ

જોર જડફથી અરબસ્તાન તરફની તૈયારી કરવા માંડી. તેઓને એકતો હજની નઘઆત હતી, તેમાં હજ પછી ત્યાંજ રહેવાનો એરાદો કરી લીધો. રોકડ જે કાંઇ હતું તે પોતાની સાથે લીધું. મકાનો, દુકાનો, બેઠકો, મારકીટ, જાગીરો, ચેહાલીઓ સરવે કાંઈ છોકરાના નામપર કરી આપ્યું. સગાં વહાલાં લોકોએ રીત મુજબ તેમને વાર્યા, સમજાવ્યા, પણ હકીમ સાહેબને તો ખોદાની દોહાઇ હતી, કોઇનું સાંભળયું નહિ. ખોદાનું નામ લઇ ઉભા થયા, અને દુનિઆભરની જાગીર, ઉપજ દીકરા વહુને આપી ગયા. જોકે મેહમુદા પરણી ગઈ હતી, તોપણ અસગરીનો અદબ મલાહજો આગલ કરતાં પણ ભ્યાદે કરતી હતી. જરા જરા વાતમાં અસગરીની સલાહ લેતી. હવે અલબતે અસગરીને પોતાની અક્કલ અજમાવાની તક મળી. મોટું કારખાનું, અને મોટું કામ તેને એવું તો અછી રીતે ચલાવ્યું, કે અરજમંદખાનને (ખોદા જૂઠું નહિ બોલાવે) તે વખતનો પાદશાહ વજીર બનાવી દીવો. કોઇ સરદાર એની મુકાબલે દિલ્લીમાં કે આસપાસ નહિ હતો. એ દ્રષ્ટાંત કયાં સુધી લખીએ ! આટલું લખી ચૂકયો, પણ (અગર સાચૂ પૂછોતો) હજુ મનમાનું છટાંક પણ નથી લખાયું. હમણાં સુધીતો અસગરી ગરીબીમાં હતી. "નાગી નહાતી શું ને નીચોવતી શું" પણ હવે ખોદા રાજે દોલત, અને દબદબાથી નસીબદાર થઈ. વહીવટનો કાબુ, બંદોબસતની તક મનમાનતી મળી. એ હાલતમાં જે જે કામ એ ઓરતે કીધાં, તે અલબતે કયામત સુધી જમાનામાં યાદગાર રેહેવાનાં—મગર અફસોસછે કે તે લખવાની ફુરસદ નથી. તોપણ અગર નસીહત માનનાર, તથા વાત સાંભળનાર, અને સમજનાર હોય તો આ જેટલું લખાયુંછે, તે કાંઈ થોડું નથી. હરેક રીતની વાત, અને હરેક રીતની તરબીઆત એમાં મોજુદછે. કહેવામાં કીસ્સો અને વારતાછે, પણ બાતેનીમાં નસીહત અને શીખામણછે.

## અસગરી અને તેના બચ્ચાંઓ.

હવે આ ચોપડીને પૂરી કીધા અગાઉ એક વાત વધુ લખવી જરૂરછે. તે એ કે અસગરી ઘણી નાની વયમાંથીજ મા બની હતી. પણ હજુસુધી એની ઓલાદની કશી જીકર ઉપર કેયે લખાઇ નથી. અસગરીને બચ્ચાં તો ઘણાં થયાં, પણ ખોદાની કુદરતથી થોડાંજ જીવતાં રહયાં. ફકત એક છોકરો મોહમદ અકમલ, જે છેવટે મેહમુદાની એકપૂરી છોકરી મસઉદા સાથ પરણયો હતો, તે જીવતો રહયો. એ છોકરો કેટલાંએક બચ્ચાંઓ ઉપર પેદા થયો. એની આગમચ મોહોમદ આદેલ એક છોકરો, અને બતુલ નામની

એક છોકરી મરણ પામેલાં હતાં. બચ્ચાંઓને પાળવામાં સંભાળતો અતિઘણી લેવાઇ હતી. સરદી ગરમીની સંભાળ, તથા ખાવા પીવાનો વખત મુકરર કીધેલો, અને સરવે વાતનો બાંધેલો અંદાજો રાખેલો હતો. ઇહાંતલક ખબરદારી રાખેલી, કે અંજાણી અને રદી ચીજ કદીએ બચ્ચાં મોઢામાં નહિ નાંખે. દાંત નીકળવાના શરૂ થયા, એટલે પારાઓને નસતર દીધામાં આવ્યાં, કે ફુટતા પારાઓની ઇજા બચ્ચાંને નહિ હોય. ચાર વરસનાં થયાં, કે સીતલાના બચાવની મતલબથી ગઉસીતલા મુકાવ્યા. ટૂંકામાં, જયાંસુધી આદમીની અક્કલ કામ કરી શકે, તેટલાં તલક સરવે રીતનો બંદોબસ્ત કીધામાં આવતો હતો, પણ તકદીરની આગળ કોઇની તદબીર નથી ચાલી શકતી. મોહોમદ આદેલ ચાર વરસનો થઇ મરણ પામ્યો. તેને મરડો થયો, જાડો બંધ કરવાની દવા આપી, પણ તેમાં બોખાર આવી, અને સનેપાત થઇ ગયો, જેથી આ રમતું હસતું છોકરૂં તાપથી જતું રહ્યું. હજુતો તેનો જખમ તાજો હતો, કે તેટલાં બતુલ સાત વરસની થઇને બીમાર પડી. કોઇ એવી બલાનો જાડો છૂટયો, કે તે જાન લેઇને બંધ થયો. દુનિઆંવરણની દવાઇ થઇ, પણ મોત દવાને કયાં માનેછે? એકજ હફતામાં છોકરી ગભાઇને ચાલી ગઇ. બતુલનાં મોતથી અસગરીને જબરો ઝટકો લાગયો. એકતો છોકરી હતી, અને જાણે મરવાની હોય, તેથીજ મા ઉપર એટલીતો કુરબાન હતી, કે એક પળ પણ તેથી જુદી નહિ થતી હતી. મા નીમાજ પઢતી, તો તેની નીમાજની જગોએ બેસી રહેતી. સાથે સુતી, સાથે ઉઠતી. માની દવાઇ તક ચાખતી, અને એ નાહની ઉમરમાંથીજ બસ પઢવા ઉપર ધ્યાન હતું. દસમાં સેપારાનો તરજુમો શરૂ કીધેલો હતો. જયારે મોહોમદ આદેલ મરણ પામ્યો, ત્યારે ઓરતોએ અસગરીના દિલમાં ખતરો નાખવો શરૂ કીધો હતો. કોઇ કહેતી, કે "ધરભનો ખલલછે, માટે મેહરઅલીશાહનો એલાજ કરો." કોઇ કહેતી, "દૂધપર નજર લાગીછે, માટે ચૌટામાં ઉતાર મૂકાવો." કોઇ કહેતી, "મસાણનું દુઃખછે, માટે રમજાનશાહ પાસે ક્રિયા કરાવો." કોઇ કહેતી, કે "ઘેર સારૂં નથી, માટે મીરઅલી પાસે ઉજાવો." કોઇ કહેતી, "મુસાફરીમાં આવ્યાં ગયાંછો, તેમાં કોઇ ડાકણ વળગીછે, માટે કેછોછામા પીરની દરઘાએ ચાલો." એવી રીતે માદળીઆં, તાવીજ, અમલ, ટોણા, ટુટકા, ઇત્યાદિ દુનિઆ જાહાનના લોકો બતાવતાં હતાં, પણ ધનછે અસગરીને, કે આવી રીતે એક પછે એક બે બચ્ચાં મરણ પામ્યાં, તોપણ ખોદાપર સબર ધરી રહી. જે કોઇએ કાંઇ કહ્યું, તો તેને એજ જવાબ દીધો, કે "ખોદાની મરજી હશે, તો એમ પણ તે ફજલ કરશે."

બતુલને મરવાની ખબર જયારે દુરઅંદેશખાન સાહેબને થઇ, ત્યારે તેઓ ઘણા બેચેન થયા, અને તે બેકરારીમાં દીકરીની ઉપર નીચે જણાવ્યા મુજબનું કાગજ લખ્યું.

## દુરઅંદેશખાંને મોકલેલાં કાગજની નકલ.

"મારી ફુલવંતી અસગરીખાનમને દોઆ બાદ, માલમ થાય કે હમણાં દિલ્હીના કાગજથી મને બતુલને ગુજરવાની ખબર મળી. હું એ વાત ના નથી પાડતો, કે મને દુઃખ નથી લાગ્યું, પણ મારી અકલ એટલી નથી ગઇ, કે નાદાન આદમીઓની પઠે હું નાસબરી કરૂં. મને ઘણી ચીંતા તમારીછે. અજબ નથી, કે તમોને એ જખમ ઘણો ભારી લાગ્યો હોય, પણ હરેક વાતમાં ઇનસાને અકલની સલાહ લેવી જોઇએ. આપણને અકલ એટલા વાસતે બખશીછે, કે દુઃખ હોય યા ખુશી હોય, તોપણ આપણે આપણી અકલની તેમાં મદદ લેવી. દુનિઆની હાલતપર વિચાર કરવો ઘણો જરૂરનોછે, અને તે વિચાર કરવો નકામો નથી. જમીન, આસમાન, પાહાડ, જંગલ, દરિઆ, ઇનસાન, હેવાન, ઝાડ, ઇત્યાદિ લાખો તરેહની ચીજો દુનિઆમાંછે, બલકે દુનિઆ એક ઘણું જબરૂં કારખાનુંછે. કોઇ મુકરર કાએદાથી દિવસમાં સુરજનું ઉગવું, અને રાતનું થવું, તેમજ ચાંદ તથા તારાઓનું ચમકવું, કદી ગરમી કે કદી શરદીનું થવું, અને વરસાદ તથા પાણીની અસરથી ભાત ભાતના રંગારંગ ફળ ફુલોનું ઉગવું, એ દરૂએક ચીજ ગોર કરનારને વિચારવા સારૂં વરસો સુધી પૂરતીછે. ખુદ આદમીનો પોતાનોજ હાલ ગોર કરવાને કાંઇ કમતી નથી. કેવી રીતે આદમી પેદા થાયછે, અને કેવી રીતે પરવરશી પામેછે? શી રીતથી મોટું થાયછે, તથા બચપણ, જવાની, અને બુઢાપાની હાલતો કેવી રીતે ગુજરેછે? અને છેવટે દુનિઆંથી સફર કેવી રીતે કરી જાએછે? એ સરવે ઘણી ઉમદા અને મુશકેલ મતલબછે. એ સરવે કારખાનું કોઇ નેક વિચારથી ખોદાએ જારી કરી રાખ્યુંછે, અને જ્યાંસુધી તે ચાહાશે, ત્યાં તલક એવીજ રીતે ચાલુ રહેશે.

"આ દુનિઆં ફકત સાત કે આઠ હજાર વરસ થયાં ચાલુ થઇછે, અને હવે એની ઉમર થોડીજ બાકી રહેલીછે, યાને કયાંમત ઘણી નજદીક આવેલીછે, ને જલદીથી દુનિઆંને ફના થવુંછે. દુનીયાંની ગણતરી ઉપરથી સાબેત થયુંછે, કે એક કલાકમાં નજદીક સાડાત્રણ હજાર આદમી દુનિઆમાં મરેછે, ઇયાને દરએક પળમાં એકેક મોતની ગણતરી થાયછે, અને તેમજ પેદા પણ થતાં હશે. એ ઉપરથી હિસાબ કરો, કે ફકત એક મહિનામાં કેટલા લાખ આદમી દુનિઆમાં મરેછે, અને પેદા થાયછે? વળી વિચારો, કે સાત હજાર વરસથી એવીજ રીત ચાલતી આવીછે તો, હમણા સુધી બેશુમાર આદમીઓ દુનિઆમાંથી ઉઠી ગયાંછે. ત્યારે જુઓ, મોત એ એક જરૂરની અને સાધારણ વાતછે. મોટા મોટા જબરદસત પાદશાહ, મોટા મોટા હકીમો, મોટા મોટા કાબેલો, તે ઇહાંસુધી કે મોટા મોટા પેગમબરો, જેઓ સુર-

દાને જીવાડી શકતા હતા, તેઓ પોતે પણ મોતથી બચી શકયા નથી! દુનિઆમાં જેઓ પેદા થયાંછે, તેઓને વાસ્તે ખોદાનો ખાસ હુકમછે, કે 'તેણે એક દિવસ મરવું.' એમજછે, ત્યારે અગર એ હુકમ કોઈ દિને આપણી ઉપર, કે આપણા કોઇ નજદીકના પ્યારાં ઉપર ઉતરે, તો તે માટે આપણને કોઇ રીતની ફરિયાદ કે ગીલો કરવાનું કારણ નથી. એ બાબદ કાંઈ સેહેલી નથી. એ ઉપર ખૂબ ધ્યાન આપો, અને જ્યારે તમોને મોતની હકીકત સમજ પડી જશે, ત્યારે ભરૂસોછે, કે તમે પણ મારીપઠે સમજશો કે, 'કોઈના મરવા ઉપર દુઃખ ધરવું હાંસલ વગરનું, અને બેફાયદેછે.'

"હરેક કોઈના મરવા ઉપર દુઃખનું ઉપજવું, તે તેના સંબંધ સાથે તાલુકો રાખેછે. જેમકે આપણે સાંભળીએ, કે ચીનના મૂલકનો પાદશાહ મરણ પામ્યો, તો તેની કશી અસર આપણી ઉપર થનાર નથી, કેમકે આપણને તેની સાથ કશો સંબંધ નથી. તેમજ જો મોહોલ્લામાં કોઇ પારકું આદમી મરણ પામે, અને જેની સાથ આપણને કોઇ રીતનો વાબેસતો નહિ હોય, તો આપણને તેથી થોડુંજ દુઃખ ઉપજવાનું. ખરેખર આપણને દુઃખતો તે શખસનાં મરવાથી ઉપજેછે, કે જેની સાથ આપણને સંબંધ હોય, અને જેટલો સંબંધ જ્યાદે હોય, તેજ મુજબ દુઃખ પણ જ્યાદે ઉપજેછે. અગર ભમાઈની કે ભત્રીજીની, માસીની કે વહુની, કે ફૂઈની બાણુજી મુઇ તો દુખ લાગતું નથી. કેમકે તે દૂરની સગાઈ અને દૂરનો સંબંધછે. બલકે સગાઈ નાતાં ઉપર પણ કાંઈ મદાર નથી. મોહોબત મેળાપવાળાંનાં મોતથી પણ દુઃખ હોયછે. હવે, સમજવું જોઇએ, કે દુનિઆમાં આપણને જ્યાદે સબંધ કોણની સાથેછે? જોકે એ માટેનો કોઈ કાયદો મુકરર નથી. નજદીકની સગાઇ હોય, અને તેઓ સાથ સદાની લડાઈ કે સદાનો બગાડ ચાલુ હોયતો, એવું સગું પારકા દાખલછે. પણ કોઇ પારકું, કે જેની સાથ સગાઇ કે નજદીકી નહિ હોય, ને મોહોબત મેળાપ ઘણો હોય, તો તે સગાંઓ કરતાં વધારેછે. આથી સમજાશે, કે હરેક શખસ પોતાની હાલતની મુવાફેક ખાસ તાલુકો રાખેછે, અને એ સરવે દુનિઆઇ તાલુકા પોતપોતાના ફાયદા અને મતલબની હોયછે. અગર આપણું સગું આપણા ફાયદામાં ખલલ નાખનારૂં હોય, તો આપણે ખચીત ઇછીએ, કે તે આપણાથી દૂર થાયતો સારૂં. અગર કોઇ પારકું આદમી આપણને કામ આવતું હોયતો ખરેખર તે આપણને પોતાનાની મીસાલે પ્યારૂં લાગે. ફાયદાને માટે જે સબંધ ઉભો થાયછે, તે ફાયદો જરૂર નથી, કે રૂપિઆ પૈસાનોજ હોવો જોઇએ. જોકે ઘણુંકરી એવી જીસમના સબંધ હોયછે ખરા, તોપણ કેટલીએકવાર ઉમેદ અને આસાથી સબંધ પેદા થાયછે. ઘણાએક લોકો આપણા આસનાવછે, જેઓ આપણને કાંઇ આપતાં કે પહોંચાડતાં નથી, તોપણ આપણને આશા રહેછે, કે જો કોઇવાર

આપણને કોઇ વાતની જરૂર પડી તો એવો કામ આવશે. સબંધને પેદા થવાના અનેક રસતા હોયછે. હું આ તકરારને ઘણી લંબાવી શકુછું, અને એને જેટલી પણ લંબાવીએ તેટલી ઘટતીછે, પણ આ કાગજમાં મારી મુખ્ય મતલબ ફકત ફરજંદના સબંધ વિષે જણાવવાનીછે, અને અગર જોગવાઇ મળશે તો, ખોદાની મદદથી સબંધ અને તાલુકા વિષે એક કેતાબ લખીને તમો ઉપર મોકલી આપીશ.

"ફરજંદનો જે સબંધછે, તે જાણીતો અને સાધારણછે. કોઇ મા બાપ, કે કોઈ જાનવર વટીક એવા સબંધથી ખાલી નથી. એ ઉપરથી જણાએછે, કે ફકત ફાયદા અને મતલબને માટે એનું ઉત્પન થવું નથી, બલકે આલમને પેદા કરનાર ખોદા જે મોટો દાનાછે, તે એવું ચાહેછે, કે ખચીત કરી માબાપને પોતાનાં ફરજંદો ઉપર મોહોબત હોય. ફરજંદો કંઇ મૂદત સુધી પરવરશીનાં હાજતમંદ હોએછે, તેવી વેળાએ તે ફરજંદોની પરવરશી સારીપરે થાએ, એટલા માટે માબાપને ફરજંદોની માયા લગાડીછે, કે તેઓ એ માયાની અસરથી બચ્ચાંને પાળે તથા મોટાં કરે, તે ઇહાંસુધી કે મોટાં થઇને ખુદ દુનિઆમાં રહી સમાઇ શકે. એ ઉપરથીજ માબાપ ફરજંદોની પરવરશીને વાસતે તેઓની ચાકરી કરવાને બંધાએલાંછે. ફરજંદોને પાળી ઉછેરવું, એટલે સબંધતો ખાસ ખોદાની તરફથી માબાપોને દીધેલોછે, બાકી દુનિઆમાંના આ બખેડા, જેવા કે ફરજંદોની ઇનતેજારી કરવી, જો નહિ હોયતો દવાઇ કે ઇલાજ કરવો, તાવીજ બાંધવાં, દોઆ કરાવવી, છુમંત્ર કરાવવું, ઇત્યાદિ. અગર બચ્ચાં થયાં હોય, તો એવી ફિકર રાખવી, કે છોકરા આવે, છોકરીઓ નહિ હોય ! ઇઆ જે હોય તે જીવતાં રહે, પણ એતો સરવે ઇનસાનનો પોતાનો લોભછે. એટલીજ વાત જાણવી રહીછે, કે ફરજંદોની ખાહેશ, જે આદમી ખોદાની મરજી કરતાં જયાદે પોતાનાં દિલમાં ધારેછે, તેનું કારણ શુંછે ? ખરૂં જોતાં કારણ તો પોતાની મતલબ અને પોતાના ફાએદાને માટે હોયછે, અને તે ફાએદા કેટલીએક કીસમનાં હોયછે, જેમકે,

(૧) કેટલાંએકો એવું સમજેછે, કે ફરજંદથી પાછળ નામ રહે.

(૨) કેટલાંએકોને એવો ખ્યાલ રહેછે, કે ફરજંદો બુઢાપામાં અમારા મદદગાર થાએ.

(૩) કેટલાંએક એવું સમજેછે, કે અમારી દોલત અને માલ મિલકત અમારી પછી તેઓ લે.

હવે એ ઉપર કહેલી ખાહેશના ખેઆલપર વિચાર કરો, કે તે કેટલો ખોટો અને બેહુદોછે.

(૧) "નામ રહે" એટલે શું ? લોકો એમ જાણે કે એ ફલાણાનો દીકરો અને ફલાણાનો નબીરોછે ! પેહેલાંતો જયારે આપણે પોતેજ દુનિઆમાં નહિ

રશા, ત્યારે જો કોઇએ આપણુને જાણ્યાંતો શું, ને નહિ જાણ્યાંતો શું? તે ઉપરાંત વિચાર કરો, કે ક્યાંસુધી એવું નામ રહેછે? કોઇ આદમીને તેના બાપ દાદાઓના નામ પૂછો, કદાચ બપાવા સુધીતો સરવેકોઇ કહી શકશે, પણ એથી વધારે ખુદ ફરજંદોને માલમ નહિ, કે અમારા બપાવાના બાપ અને તેના બાપ કોણ હતાં! જ્યારે પોતાની ઓલાદજ અંજાણી, તો બીજાં લોકોને એ-ઓનાં મુડદાંઓનાં હાડકાં ઉખાડવાની શું જરૂર હોય? એમ કરતાં નામ રહ્યુંતો એક યા બે પેઢી વધારે સુધી, પછીતો બેરસ્તા, અને એક યા બે પેઢી નામ ચાલવું, એ પણ ફક્ત વેહેમ ભરેલી વાતછે. દસ વરસ થયાં હું અહીઆં પાહાડ ઉપર છું, હજારો આદમી મને પીછાણેછે, અને હજારોને હું ઓળ-ખું છું, પણ નથી તેઓ મારા બાપને જાણતા, કે નથી હું તેઓના બાપોથી વાકેફ! તેમજ બાપનું નામ બતાવવા, યા પૂછવાની કોઈવાર જરૂર પણ પડી નથી.

(૨) ફરજંદની ઉમેદવારીનું બીજું કારણ એટલા માટે હોયછે કે "બુઢાપા-માં તે મદદગાર થાએ" લેકીન એ ખ્યાલ પણ તદન હવાઇછે. એ વાતનો શું બરૂસો છે કે ફરજંદ મોટાં થાય, ત્યાં તલક આપણે જીવતાં રહીશું? યા આપણા બુઢાપા તલક તેઓ જીવતાં રહેશે? અગર એમ કરતાં જીંદગીનો સંજોગ બન્યો, તોપણ ફરજંદોનું મદદગાર થવું, માત્ર ખોટો ખ્યાલછે. આ વખતોમાં આપણે એવાં ફરજંદ ઘણા કમતી પામીએ છીએ, કે જેઓ માબાપનો અદબ બજાવતાં હોય, ઇઆ જેઓને માબાપની ખીદમત ગુજા-રીનો ખ્યાલ હોય. અદબ અને ખીદમત ચાકરીતો બાજુએ રહી. હમણાંતો ઘણાખરાં ફરજંદોથી સામી માબાપને વેદના અને દુઃખ પહોંચેછે. જે લોકો ફરજંદની હોંસ કરેછે, તેઓ પ્રથમથી છેવટ સુધી એઓના હાથોથી દુઃખ પામેછે. જુઓ, પેહેલાંતો જ્યાંસુધી નાહનાંછે, ત્યાંસુધી તેઓને પાળ-વાં એક મુસીબતછે. આજેતો આંખ દુખી, કાલે સસણી થઇ, કદી દાંત ફૂટયા, કદી સીતળા નીકળયા. એમ કરતે ખોદા ખોદા કરતાં મોટાં થયાં, તો તેઓના ખાધાની, કપડાંની ફિકર. આ વખતમાં આદમી ગમેતેવી હાલતમાં હોય, નોકરી હોય ઇઆ નહિ, પાસે પૈસા હોય કે નહિ, તોપણ જ્યાંથી બને ત્યાંથી એઓને આપવું તો જરૂર જોઇએ. મા બાપને ફાકા પડેતો પડે, સોદા સામાન નહિ હોય, તોપણ એઓને દમડીના રોજ ચણા જોઇએ. ઇદ હોય, જશન હોય, મેળો હોય, તેહેવાર હોયતો બાવો ભાઇ નવાં કપડાં ને મીઠાઇ ખાવા ચાર પૈસા! એટલે સુધી પણ નિભાવી ચલાવે. હવે, માબાપ ચાહે, કે છોકરો ધંધો શીખે, તથા પઢે લખે, પણ છોકરો એવો પાજી, કે પઢવાના નામથી કોસો સુધી નાહાસે. જ્યાં તલક નિશાળના ચાર છોકરાઓ બાંધીને લઇ જાએ નહિ, ત્યાં તલક જવું કસમછે! ત્યાં ગયા પછી ઉસતાદની આંખ ચોરાવી ક્યાંનો ક્યાં વટી જાય. કેથે તળાવ ઉપર ઉભો રહી ગીલી-

દાંડા રમે. કદી બજારોમાં ધૂળ ચારતો ફરે, અને જરા મોટો થયો, કે મા બાપની સાંમે તણાવા લાગે. લુચ્ચાઓની સોહબત, બદમાસોની સંગત, નહિ નાચ રંગની પરહેજ, કે નહિ બુરી સોહબતોથી દૂર. એવી ચલણોથી બાપદાદાઓને એબ લગાડતો રહે, અને એવી રીતે કેટલાએક શોખ, બદમાસ, ચોર, જુગારી, છાકટ, ઇત્યાદિ થઇ જાએછે. બીજી તરફથી જોઇએતો ફરજંદ પરણાવવાને લાયકનાં થયાં, અને તમામ શેહેર ઢુંઠી માર્યું, પણ કેથેથી જોડું બંધબેસતું નથી. કામ કરનારી પગો તોડી તોડીને થાકી, લાગવગથાં હારીને બેઠાં, કુટંબના લોકો એકમેકને કહી ચૂકયાં, પણ કોઇ હામ નથી ભીડતું, જીવ ભારે ચીંતામાં પડયો. મા બિચારી અહિંથી ત્યાં આજેજી કરતી ફરેછે. કેયે ઊભી ફાલ નખાવી જુવેછે, કેયે ગુડીઆના વિવાહ કરાવી જુએછે, પાંચ વખત દોઆ જારીછે, કે એલાહી ગેબથી કોઇને મોકલ. ઓદા ઓદા કરતાં સગાઇ નીસબત થઈ, તો એવી જગોએ કે જહાં બિચારી માની પાસે ચાંદીનો તાર વટીક નહિ, ને વેહેવાઇ વાળાં જુહુલતી બાલી માગે! હવે સમજો, કે કોઇ રીતે પોતાને વેચીને લગણ કીધાં. 'પંખીનો જીવ ગયો ને ખાનારાંઓને મજાહ નહિ લાગી.' તેમ રીતતો ઓએઓએ ગઇ, તોપણ વેવાણ કહેછે 'અભાગણીએ શું આપ્યું? એવી ન છતમાં દીકરી જણવાની શું જરૂર હતી!'—કોઇ ચીજ વેવાણની ખાતરમાં નહિ આવે. વાતેવાત તાણા. એણીમેર જમાઇજી પધાર્યા, તો તેમના દેમાગની શું વાત! જ્યાં સુધી સસરા પાસે જોડા સીધા નહિ કરાવે, ત્યાં સુધી હાથ પણ નહિ ધોવે! હજુરતો ચોથી થઇ નથી, તેટલે મીયાં બીબીમાં જુતીપેજાર થવા લાગે. છોકરીની છોકરી આવી, અને લડાઇની લડાઇ વેચાતી લીધી! તે ફકત એટલીજ નહિ, કે એક દહાડાની, બલ્કે આખી ઉમર સુધી મુસીબતનો ચરખો ચાલ્યોજછે. આગળ ચાલતાં બેટીને ફરજંદ થવા શુરૂ થયાં. તેની મા વગર પૈસાની લોનડી, અને વગર પગારની દાયા બની. એકતો ઉમર તલક પોતાના બચ્ચાં પાળવાની જેહમત જીલતી રેહેલી, ને ઓદા ઓદા કરતાં બે વરસે જરા હવે આરામ મળયો, ત્યારે દીકરીનાં દીકરાં પોતરાં સંભાળવાં પડયાં!

" કદાચ જો વહુ આવી તો ફેસાદની ગાંઠ, લડાઇની પોટ. સાસુને તો ખાસડાંની બરાબર નથી સમજતી. નણંદોનો દમ નાકમાં લાવી મૂકતી, નહિ જેઠનો મલાહજો, નહિ સસરાનો અદબ! ઓરત એવી, કે મરદોની પાઘડી ઉતારી લે. ઓદા પનાહમાં રાખે, નાલાએક છોકરાંઓથી. છોકરો, જોએ, કે બાએડીએતો આ આફત ઉઠાવી રાખીછે, ત્યારે તે આ નાપાક બાએડીની હીમાએતે નીકળે. આખરે બિચારાં મા બાપ ઘર છોડી જુદાં ભાડાના ઘરમાં જઇ રહે. આવો નતીજો આ વખતની ઓલાદથી મા બાપને મળેછે. ઓલાદથી સુખ પામેછે, એવા ઘણા થોડાજ લોકો હોયછે.

ત્યારે આપણુ લોકો પોતાની બેવકુફીથી ઓલાદની શા વાસતે ઇનતેજારી રાખેછે ? ખરૂં જોઇએ તો ગોયા આફત અને મુસીબતને હાથે કરીને બોલાવેછે !

(૩) હવે ફરજંદની ઉમેદવારીનો ત્રીજો અને બાકીનો આ બેઆલ રહ્યો, કે " અમારી દોલત અને માલમિલકતનો અમારી પછી કોઇ વારસ હોય "— પણ એ બેઆલ પણ ખોટો, નકામો અને બેવકુફી ભરેલોછે. જ્યારે આદમી પોતેજ દુનિઆથી ઉઠી ગયું, તો તેની દોલત અગર તેના દીકરાઓએ લીધી તો શું, અને અગર માલ નાવારસ મુકરર થઇ સરકારમાં ગયો તો શું ? એ દોલત છેવટે પોતાને તો કાંઇ કામમાં આવનારી નથી. દોલતના પ્રમાણ મુજબ જો ખોદાની રાહમાં આપણે હાથે કરી ખરચ કરી જઇએ, યા આપણી પછી આપણા નામથી ખોદાની રાહમાં ખરચાએ તો તેટલુંજ આપણને કારગત લાગવાનું. જો આપણે પોતાની દોલતને પોતે નહિ ખરચી, અને એવું જરૂરી કામ ફરજંદોને ભરૂસે છોડી ગયા, તો આપણા સરખાં હેમક કોઇ બીજાં નથી. જે ફરજંદો મા બાપનું એકઠું કીધેલું વગર મેહેનતે પામેછે, તેઓને તે ખરચવામાં કશી આંચકી રેહેતી નથી. રૂપિઆની કદર તેજ આદમી બુજેછે, કે જે પોતે પોતાની બાજુનાં કૌઅતથી અને પસીનો ઉતારીને પેદા કીધેલો હોય. વગર મેહેનતે જે દોલત મળેછે, તેનો હાલ એજ હોયછે, કે 'માલે મોફત દેલ બીરેહેમ.' અલબતે તેવી મળેલી દોલતને ફરજંદો નાચ, રંગ, સેલ અને તમાશામાં ખુબ ઉડાવશે, અને ચાહો કે બાપના નામથી બાજુરાના રોટલાપર ફાતીઓ વટીક ભણાવે, તો તેટલું પણ કયાંથી લાવે ! શું એજ મુજબના દુનિઆમાં સેંકડો, હજારો નથી ? કે લોકોએ કંજુસી અને નેસીઅતી કરી ઉમરભર એકઠું કીધું, ને ફરજંદોએ તે પામતાંજ દુલ્લાપણાથી ઉડાવી, બાપના આખા ભવનું મેળવેલું સહેજ દિવસમાં ફના કરી નાખ્યું, 'ખોદા ખોદા ! કોણે મેળવ્યું ને કોણે ખરચી ખાધું !!!'

" આ બયાનથી સમજ પડી હશે, કે ફરજંદો સાથ આપણે, જે આટલો બધો સબંધ આપણા દિલથી વધારી મૂકયોછે, તે આપણાજ હકમાં ઘણો નુકસાન કરનારોછે. આપણને ઓલાદ સાથ એટલોજ તાલુકો રાખવાનો હુકમછે, કે જ્યાંસુધી તેઓ આપણી મદદના મોહતાજછે, ત્યાંસુધી તેઓને પરવરશ કરવાં, અને એ પરવરશ કરતાં દિલમાં એમ નહિ ધારવું, કે ફરજંદો મોટાં થઇને એ પરવરશીના બદલામાં અમારી ચાકરી ખીદમત કરશે; એવી ઉમેદ રાખવી જબરી નાદાનીછે. બલકે એ બાબદમાં એમ સમજવું જોઇએ, કે ખોદા જે આપણો માલેકછે, તેણે તેઓને પાળવાની ચાકરી આપણને સોંપેલીછે, અને આપણે ફરજંદને પાળવામાં ફકત ખોદાનો હૂકમ બજાવીએ છીએ. એમ જાણો, કે આ બાગ ખોદાનોછે, અને આપણે તેની તરફથી એ બાગના માળી છીએ. અગર કોઇ બાગનો માલિક કોઇ ઝાડને કલમ કરવા, અથવા

કાપી નાખવાનો હુકમ કરે, તો માળીને એમ કહેવાનો શું હકછે, કે 'મેં આ ઝાડને ઘણી મેહેનતથી ઉછેરેલુંછે, તેને કેમ કાપી યા કલમ કરી નખાવોછો ?' દુનિઆનો તમામ તાલુકો ફકત એટલા વાસતે છે, કે આદમી એકબીજાને ફાયદો પહોંચાડે. આપણને ચંદરોજને માટે કોઈ કારણથી આ દુનિઆમાં મોકલ્યાંછે, અને અહીંઆં આપણને કોઇના બાપ, કોઇના બેટા, કોઈના ભાઈ બનાવી દીધાછે. તે એટલા માટે, કે લોકો આપણી અને આપણે લોકોની મદદ લાગીએ, તથા સલાહ અને સાજકારીમાં આપણી જીંદગી, જે મુકરર કરી આપેલીછે, તે પૂરી કરાયે. દુનિઆં કાંઇ આપણું ઘર નથી. આપણને તો બીજી જગાએ જાઈને રહેવુછે, જ્યાં નથી કોઇ આપણું, કે નથી આપણે કોઈનાં. આપણે અગર કોઇના બાપ છીએ, તો ફકત તે થોડા દિવસને વાસતે, અને કોઈના બેટા છીએ, તો તે પણ થોડા દિવસને વાસતે.

"એ ઉપરથી સમજાશે, કે આપણે કોઇને મરતાં જોઇએ, તો તેમાં અફસોસ કરવો જોઇતો નથી. અફસોસ તો ત્યારેજ કરવો જોઈએ, કે જ્યારે આપણે અહીંઆં અબઇ બેઠાં રહેવાના હોઇએ, પણ આપણને તો ખુદ પોતાને તેજ સફરે જવુંછે. નથી ખબર, કે કઈ પળે બોલાવવું થશે, ને કયારે જાવું પડશે ? વળી સૌથી મુશકેલતો એછે, કે મરવું ફકત એમજ નથી, કે બદનમાંથી જીવ નીકળી ગયો એટલે થઈ ચૂક્યું. નહિ નહિ, ગોયા જીવ એક મકાનમાંથી નીકળી બીજાં મકાંનમાં ગયો. ત્યાં ગયા પછી વાતેવાતનો હિસાબ આપવો પડવાનોછે. જબાનને જૂઠાઇ, ગીબત, કસમ તથા બદ અને બેહુદા બકવાને વાસતે જવાબદારી કરવી પડવાની. આંખો બદ નજરની સજા પામવાની. કાનોને કોઇની બદી અને ગીબત સાંભળવાના બદલામાં ચીમટી દીધામાં આવવાની. હાથને કોઈ ઉપર જબરદસતી કીધી હોય, તથા પરાયો માલ ચોરીઓ હોય, તેમાં કાપવામાં આવવાનો. પગ જો આડે મારગે ચાલીયો હશે, તો શેકંજામાં ઓશી કચરી નાખવામાં આવવાનો. એ કોઇ ભારે ભયંકાર વખત ગુજરશે. ખોદાજ પોતાના ફજલથી બેરો પાર કરે તો થઈ શકે. જેઓને ઉપર કહેલા બનાવોથી બચાવ હોય, અને તે જો કોઇના મરવા પર ગમ કરે, ઇયા કોઇના પેદા થવા ઉપર ખુશી થાયતો વાજબી કહેવાએ. પણ દુનિઆમાં એવો કોણછે, કે જે પોતાના આકેબતથી બેફિકર થઈ ચૂકયો હોય ?

"બેટી અસગરી ! તમે પોતાની ખબર રાખો, અને તે દહાડાને માટેની તૈયારી કરો. જ્યાં કરણી સિવાય બીજું કાંઇ કામ આવનાર નથી. અને દોઆં કરો, કે આલમનો સાહેબ પોતાના દોસત પેગમબરના તોફેલથી આપણ સર્વેનું છેવટ બેર સાથે કરે.

લા૦ ગોનેહગાર,

**દુરઅંદેશખાનની દોઆ પહોંચે."**